# ઝાંશીની રાણી.

ઍન. ઍમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબઈ.

હમણાંજ બહાર પડી ચુકી છે, તૈયાર છે.

ન્હાનાં બાલકો રસથી આનંદ બોધ મેળવતાં

વાંચે એવું ૫૦૦ પાનાનું પુસ્તક.

ધારા નગરીના પ્રખ્યાત વિદ્વાન

# રાજા ભોજ અને કવિ કાલિદાસ.

૧૦૦ બુદ્ધિવર્ધક વાર્તાઓનો સંગ્રહ.

જુદા જુદા પ્રસંગો ઉપર કાલિદાસ પંડિતની સાથે મહારાજા ભોજને થયેલી વાતચીતો, શ્લોકો વગેરેનો સંગ્રહ.

આ પુસ્તકની ભાષા સરલ અને બાળકો વાંચીને સમજી શકે એવી સહેલી અને શુદ્ધ છે.

કિંમત ૪ રૂપીઆ. પોસ્ટેજ તથા વે. પે. જુદું.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

સને ૧૮૫૭ ના બળવાની
વીરબાળા.

# ઝાંશીની રાણી.

રા. પારસનિસકૃત મરાઠી ઉપરથી

યોજક,

રા. મણિલાલ છબારામ ભટ્ટ.

'ગુજરાતની જુની વાર્તાઓ' 'પૃથુરાજ ચોહાણ અને
ચંદબરદાયી' અને 'ઋતુવર્ણન' ઈત્યાદિના કર્તા.

આવૃત્તિ ચોથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

---

વિક્રમાર્ક સંવત ૧૯૭૭. સન ૧૯૨૧.

---

કિંમત રૂ. ૩-૦-૦.

Printed by C. S. Deole, at the Bombay Vaibhav Press,
Servants of India Society's Building,
Sandhurst Road, Bombay.

Published by N. M. Tripathi, Manager N. M. Tripathi & Co.
Bookseller and Publishers, Kalbadevi Road, Bombay.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

પરભાષામાં રચાયેલાં પુસ્તક ઉપરથી ગુજરાતી ભાષામાં લખાયેલાં પુસ્તક ઉપર મોટી પ્રસ્તાવનાની જરૂર રહેતી નથી, છતાં પુસ્તક સંબંધી કંઈક નિર્દેશની આવશ્યકતા હોવાથી, વાચકોને વિદિત કરવાનું કે, ચરિત્રનાં પુસ્તક દેશોન્નતિની વૃદ્ધિ કરનારાં હોવાથી મોટા ગ્રંથકારોએ અને મંડળીઓએ ચરિત્ર લખવાનો પ્રારંભ કરેલો છે. એ ક્રમ મને પણ મારી અલ્પ મતિ પ્રમાણે સારો લાગવાથી મહાપુરુષોને પગલે ચાલી ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા ઝાંશી સંસ્થાનનાં મહારાણી લક્ષ્મીબાઈ સાહેબનાં લોકોત્તર ચરિત્રનું જે બે ત્રણ ગ્રંથમાં ગ્રંથન થયું છે, તે વાંચવાની જિજ્ઞાસા થઈ અને તેમાંથી રા. દત્તાત્રય બળવંત પારસનિસકૃત મરાઠી પુસ્તકનો આધાર લઈ ગુજરાતી ભાષામાં શોભે તેવો આ લેખ લખ્યો છે. મૂળ મરાઠી પુસ્તકનો રસ અને ભાવ ઘણા ઉત્તમ હોવા સાથે ભાષા વગેરે પણ મનોહર છે. મારા કરતાં બીજા વિદ્વાનને હાથે એનું ભાષાંતર સુરસ થાત, પરંતુ ત્રણ ચાર વર્ષ થયાં તેવો પ્રયત્ન કોઈએ નહિ કરેલો હોવાથી મેં આ સાહસ જેવું ઉપહાસ્યાસ્પદ લખાણ કર્યું છે. મરાઠી ગ્રંથકારો સંબંધે મારા મનમાં ઉત્પન્ન થયેલા પૂજ્યભાવને પ્રકટ કરતાં હું માત્ર એટલું જ કહીશ કે, મરાઠી ભાષામાં હાલ જેવાં ઉત્તમ પુસ્તકો થયાં છે અને થાય છે તેવી છાયા પણ ગુજરાતી ભાષામાં નથી, અને ગુજરાતના પ્રસિદ્ધ ગ્રંથકારોએ પરદેશીઓનું મન રંજન કરે એવો ચરિત્રનો એકકે સ્વતંત્ર ગ્રંથ બહાર પાડ્યો નથી. મહારાણી લક્ષ્મીબાઈ સાહેબનું ચરિત્ર મૂળ મરાઠીમાં લખાયેલું જે તે મહારાષ્ટ્ર, મધ્યપ્રાંતો અને ગુજરાતમાં એકે અવાજે ધન્યવાદને પામ્યું છે. એવા એક મોટા ગ્રંથકારને આશ્રયે રહી મેં આ લેખ લખ્યો છે માટે તેમનો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે. વાણી અને વિચારમાં જે સ્ખલન હોય તેને માટે મને ક્ષમા આપી વાચકો જે સૂચના કરશે તો તેમનો આભાર માનીશ. મહારાણી લક્ષ્મીબાઈ સાહેબના લોકોત્તર ચરિત્રથી ગુજરાતી વાચકો પ્રસન્ન થશે, એટલે હું મારા શ્રમને સફલ થયો માનીશ.

અમદાવાદ, સંવત્ ૧૯૫૩.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

જ્યારે આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું ત્યારે, એમ માનવામાં નહતું કે તે દ્વિતીય સંસ્કરણ પામશે. પરંતુ વાચકોના ઉદાર આશ્રયથી તેની આ બીજી આવૃત્તિ પ્રકટ કરતાં મને અતિ આનંદ થાય છે. પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં થયેલી વિનંતી પ્રમાણે, જે વિદ્વાન મિત્રો અને ગૃહસ્થો તરફથી મને સૂચન થયાં હતાં તેનો આમાં અમલ કરવામાં આવ્યો છે. ઘણે ઠેકાણે સુધારા વધારા કર્યા છે એટલું જ નહિ, પરંતુ કેટલાંક પ્રકરણો તો ફરીને જ લખી કાઢવામાં આવ્યાં છે. પુસ્તકના લેખમાં જેમ સુધારા વધારા કર્યા છે તેમ ગ્રાહકોની સહેલા શબ્દો યોજવાની સૂચના ઉપર પણ ખાસ ધ્યાન આપ્યું છે, અને તે સૂચન માટે ગ્રાહકોનો આભાર અને વિદ્વાનોની માફી ઇચ્છી જણાવીશ કે, વિદ્વાનવર્ગમાં પુસ્તકો-ખાસ કરીને ગુજરાતી પુસ્તક ખરીદે છે તેમને સહેલી ભાષા વગર તે નકામું પડે છે. એ લોકને ત્યાં કોશ સાધન નહિ અને વાચન શોખ સારો એટલે તેમને રિઝવવા એ જ ઉત્તમ છે, કારણ કે અઘરી ભાષા એ પણ મમ્મટના કહેવા પ્રમાણે તો એક દોષ છે, પુસ્તક જેવી ભાષા રાખવી અને તેમાં પણ જ્યાંસુધી સહેલા શબ્દોનો ઉપયોગ થાય, ત્યાંસુધી સારું. લોકના મોટા સમૂહનો અભિપ્રાય મેં અત્રે ઉપકાર સાથે સ્વીકાર્યો છે અને તે પ્રમાણે કરવાને બનતો યત્ન કર્યો છે.

દ્વિતીયાવૃત્તિ તૈયાર કરવામાં મારા મિત્ર શ્રીયુત્ યશવંતરાય કેશવલાલ દવે બી. એ. એ જે સાહાય્ય આપ્યું છે તે માટે તેમનો આભાર માન્યા વગર આ સ્થળે મને ચાલતું નથી. એમની એક સરખી કાળજીને પરિણામે જ હું તેને સંતોષકારક રીતે સુધારવા, વધારવા અને પ્રકટ કરવાને સમર્થ થયો છું.

રામનવમી માટુંગા મુંબાઇ.
સંવત્ ૧૯૫૭ ઇ. સ. ૧૯૦૧

મણિલાલ છબારામ ભટ્ટ.

# અનુક્રમણિકા.







## મણિલાલ છબારામકૃત પુસ્તક.



| | | |
|---|---|---|
| ૧ | ગુજરાતની જુની વાર્તાઓ. ... ... ... | ૨–૮–૦ |
| ૨ | પૃથુરાજ ચૌહાણ અને ચંદ બરદાયી. ... ... | ૨–૮–૦ |
| ૩ | ઋતુવર્ણન કાવ્ય ( બીજી આવૃત્તિ થાય છે. ) ... | |
| ૪ | અનિલકૃત–કાવ્ય. ... ... ... ... | ૦–૪–૦ |
| ૫ | સીમંતિની આખ્યાન ( બીજી આવૃત્તિ. ) ... ... | ૧–૪–૦ |
| ૬ | લોર્ડ લૉરેન્સ. ... ... ... ... | ૧–૪–૦ |
| ૭ | ઝાંશીની રાણી ( ચોથી આવૃત્તિ. ) ... ... | ૩–૦–૦ |
| ૮ | બર્નિયરનો પ્રવાસ. ... ... ... ... | |
| ૯ | સુંદર બેન ... ... ... ... ... | |
| ૧૦ | પતિવ્રતા સતીઓ ( સચિત્ર ) આવૃત્તિ ત્રીજી. ... | ૩–૦–૦ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**

બુકસેલર્સ કાલબાદેવી રોડ, મુંબાઈ.



# ઝાંશીની રાણી.

## પ્રકરણ ૧ લું.

### ઝાંશી સંસ્થાન.



ત્તર હિંદુસ્તાનમાં બુંદેલખંડ[1] નામનો એક બહુ ફળદ્રૂપ પ્રદેશ છે. જે સંસ્થાનો એણી તરફ આવેલાં છે, તેમાં ઝાંશી પણ એક સુપ્રસિદ્ધ સંસ્થાન છે. એ વિંધ્યાદ્રિના ઉત્તર ઢોળાવ ઉપર યમુના નદીની દક્ષિણોત્તર દિશાએ, પૂર્વ રેખાંશ ૭૮° ૨૨' ૧૫'' અને ૭૯° ૨૭' ૩૦'' તથા ઉત્તર અક્ષાંશ ૨૫° ૬' ૪૫'' અને ૨૫° ૫૮' અને ૪૮'' ની વચ્ચે આવેલું સંસ્થાન છે. એની ઉત્તરે ગ્વાલિયર અને સીમથરની સરહદ, પૂર્વે ધસાન નદી અને તેની પેલી

---

૧ બુંદેલખંડ એટલે બુંદેલ લોકનો પ્રદેશ. આ નામ સંબંધી બે દંતકથાઓ ચાલે છે, તે આ પ્રમાણેઃ—(૧) કાશીમાં પંચમ નામનો રાજા હતો. તેના ભાઈઓએ બલોન્મત્ત થઇ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો, ત્યારે તે દુર્ભાગી રાજા ભટકતો ભટકતો વિંધ્યાદ્રિમાં ગયો અને પ્રસિદ્ધ વિંધ્યવાસિની દેવીની રાજ્ય મેળવવા માટે આરાધના કરવા માંડી. રાજાએ દેવીને પોતાનાં અંગો કાપીને બલિ આપવા માંડયો, ત્યારે, દેવીએ પ્રત્યક્ષ દર્શન આપી રાજાનો હાથ પકડી તેને રાજ્ય પાછું મળશે, એવો આશીર્વાદ દીધો. રાજાનાં છેદાયેલા અંગમાંથી રુધિરનાં બિંદુ પડયાં તેથી તેના વંશજો બુંદેલ કહેવાયા. (૨) કાશીના રાજાનો કોઇ હરદેવ નામનો ભાયાત, એક છોકરીને લઇ ઓચ્છનમાં જઈ રહ્યો હતો. કાઢી આણેલી છોકરી તે 'બુંદી' એટલે દાસી, એમ ત્યાંના લોક કહેતા.

તરફ હમીરપુર, દક્ષિણે લલિતપુર પરગણું, વોરછા અને તેહેરીની સરહદ આવેલી છે, અને પશ્ચિમ દિશાએ દતિયા તથા ગ્વાલિયરની સરહદ છે. સંસ્થાનનું ક્ષેત્રફળ ૪૯૮૩$\frac{3}{7}$ ચોરસ માઇલ છે. એમાં ૯૩૪૯૩૪ માણસની વસ્તી, બાર પરગણાં, અને એકંદર ૨૧૪૦ ગામ છે. પહુન, વેત્રવતી અને ધસાન, એ ત્રણ નદીઓવાળો સપાટ અને કેટલોક પહાડી પ્રદેશ પણ તેમાં છે. સંસ્થાનના રાજનગર ઝાંશીમાં એક મજબુત કિલ્લો છે.

ઝાંશી સંસ્થાનનો પ્રાચીન ઈતિહાસ ઉપલબ્ધ ન હોવાથી તત્સંબંધી વિશ્વસનીય હકીકત મળતી નથી, તથાપિ ઈ. સ ૧૫૦૦ ની સાલ પછીનો કંઇક આધાર મળે છે. તે વખતે વોરછાના રાજા બીરસિંહદેવના તાબામાં ઝાંશી એક નાનું ગામ હતું. બીરસિંહદેવે પોતાના અમલ દરમિયાન એક મજબુત કિલ્લો બાંધી તેને સૈનિક મહત્ત્વ આપ્યું હતું. એ રાજા ઘણો જુલમી અને ક્રૂર હતો. તેણે અકબર પાદશાહના માનીતા મુસદ્દી અને ઇતિહાસકાર અબ્દુલ ફજલને ઈ. સ. ૧૬૦૨ માં ઠાર માર્યો હતો. અકબરે ક્રોધે ભરાઈ તેને શિક્ષા કરવા માટે પોતાના શાહજાદા સલીમને મોટું લશ્કર આપી બુંદેલખંડ ઉપર ચઢાઈ કરવા મોકલ્યો હતો, પરન્તુ સલીમના આવતા પહેલાંજ બીરસિંહદેવ ભયથી વોરછા છોડી નાસી ગયો હતો. ૧૬૦૫ માં એટલે ઉક્ત ચઢાઈ પછી ત્રીજે વર્ષે જ્યારે સલીમ, જહાંગીર નામ ધારણ કરીને દિલ્લીના તખ્ત ઉપર બેઠો ત્યારે બીરસિંહદેવને તેણે તેનો અપરાધ માફ કરી ઝાંશી પ્રાંત પાછો સોંપ્યો. ૧૬૨૭ માં એ જગજ્જેતા પાદશાહ મરણ પામ્યો અને તેનો શાહજાદો શાહજહાન દિલ્લીની ગાદીએ આવ્યો. વળી પુનઃ બીરસિંહદેવે પોતાની દુષ્ટતા પ્રકટ કરી. તેણે પાદશાહી દેશમાં દંગો ફિસાદ અને લુંટફાટ કરવા માંડ્યાથી શાહજહાન પાદશાહે તેની ખોડ ભુલાવી દીધી. એટલુંજ

---

તે તરફનો એક રાજા કેટલાક કાળ પછી એ છોકરીને જોઇ તેનાપર મોહી પડયો. હરદેવને સારાં સારાં વચન આપી રાજાએ તે છોકરી સાથે લગ્ન કર્યાં અને તેનાથી જે પ્રજા ઉત્પન્ન થઇ તે બંડલ અથવા બુંદેલ કહેવાઇ. બુંદેલ નામના રાજાઓ અદ્યાપિ બુંદેલખંડના દતિયા આદિ સંસ્થાનોમાં રાજ્ય કરે છે.

નહિ, પરન્તુ તેની જાગીર પણ જપ્ત કરી લીધી. એ વખતથી તે છેક ૧૭૦૭ માં દિલ્હીની ગાદીએ બહાદુરશાહ આવ્યો ત્યાંસુધી ઝાંશી સંસ્થાન મોગલ પાદશાહોની હકુમતમાં રહ્યું. બહાદુરશાહે છત્રસાલ રાજાને તે પછી ઝાંશી એક સંસ્થાન તરીકે બક્ષીસ આપ્યું.

રાજા છત્રસાલ જાતનો પરમાર રજપુત હતો અને પન્નામાં તેની રાજગાદી હતી. એના પિતાનું નામ ચંપતરાવ હતું. છત્રસાલ હિંદુધર્માભિમાની અને શૂરવીર હતો. આખા બુંદેલખંડ ઉપર તેની હકુમત હોવાથી તેની પાસે સારી સંપત્તિ અને વૈભવ હતાં. હિંદુસ્તાનમાં સર્વત્ર એનું યશોગાન થતું હતું. એ કાળના એક હિંદી કવિએ તેના બલૈશ્વર્યનું આ રીતે અલૌકિક વર્ણન કર્યું છે:—

चाकचक चमूके अचाकचक चहूं ओर
चाकसी फिरत धांक चंपतिके लालकी
भूषणभणत बादशाही मारि जेर करी
काहू उमरावना करेरि कर बालकी
सुनी सुनी रिति बीर दैतके बडप्पनकी
थप्पनड थप्पनकी रीति छत्रसालकी
जंग जीति लेवा ते वै वहै कैदाम देवा
भूपसेवा लागे करत महेवालही पालकी १

भुजभुजंगशके वै संगिनी भुजंगिनीसी
खेदी खाती दीह दारुण दलनके
बखतर पाखरनी बीच धशीजात
मीन पैरी पारजात परबाह ज्यों जलनके
रैया रवि चंपतिके छत्रशाल महाराज
भूषण सकतको बखानियों बलनको
पछी परछीने ऐसे परेपर छीने बीर
तेरी बरछीने बर छीने हैं खलनके. २

राजत अखंड तेज छाजत सुजशबडो
गाजत गयंद दिग्गजनिहीए सालको
जाके परतापसें मलिन आफताबहोत
तापतीजदुन्न कर बहु ख्यालको
साजि साज्जि गुज तुरी कोतलकतारी दीन्हे
भुषन भनत ऐसो दीन प्रतिपालको
आर राजा राव मन एक हू ल्याऊ अब
साहूको सराहौं की सराहौं छत्रशाल को ॥ २ ॥

બુંદેલખંડનો રાજા છત્રસાલ ઉત્તમ રીતે રાજ્ય ચલાવતો હતો, તેથી પ્રજા તેની ઉપર પ્રસન્ન હતી; પરન્તુ ' परवृद्धिभिराहितव्यथाः स्फुटनिर्भिन्नदुराशयोऽधम. ' ' પરવૃદ્ધિથી પામતા વ્યથા, અધમોના સ્ફુટ છે દુરાશયો ' એ નિયમ પ્રમાણે અધિકારથી ઉન્મત્ત થયેલા અને હિંદુ રાજાઓને ત્રાસ આપવામાં જ શોભા માનનારા મુસલમાનોથી તેનો ઉત્કર્ષ સહન થઈ શકયો નહિ. માળવાનો સુબેદાર અને અલ્હાબાદનો નવાબ મહમદખાન બંગષ, એ બે જણે સાથે મળીને છત્રસાલ રાજા ઉપર વારંવાર સ્વારીઓ કરી તેને પીડવાનું બીડું ઝડપ્યું. રાજા છત્રસાલ આ વખતે ઘરડો થઇ ગયેલો હોઈ તેનાથી એ લોકની બરોબર રણસ્વાગતા થઇ નહિં. આ બળવાન્ શત્રુઓ સામે કોઇની પ્રબલ સહાય મેળવવા સંબંધી તે વિચારમાં પડ્યો, કારણ કે, મુસલમાનોની પાસે સાઠ હજાર માણસોની ફોજ તૈયાર હતી. દિલ્લીના પાદશાહની તેમને કુમક મળે એમ પણ હતું. રાજાને તેમનો પરાજય કરવાનું અશકય જેવું લાગ્યું અને એના એજ વિચારમાં તે નિરાશ તથા મંદોત્સાહ થઈ ગયો. પરન્તુ આખરે તેને યાદ આવ્યું કે, મહારાષ્ટ્રમાં ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રિય કુલાવંતસ શ્રીમન્ત છત્રપતિ શાહુ મહારાજના મુખ્ય પ્રધાન બાજીરાવ પેશવા રણકુશળ છે, અને તેમની મને મદદ મળશે. તરત બાજીરાવ પેશવા ઉપર પત્ર લખી તેમને જણાવ્યું કે તેમણે બુંદેલખંડમાં મોટી સેના મદદે મોકલાવી એક વૃદ્ધ રજપુત રાજાને મુસલમાનોની દાઢમાંથી મુક્ત

કરાવવો. છત્રસાલે બાજીરાવ ઉપર લખેલો વિનંતિપત્ર ઓતપ્રોત કરુણરસથી ભરપૂર હતો. તેમાં સો હિંદી દુહા લખ્યા હતા, જેમાંનો એક નમુનારૂપે આપણે અત્ર ટાંકીશું:—

**दुहो.**

**जैसी बीती गजराजकु, वैशी बिती है आज ।**
**बाजी जात बुंदेलकी, राखो बाजी ! लाज ॥ १ ॥**

આવી જાતનો વિનંતિપત્ર જોઇ બાજીરાવ પેશવાને છત્રસાલની દયા આવી. શ્રીમંત છત્રપતિ સરકારની અનુજ્ઞા લઈ તેની કુમકે બુંદેલખંડ જવાનો તેમણે નિશ્ચય કર્યો. સપાટાબંધ લશ્કરની ગોઠવણ કરી બાજીરાવ પેશવાએ શુભ ચોઘડીએ સૈન્ય લઇને રવાનગી લીધી. મજલ દર મજલ કાપતાં ‘ચાકણચોરાસી’ પહોંચ્યા અને સુમારે એકવીસ દિવસે બુંદેલખંડમાં જઈ ઉભા રહ્યા. આવતાં વાંતજ છત્રસાલ રાજાના શત્રુ મહમદખાન બંગષ અને તેમની વચ્ચે લડાઈ થઇ. મરાઠા સૈન્યે મુસલમાનોના લશ્કરને છિન્નભિન્ન કરી નાંખ્યું. મહમદખાન બંગષ બાજીરાવના પ્રતાપસૂર્યના તેજે જીવ લઇને ત્યાંથી નાસી ગયો. આ પ્રમાણે છત્રસાલ રાજાની ઉપર આવેલું સંકટરૂપી વાદળ વેરાઇ ગયું. બાજીરાવ પેશવાના કંઠમાં વિજયશ્રીએ જયમાળ પહેરાવી. પન્નામાં બાજીરાવ અને છત્રસાલ રાજાનો સપ્રેમ સમાગમ થયો. રાજાએ તે વખતે એ નરપુંગવને ઉત્તમ રીતે આવકાર આપ્યો અને કેટલોક પ્રાંત પણ નજર કર્યો. વળી છત્રસાલ[1] રાજાએ બાજીરાવ પેશવાને પોતાના તૃતીય પુત્રરૂપ ગણી મરતી વેળાએ પોતાના ત્રણ કરોડ રૂપિઆની ઉપજવાળા પ્રદેશમાંનો એક કરોડ રૂપિયાની ઉપજનો પ્રાંત બક્ષીસ આપ્યો.

---

૧ છત્રસાલને જગદ્‌રાજદેવ, અને હરદેવ બે કુંવરો હતા, તથાપિ મરાઠી નાની બખરમાં બાવન પુત્ર હતા એમ લખેલું છે. વળી ઉકત બખરમાં એવું પણ લખ્યું છે કે, બુદ્ધિસિંહ નામના રાજકુંવરે તો મહમદખાન બંગષને હાર આપવામાં બાજીરાવને ઘણી મદદ કરી હતી. આને માટે કંઇ વધારે પુરાવો મળતો નથી.

આ પ્રમાણે બક્ષીસમાં મળેલા એક કરોડ રૂપિયાની ઉપજના મુલકને ત્રણ ભાગે વહેંચી નાંખી, શ્રીમંત બાજીરાવ પેશવાએ તેની ઉપર ત્રણ સુબા નીમ્યા. ગોવિંદપંત બુંદેલને પહેલો સુબો ઠરાવી તેના તાબામાં સાગર, ગુલસરાઈ ને જાલવણ વગેરે ચાળીસ લાખ રૂપિયાની ઉપજનો પ્રદેશ સોંપ્યો.[1] બાજીરાવ પેશવાના અનુપમ સૌન્દર્ય ઉપર મોહી પડી તેમના અલૌકિક ગુણ અને શૌર્ય ઉપર લુબ્ધ થઇ રહેલી મસ્તાનીથી બાજીરાવને, સમશેર બહાદુર નામે એક પુત્ર થયો હતો. તેને બીજો સુબો બનાવી તેના તાબામાં બાંદા અને કાલ્પી વગેરે ચાળીસ લાખની ઉપજનો પ્રદેશ સોંપ્યો. એ થોડું જીવી મરણ પામ્યો તેથી તેના તાબાનો મુલક પાછળથી સિંધિયાને સોંપવામાં આવ્યો હતો.[2] બાકીનો વીસ લાખ રૂપિયાની ઉપજનો પ્રદેશ નારોશંકર મોતીવાળા નામના એક શૂરવીર સરદારને સોંપી તેની સુબેદારી પણ તેને આપી હતી. આ વીસ લાખનો મુલક તેજ ઝાંશી પ્રાંત.

ઈ. સ. ૧૭૫૬ ની સાલમાં, પૂર્વના ગોસાવી રાજાએ બંડ કરી પેશવાના સુબેદારોને[3] નસાડી મૂકયા. તે પેશવા સરકારને જાણ થતાં

---

૧. ગોવિંદપંત બુંદેલને પાણીપતની લડાઈમાં નજીબખાન રોહિલાએ મારી નાંખ્યો ત્યારે એને બે પુત્ર હતા. કાલ્પીનું રાજ્ય કેટલાક દિવસ તેણે ચલાવ્યું અને હાલ તેના વંશજોની પાસે સાગર મુલક પૈકી ગુલસરાઈ વગેરે ત્રણ લાખ રૂપિયાની ઉપજનો પ્રદેશ ચાલુ છે. ગુલસરાઇના વિદ્યમાન રાજાનું નામ રાજા આત્મારામ બાબા બહાદુર છે.

૨. ઇ. સ. ૧૮૧૭ ની સાલમાં બાંદા પ્રાંત ઈંગ્રેજ સરકારે ખાલસા કર્યો અને સમશેર બહાદુરના વંશજોને ચાર લાખની નિમણુંક બાંધી આપી. હાલ તેમના વંશજો ઈંદુરમાં રહે છે, જેમને વર્ષ દિવસે ઈંગ્રેજ સરકાર તરફથી માત્ર તેર હજાર રૂપિયાનું પેનશન મળે છે.

૩. ઝાંશીમાં નીમાયેલા પેશવાઇ સુબાઓ સંબંધી ઘણોજ મતભેદ જોવામાં આવે છે. શ્રીમંત દામોદરરાવે આપેલી હકીકતમાં નારોશંકર મોતીવાળાને ઝાંશીની સુબેદારી મળી હતી એમ લખ્યું છે, અને બીજે ઠેકાણે લખ્યું છે કે, ઝાંશીમાં પ્રથમ ગંગાધરપંતની નિમણુંક થઈ હતી. પછી ગોવિંદપંત બુંદેલે અને પછી સન ૧૭૪૨ ની સાલમાં નારોશંકર મોતીવાળાની નિમણુંક

તેમણે રઘુનાથરાવ હરિ નેવાળકર નામના એક શૂરવીર સરદારને બુંદેલખંડ તરફ મોકલ્યો. રઘુનાથરાવે ઝાંશી આવી મોટા શૌર્યથી ત્યાંના

થઇ હતી. ૧૭૫૭ માં પેશવાએ નારોશંકરને પાછા બોલાવી લઇ મહાદજી ગોવિંદને ઝાંશીના સુબા નીમ્યા. તેમણે રોહિલખંડ કબજે કર્યો. ૧૭૫૯ માં બાબુરાવ કનૈયારાવની નિમણુંક થઈ. આ વખતે ગોવિંદપંત બુંદેલે પેશવાને લખી મોકલ્યું કે, જો કોઇ શૂરવીર સરદારને મોકલશો તો અહીં તેને પુષ્કળ મુલક મળશે. પેશવાએ ચિંતામણરાવ હરિ અને રઘુનાથ હરિ નેવાળકરને મોકલી દીધા. 'લોકહિતવાદી' માં લખ્યું છે કે, 'બાબાજી પંડિતની પછી નારોશંકર રાજેબહાદુર સને ૧૭૪૩ માં બુંદેલખંડમાં આવ્યા અને ઉર્ચાના રાજા પાસેથી બીજો કેટલોક મુલક મેળવી ઝાંશીનો કિલ્લો સમારી દુરસ્ત કરાવ્યો તથા શહેર વસાવ્યું. એમને પન્નાની હીરાની ખાણમાંથી પણ નીમે ભાગ મળતો. નારોશંકર પાછા આવ્યા અને મહાદજી ગોવિંદ સુબા થયા. એમના પછી બાપુરાવને યોજવામાં આવ્યા. વળી તેમના પાછા આવ્યા પછી પુનઃ ઇ. સ. ૧૭૬૧ ની સાલમાં નારોશંકર નિમાયા હતા અને એ સાલમાં જ જાલવણનો સુબેદાર ગોવિંદપંત બુંદેલ પાણીપતમાં માર્યો ગયો હતો. સમશેર બહાદુરને બુંદેલખંડથી પુનઃ મોકલ્યા. તેમના પછી વિશ્વાસરાવ લક્ષ્મણ અને ૧૭૭૦ માં રઘુનાથ હરિ આવ્યા. તેમણે ૨૪ વર્ષ સ્વતંત્રપણે કારભાર કર્યો. આમાં કંઇ મેળ મળતો જણાતો નથી. સન ૧૭૫૬ ની સાલમાં ઝાંશીના ગોસાવીએ બંડ કરી નારોશંકરને હાંકી કાઢયા ત્યાર પછી પેશવા સરકારે રઘુનાથરાવ હરિ નેવાળકરની યોજના કરી એમ માનીએ તો, નારોશંકર વીરનર હોઇ ગોસાવીથી હાર ખાય એવું તેમનાં 'રાજેબહાદૂર' ઈલકાબ ઉપરથી મનાતું નથી. વળી પાણીપતની લડાઇમા તેમનું નામ વધારે પ્રસિદ્ધ થઇ ગયું છે. તે ભાઉ સાહેબના માનીતા સરદાર હતા એ જગજાહેર વાત છે. આ નારોશંકર સંબંધી ફોરેસ્ટ સાહેબે 'ગવર્નમેન્ટ સિલેકશન' માં લખ્યું છે કે:—

"In the reign of Shahu Raja of Satara, the first of the family ( Raja Bahadar family ) whose name was Naro Shankar Dani ( of the sect of Rigvedi Brahman ) was nominated by Nana Saheb Peshwa to collect the revenues

જાગીરદાર [1]ગોસાવીનો દોર તોડી નાંખ્યો, અને પેશવા સરકારની રાજ સત્તા સંસ્થાપિત કરી. એ સમાચાર પુનામાં પેશવા સરકારને મળ્યા એટલે તેમણે રઘુનારાવ હરિને અભિનંદન અને ધન્યવાદ આપી, એ બહાદુરીના બદલામાં ઝાંશીની સુબેદારી વંશપરંપરાને માટે સોંપી.

રઘુનાથરાવ ઝાંશીના કાયમ સુબા થયા પછી બુંદેલ રાજ્યના બંદોબસ્ત માટે તેમણે મોટી ફોજ જમાવી. જે ગોસાવી દંગો ફિસાદ કરતા તેમને તેમણે પોતાના તાબામાં લીધા. આનંત, આભાત, આખાત અને નાગા નામે તેમના ચાર અખાડા હતા. એ દરેક અખાડામાં એક એક હજાર માણસ રહેતા હતાં. દરેક ગોસાવીને માસિક ચાર રૂપિયાનો પગાર બાંધી આપ્યો હતો. લડાઇને પ્રસંગે પેશવા સરકારને મદદ કરે તો લડાઈમાંથી જે લુંટ મળે તેમાંથી તેમને અડધો ભાગ મળે, એવો નિયમ રાખ્યો હતો. તે લોક હથિયાર તરીકે તરવાર, બાણ, બંદુક, તીરકામઠા

---

of Jhansi in Hindustan. He held tbe office for fourteen years without contributing one rupee to Government and eventually assumed a Nowbut as a military leader, for which reasons he was recalled to Poona,. And on his entry he not only caused his Nowbut to be beaten throughout the city, but came directly to the Peishwa's palace where he claimed apartments. Having sufficient address to satisfy the Peishwa of his conduct, he was hence forward treated as one of the great military chiefs of the empire, and known by the name of Motiwala from an enormous pearl which he wore. ''

આ ઉપરથી નારોશંકર, નાનાસાહેબ પેશવાના રાજ્યમાં ઝાંશીનો સુબેદાર હતો એટલું જ માત્ર સિદ્ધ થાય છે. તાત્પર્ય કે, રઘુનાથ હરિની પૂર્વે ઝાંશીમાં જે સુબેદારો થયા તેમની વિગત બરોબર મળતી નથી.

૧. આ ગોસાવી પાછળથી રઘુનાથ હરિને શરણે આવ્યો હતો. તેને અગિયાર બાર હજારની આવકવાળી જાગીર બક્ષીસ મળી હતી, જે અદ્યાપિ પણ તેના વંશજો ભોગવે છે.

અને ઉંટ ઉપરની જંજાળો (લાંબી બંદુકો) વાપરતા હતા. ગોસાવી સૈન્યની સહાયથી રઘુનાથરાવે બુંદેલખંડનાં ત્રીસ બતરીસ સંસ્થાનો પોતાની આણમાં આણ્યાં હતાં. એ સંસ્થાનોવાળાઓએ પેશવા સરકારના મુલકમાં લુંટફાટ કરવી બંધ કરી એટલુંજ નહિ, પરંતુ પોતાનામાં ટંટો પડે ત્યારે તેમણે ઝાંશીના સુબેદારોને પોતાની મદદે બોલાવવા માંડ્યા અને તેના બદલામાં પાંચ છ લાખ રૂપિયા ખંડણી આપવા માંડી. બુંદેલખંડમાં મરાઠાની સત્તા પૂર્ણરીતે સ્થાપન કરનાર રઘુનાથરાવને તેમના ભાઈઓ લક્ષ્મણરાવ તથા શિવરાવ ભાઉની ઘણી મદદ મળી હતી.

રઘુનાથ હરિ નેવાળકરનો મૂળ પુરુષ પહેલો રઘુનાથરાવ હતો. એ કોંકણ પ્રાંતમાં મોજે કોટ તરફ પાવસ પરગણે રાજપુરમાં અષ્ટાધિકારી હતો. ખાનદેશમાં ધુળિયાની પાસે મોજે બહાદરપુર કરીને એક નાનું ગામ છે, ત્યાંના તે વતની હતા. તેમને બે પુત્ર હતા. એકનું નામ ખંડેરાવ અને બીજાનું નામ દામોદરપંત. આ બે પુત્ર સાથે રઘુનાથરાવ પોતાની ગરીબ અવસ્થામાં કાળ ગાળતા હતા. બેઉ છોકરાઓને સારી સંતતિ થઈ, અને તે ભાગ્યશાળી નીકળવાથી બહાદરપુર જેવા ક્ષુલ્લક ગામમાં રહેનાર નેવાળકર કુળનો ઉદય થયો. રાઘોપંત, સદાશિવપંત અને હરિપંત એ ત્રણ પુત્ર દામોદરપંતને થયા. તે ઘણા હોંશિયાર અને પરાક્રમી નીકળ્યા. તેમણે શ્રીમન્ત પેશવા સરકારની અને માળવાના સુબેદાર મલ્હારરાવ હોલકરની પાસે જઈ પોતાના શૌર્યાદિ ગુણોના યોગથી તેમની કૃપા સંપાદન કરી. તેમણે ખાનદેશમાં ચોરવડ, સીરમણી, અને ઉત્રાણ તથા ગુજરાતમાં અમદાવાદ ઈત્યાદિ ઠેકાણે પરાક્રમ કરી નામ કાઢયું. હોલકરના સૈન્યમાં તેમને સરદારી મળી હતી. તેમણે પોતાનાં પરાક્રમોથી ખાનદેશ જિલ્લામાં પારોળે નામના ગામની જાગીર મેળવી. ત્યાર પછી રાઘોપંત એક લડાઈમાં મરણ પામ્યો. સદાશિવપંત અને હરિપંતના પુત્ર લક્ષ્મણરાવ વગેરે પારોળમાં રહી પોતાની જાગીર સંભાળતા હતા, અને હરિપંતના પુત્ર રઘુનાથરાવ, પેશવા સરકારની પાસે રહેવાથી તેમના સારા ગુણ સરકારના મનમાં ઉતર્યા હતા. ઝાશીના ગોસા-

વીઓના બંડની ખબર પુનામાં આવતાં, તેમણે રઘુનાથરાવ હરિને ઝાંશીનો બંદોબસ્ત કરવા મોકલ્યા હતા. રઘુનાથરાવે ઝાંશી જઈ પોતાનું પરાક્રમ કેવી રીતે દેખાડી આપ્યું તથા કેવી રીતે તેની સુબેદારી સંપાદન કરી વગેરેનું દિગ્દર્શન આપણે ઉપર કરી ગયા છીએ. રઘુનાથરાવે ચાળીસ વર્ષ સુધી ઝાંશીમાં રહી પેશવા સરકારની સુબેદારી બરોબર બજાવી અને સર્વ મુલકનો બંદોબસ્ત કર્યો એટલું જ નહિ, પણ બુંદેલખંડમાં હમેશને માટે મહારાષ્ટ્ર રાજ્યનો વાવટો ફરકતો કર્યો. તેમણે મહારાષ્ટ્ર દેશના લોકનું અંગી સ્વધર્માભિમાન, તેજસ્વિતા, અને પરાક્રમ આદિ ગુણો બુંદેલખંડના લોકમાં પ્રસિદ્ધ કર્યાં. આવા પ્રતાપશાળી પુરૂષના વંશમાં પુરૂષો તો શું, પરંતુ સ્ત્રીઓ પણ પરાક્રમી નીકળે અને પોતાનાં પરાક્રમોથી લોકને છક કરી નાંખે એમાં કંઈ આશ્ચર્ય નથી ! અર્થાત્ ઝાંશીના શૂરવીર સુબેદાર રઘુનાથરાવ હરિ નેવાળકર, એ આ ચરિતનાં નાયિકા મહારાણી લક્ષ્મીબાઇ સાહેબના ભર્તૃવંશના મૂળ પુરૂષ હતા, એમ હવે સ્પષ્ટ કરવાની પણ અગત્ય નથી.

રઘુનાથરાવ એ કંઈ સામાન્ય પુરૂષ ન હતા. ઝાંશીની સુબેદારીથી તેમણે પોતાનું નામ ગજાવી મૂકયું હતું. આ લોકમાં પોતાનું નામ અમર કર્યા પછી તેમણે પારલૌકિક સુખનું પણ સાધન કર્યું હતું. વૃદ્ધ થયા પછી ઝાંશીની સુબેદારી પોતાના નાના ભાઈ શિવરાવભાઉને આપી બાકી રહેલું આયુષ્ય ઈશ્વરચિન્તનમાં ગાળવા તેમણે કાશીવાસ કર્યો હતો. સને ૧૭૯૬ માં તેમણે ત્યાં કૈલાસવાસ કર્યો. રઘુનાથરાવનો વૈભવ અને ઉત્તર વયનો વૈરાગ્ય જોઈ કોઈ પણ માણસ તેમને સ્વાર્થસિદ્ધ કરીને પરવારેલા સાધુ પુરૂષની ઉપમા આપ્યા વગર રહે તેમ ન હતું.

આપણે ઉપર કહી ગયા કે, રઘુનાથરાવની પછી તેમના ભાઈ શિવરાવભાઉને ઝાંશીની સુબેદારી મળી. એ શિવરાવભાઉ પણ બહુ શૂરવીર હતા. તે વખતે પુનામાં પેશવાની ગાદી ઉપર બીજા બાજીરાવ સાહેબ આવેલા હોવાથી, દરબારમાં ગોંધળ થઈ રહ્યું હતુ. સર્વ પ્રાંતો ઉપરની દેખરેખ ઓછી થવાથી પેશવાને ખંડણી આપી તેમને નામે રાજ્યકાર્યભાર

કરનાર સુબેદારો ધીરે ધીરે સ્વતંત્ર રાજા થવા માંડ્યા હતા. ઝાંશીની સુબેદારી પેશવાએ રઘુનાથરાવને વંશપરંપરાને માટે આપી હતી. તેઓ માત્ર જમાખર્ચની યાદી દરબારમાં મોકલાવતા હતા, પરંતુ બાજીરાવના વખતમાં અંધાધુંધી ચાલી રહેલી હોવાથી શિવરાવભાઉએ યાદી મોકલવાનું પણ બંધ કર્યું. બુંદેલખંડમાં શિવરાવભાઉ અગ્રેસર હતા અને બીજાં બુંદેલ રાજ્ય તેમને પૂછીને પાણી પીતાં હતાં, તેથી બ્રિટિશ સરકારે તેમની દોસ્તી કરવાનો ઘાટ ઉતાર્યો. એ વખતે ઈંગ્રેજોનું હિંદુસ્તાનમાં ઝાઝું જોર ન હતું, છતાં પેશવા સરકારની સાથે વસાઈનું તહનામું થયા પછી મરાઠી સામ્રાજ્યમાં તેમને ચંચુ પ્રવેશ મળ્યો હતો. સિંધિયા, હોલકર, નાગપુર, અને ભોંસલે આદિ મરાઠા સરદારોની સાથે કંઇ નહિને કંઈપણ મિષ કાઢી તેમની શક્તિ કમી કરવા માટે બ્રિટિશ સરકારને નામે વેલસ્લી અને લેક જેવા મોટા મોટા ઇંગ્રેજ સેનાપતિઓ પેશવાના તરફેણમાં રહી લડાઈ ચલાવતા હતા. લેક સાહેબે ધીરે ધીરે બુંદેલખંડમાં પગ ઘાલવા માંડ્યો, પરન્તુ બુંદેલ રાજાઓ પેશવાના બળવાન સુબેદાર શિવરાવભાઉના બલૈશ્વર્યને આશ્રયે મોટા બન્દોબસ્તથી રહેલા હોવાને લીધે બ્રિટિશ સરકારનો ત્યાં સહેજ પણ પ્રવેશ થવાની આશા જણાઈ નહિ. લેક સાહેબે શિવરાવભાઉ અને બ્રિટિશ સરકારનો નવીન સ્નેહસંબંધ બાંધવાને માટે તા. ૧૮ મી નવેમ્બર સને ૧૮૦૩ ની સાલમાં ઇઝિલખાન નામે વકીલને વચમાં રાખી એક 'વજીબઉલ અર્જ' નામનો મૈત્રીસંબંધક ખલિતો તેમના ઉપર મોકલાવ્યો.

એ મૈત્રીપત્રથી બુંદેલખંડના મુખ્ય સુબેદાર શિવરામભાઉ ઇંગ્રેજ સરકારને અનુકૂળ થયા, એટલે ત્યાં બ્રિટિશ સત્તા સ્થાપવાનું ફાવ્યું. સને ૧૮૦૪ માં ઈંગ્રેજોની ફોજ લઇને કેપટન બેલિસ બુંદેલખંડમાં આવ્યો. ભાઉસાહેબે તેને જે રાજ્યકીય સલાહ આપી તે, તે વેળાના કમાન્ડર-ઇન-ચિફ લાર્ડ લેક સાહેબને બહુજ પસંદ પડી. પછી તેના અને ગવર્નર જનરલના હુકમથી કેપટન બેલિસે કડારા મુકામે તા. ૬ ઠ્ઠી ફેબ્રુવારી સને ૧૮૦૪ ને દિવસે નવ કલમનું એક નવું તહનામું કર્યું. એનો સારાંશ આ પ્રમાણે હતો:—"ભાઉ અને બ્રિટિશ સરકાર પરસ્પર

મિત્ર થયા છે, સંકટને વખતે પરસ્પરને મદદ કરવી, શિવરામભાઉએ યુરોપખંડના કોઈ પણ રાજ્યના અથવા જગતના બીજા કોઇ લોકને ઇંગ્રેજ સરકારની અનુમતિ સિવાય પોતાના રાજ્યમાં નોકર રાખવા નહિ અને પૂર્વની માફક ભાઉસાહેબે પેશવા સરકારને ખંડણી આપવી, વગેરે."

આ તહનામા પ્રમાણે શિવરામભાઉએ બ્રિટિશ સરકારની સાથે સારી રીતે ચાલી તેમને વારંવાર મદદ કરી હતી. એમ કહેવાનું કંઇ ખાસ કારણ નથી, કેમ કે, चित्ते वाचि क्रियायां च महतामकरूपता એ સજ્જન વર્તન ક્રમ ભાઉસાહેબમાં યથાર્થ રીતે વાસ કરીને રહેલો હતો. શિવરાવભાઉની સત્યતા માટે બ્રિટિશ સરકાર તરફનો પણ સારો પુરાવો છે. તા. ૧૨ મી. એપ્રિલ સન ૧૮૦૪ ને દિવસે વિલાયતમાં કોર્ટ ઓફ ડિરેક્ટરની સિક્રેટ (ગુપ્ત) કમિટિમાં, તે વખતના ગવર્નર જનરલ લાર્ડ વેલસ્લી તેમના સભાસદ જી. એચ. બાર્લો તથા જે એડને એક રિપોર્ટ કરતાં શિવરાવભાઉની મદદ વિષે ઉત્તમ લેખ લખેલો છે.* આ ઉપરથી ઝાંશીના સુબેદાર શિવરાવભાઉનો બ્રિટિશ સરકાર ઉપર

---

* "Soon after Captain Ballies" arrival in Bundelcund, he received proposals from the Subadar of Jhansi, who holds the fort of that name and its dependent districts under the nominal authority of the Peishwa, to connect his interests with those of the British Government, to which his Excellency the Commander-in-Chief authorized Captain Ballies to accede.

On the 4th of January 18o4, the Subadar of Jhansi arrived in British camp.

Regular engagements have been concluded with that Chief by Captain Ballies, and have recieved the approbation of the Comammander-in- Chief, and the Governor-General-in-Council.

The troops of the Subadar of Jhansi have since been employed in co-operating in the defence of Bundelcund

ચિરસ્મરણીય ઉપકાર થયેલો હોવાનું સિદ્ધ થાય છે. આવા ઉપકારને માટે—नहि कृतमुपकारं साधवो विस्मरंति 'સુજન નથી કરેલા ભૂલતા ઉપકારો' એ ન્યાયાનુસાર લાર્ડ વેલસ્લી અને લાર્ડ લેક ઉદાર અને કૃતજ્ઞબુદ્ધિથી ભાઉને વારંવાર અભિનંદન આપ્યું હતું; કારણ કે, ભાઉની મૈત્રીને લીધેજ બુંદેલખંડનાં બીજાં દેશી રાજ્યો બ્રિટિશ સરકારને અનુકૂળ થઇ રહ્યાં હતાં.

શિવરાવભાઉએ પણ પોતાના ભાઇ રઘુનાથરાવની માફક ૧૮ વર્ષ સુધી ઝાંશીનો રાજ્યકારભાર ચલાવી સુકીર્તિ સંપાદન કરી. સને ૧૮૧૪ માં તે માંદા પડ્યા. એ માંદગીને લીધે તેમણે પોતાના પૌત્ર રામચંદ્રરાવને ઝાંશીની સુબેદારી આપી તથા વિશ્વાસુ કાર્યભારીઓને રાજ્યવ્યવસ્થા સોંપીને શ્રીક્ષેત્ર બ્રહ્માવર્તમાં જઈ વાસ કર્યો. રામ નામની ધૂન લગાવી ગંગામાં જલસોઈ કરી ત્યાં તેમણે દેહત્યાગ કર્યો. ઐહિક સુખનો અને રાજ્યકાર્યભારનો યથેચ્છ ઉપભોગ કરી અંતકાળે પરમેશ્વર પ્રાપ્તિનું મુખ્ય સાધન જે ભગવન્નામસ્મરણ તે પણ ઉત્તમ પ્રકારે કરી પારલૌકિક સુખનો લાભ લેનાર રાજપુરૂષ ઝાંશીના બે સુબેદારો જેવા ક્વચિત જ કોઈ થયા હશે, એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ થતી નથી.

કૃષ્ણરાવ, રઘુનાથરાવ, અને ગંગાધરરાવ, એ ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ મળી શિવરાવભાઉને પાંચ સંતાન હતાં. ભાઉસાહેબની હયાતીમાં જ કૃષ્ણરાવ સને ૧૮૧૧ માં મરણ પામ્યો હતો, તેથી તેના પુત્ર રામચંદ્રરાવને ઝાંશીની સુબેદારી મળી. રામચંદ્રરાવ સગીર વયનો હોવાથી સંસ્થાનનો કાર્યભાર તેની માતુશ્રી સખુબાઇ અને સંસ્થાનનો જુનો દિવાન

---

and the adjoining districts in the neighbourhood of Jhansi. The example of the Subadar has induced several other Chiefs in that quarter to place themselves under the protection of the British Government."—Despatch of the Governor General in-Council to the Secret Committee, 12th April 1804, Vol. 5. p. 92.

રાવ ગોપાળરાવ ભાઉ સંભાળતાં હતાં. એ વખતે પુનામાં પેશવા સરકાર રંગતાન ને મોજમઝા ઉપર ચઢ્યા હતા, અર્થાત્ ખૂબ તાનબાજીમાં પડ્યા હતા તેથી પેશવાઇની સર્વ સત્તા બ્રિટિશ સરકારના હાથમાં જઈ પડી. *તા. ૧૩ મી જૂન ૧૮૧૭ ને રોજ પેશવાની વતી તેમના વકીલ મોરો દીક્ષિત અને બાળાજી લક્ષ્મણ બેટ ઉપર એલ્ફિન્સ્ટન સાહેબના બંગલામાં જે તહનામું કર્યું હતું તેની ૧૩ મી કલમ મુજબ બુંદેલખંડનું સર્વ સ્વામિત્વ ઈંગ્રેજ સરકારના કબજામાં આવ્યું હતું[૧] આથી બ્રિટિશ સરકારે પોતાનું સ્વામિત્વ સ્થાપિત કરવા માટે ઝાંશીના સુબેદાર રામચંદ્રરાવની સાથે નવીન તહનામું કરવાની યુક્તિ કરી, અને તે પ્રમાણે

* શ્રીમંત બાજીરાવ પેશવા અને ઈંગ્રજો વચ્ચે વસાઈ મુકામે સને ૧૮૦૨ ની સાલમાં તહનામું થયું ત્યારે તે यावच्चंद्र दिवाकरौ પાળવામાં આવશે, એવો નિશ્ચય કરેલો હોવા છતાં યુક્તિથી તે ફેરવવાનો બેત કર્યો અને પેશવાનું રાજ્ય ખાલસા કર્યું તે જોઇ એક ઈંગ્રેજ ઈતિહાસક લખે છે કે:—

"The treaty was to last while sun and moon endureth." The day was soon to come when these eternal vows were to be pooh-poohed as mere dead flowers of oriental rhetoric. But the original of the treaty from first to last stands in the hand-writing of the Governor-General. Peishwa and Sitara have passed away, but these words of his will not pass away!"—Empire in Asia, p. 243.

ઉપરની વાર્તા ઉપરથી પુરુષોની પોતાનું વચન પાળવાની ચતુરાઇ કેવી છે તે જણાઈ આવે છે. ઉક્ત કલમમાં નીચે પ્રમાણે લખ્યું છે:—

1. "His Highness Rao Pandit Prudhan Bahadoor hereby cedes to the Honourable East India Company all his rights, interests, or pretentions, feudal territorial or pecuniary in the province of Bundelkhand, including Saugor, Jhansi and the lands held by Nana Govindrao, and agrees to relinquish all connection with the Chiefs in that quarter."

તા. ૧૭ મી નવેમ્બરને દિવસે ઝાંશીના સુબેદાર રાવ રામચંદ્ર તરફથી ગોપાળરાવ ભાઉ અને બ્રિટિશ સરકાર તરફથી પોલિટિકલ સુપ્રિન્ટેન્ડન્ટ જોન વાહુચપ વચ્ચે પિપ્રીની છાવણીમાં દસ કલમોનું તહનામું થયું. એ નવા તહનામામાં બ્રિટિશ સરકારે ઝાંશી સંસ્થાન, રાવ રામચંદ્રના કુળમાં વંશપરંપરા ચલાવવાનું કબુલ કરી, તેમણે ઇંગ્રેજ સરકાર સાથે રાજભક્તિથી ઇમાન અને ઇતબારથી મૈત્રી રાખવી તથા સંકટ સમયે પરસ્પરને મદદ કરવી એમ ઠરાવ્યું.

તહનામા પ્રમાણે ઝાંશીના સુબેદાર રાવ રામચંદ્રે ઈંગ્રેજ સરકારને ઉત્કૃષ્ટ સહાય કરી હતી. ૧૮૨૫ માં જ્યારે લોર્ડ કોમ્બરમિયરે ભરતપુરને ઘેરો ઘાલી તે સર કર્યું ત્યારે મધ્ય હિન્દુસ્તાનમાં ફાંસિયા પિંઢારી વગેરે બંડખોર લોકોએ ઘણોજ ત્રાસ વર્તાવી મૂક્યો હતો. તે લોકોમાં કોઈ નાના પંડિત નામનો જાળવણની ગાદી ઉપર હક ધરાવવાનું કહેનાર એક બંડખોર માણસ સૈન્ય જમાવી ઘણો બલોન્મત્ત થઈ ગયો હતો. એણે ઇંગ્રેજોની સાથે ઉઘાડું વેર દેખાડી તેમના તાબાના કેટલાક પ્રાંત હસ્તગત કર્યા, એટલુંજ નહિ, પણ કાલ્પી શહેર ઉપર હલ્લો કરી તે સર કરી લીધું. આ જોઇને ઈંગ્રેજ અધિકારીઓ ખરેખર ચિન્તાગ્રસ્ત થઈ ગયા. ઝાંશીના પોલિટિકલ એજંટ એન્સી સાહેબે ઝાંશી સરકારની મદદ લીધા વગર, હવે ઉગરવાનો ઉપાય નથી, એવો વિચાર કરી, રાવ રામચન્દ્રને યુદ્ધસામગ્રી મોકલવા માટે વિનંતિ કરી. રામચન્દ્રરાવે તત્તજ તેની વિનંતિ માન્ય રાખી પોતાના રસાલામાંથી ૪૦૦ ઘોડેસ્વાર, ૧૦૦૦ શૂરવીર સૈનિકો, અને બે તોપો ઈંગ્રેજોની મદદે મોકલી આપ્યાં. એ સૈન્યે કાલ્પી જઈ બંડખોરોનો પરાભવ કર્યો અને શહેર પૂર્વવત્ પાછું ઈંગ્રેજોના તાબામાં સોંપી આપ્યું. ઝાંશીના સૈન્યની મર્દાઈ જોઈને ઈંગ્રેજ અધિકારીઓને સંપૂર્ણ સંતોષ થયો. તે વખતના ગવર્નર જનરલ લાર્ડ વિલિયમ બેન્ટિકે ઝાંશીના સૈન્યને અભિનંદન આપી ત્યાંના સુબેદાર રાવ રામચંદ્રનો આ અત્યુત્તમ મદદના બદલામાં કૃતજ્ઞબુદ્ધિથી તા. ૧૯ ડિસેમ્બર ૧૮૩૨ માં એક મોટો દરબાર ભરી ઉપકાર માન્યો, તથા તેમને 'મહારાજાધિરાજ'

અને ' ફિદવી પાદશાહ જાનુજા ઈંગ્લિસ્તાન ' ની પદવી આપી. વળી છત્ર, ચામર અને નગારાં ઇત્યાદિ રાજચિન્હોથી તેમને અલંકૃત કરીને અંશતઃ તેમના ઉપકારમાંથી મુક્ત થવાનો યત્ન કર્યો. ' યુનિયન જેક ' નામનો વાવટો પોતાના કિલ્લાપર ચઢાવવાની આ વખતે રામચન્દ્રરાવે રજા માગી તે મોટા સંતોષથી અને ઘણી ખુશીથી બ્રિટિશ સરકારે આપી. આ ઉપરથીજ ઝાંશી સરકારની બ્રિટિશ રાજ્યઉપરની ભક્તિ સ્પષ્ટ થાય છે.* પોતાના કિલ્લા ઉપર બ્રિટિશ રાજ્યચિન્હવાળો વાવટો ચઢાવનાર ઝાંશી સંસ્થાનના સંસ્થાનિકની રાજનિષ્ઠાની કોનાથી ગણના થાય તેમ છે ?

આગળ લખી ગયા છીએ કે, રામચન્દ્રરાવ સગીર વયમાં હોવાથી રાજ્યકારભાર તેમની માતુશ્રી સખુબાઈ ચલાવતી હતી. એ સખુબાઈ ઘણી ક્રૂર અને ક્રોધી સ્ત્રી હતી. રામચન્દ્રરાવ ઉમ્મરમાં આવતાં સ્વતંત્રપણે રાજ્યકારભાર કરવા લાગ્યો. સખુબાઈથી તે દેખી ખમાયું નહિ. રામચન્દ્રરાવ તેનો પેટનો જાણ્યો છોકરો હોવા છતાં, તે મરી જાય અને સઘળો રાજ્યકાર્યભાર પોતાના હાથમાં રહે તો ઠીક, એવી તેને ઉત્કટ ઇચ્છા થઈ. આ વિચારથી તેણે રામચન્દ્રરાવનો ઘટાલાડવો કરવાને માટે અનેક ઘાતકી ઉપાયો કર્યા, પરન્તુ તેમાં તેનું કંઈ જ વળ્યું નહિ. છેવટ દુષ્ટાએ એક બીજી યુક્તિદાર યોજના કરી. રામચન્દ્રરાવને ઝાંશીના લક્ષ્મીતળાવમાં પડીને તરવાનો બહુ શોક હતો. સખુબાઈએ તળાવમાં પાણીની નીચે ધારવાળા ભાલાઓ રોપાવ્યા કે જેથી તે જેવો પાણીમાં ભુસકો મારે તેવોજ અંદર વિંધાઈ જાય. ઓહો ! રાજ્યલોભ કેવો

* આ સંબંધી એક યુરોપિયન ગૃહસ્થે કાઢેલા ઉદ્ગાર વાંચવા અને લક્ષમાં રાખવા યોગ્ય હોવાથી અત્ર ઉતારીએ છીએઃ—

**" The adoption of the flag of the British Government, by a friendly and a little State was truly expressive of that loyalty and faithfulness for which the Hindus are always remarkable in the history of humanity. "—Cf. Indophilus letters to the Times, P. 11.**

બળવાન છે!! પેટના જણ્યાની સામે પણ રાજ્યલોભથી કેવી ક્રૂરતા થાય છે તેનું આ એક અદ્ભુત ચારિત્રિક દૃષ્ટાંત છે. પેશવાના કુળમાં કૃત્યા આનંદીબાઇએ રાજ્યલોભને વશ થઇ પોતાના હાથના ઉછેર એવા ભત્રીજાનો વધ કરાવી પોતાની ક્રૂર તથા દુષ્ટ નામનાને ઇતિહાસમાં કાળા અક્ષરે અમર કરી હતી, તેવી જ રીતે ઝાંશી સંસ્થાનની ઉક્ત કૃત્યા સખુબાઇએ કર્યું, એમાં શક નથી, પરંતુ 'જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે.' એ ધીરાભક્તની ઉક્તિ પ્રમાણે, સખુબાઈએ રામચંદ્રનો ઘાટ ઘડી રાખ્યો હતો, પરંતુ તેમ થયું નહિ. નારાયણરાવ પેશવાના રક્ષક ચાફાચી ટિળેકરના જેવોજ નિમકહલાલ અને સ્વામીને માટે પ્રાણ આપતાં પણ અજર કરે નહિ એવો, લાલુ કોદલકર રામચન્દ્રરાવની સાથે હતો, તેણે એ કપટ પ્રબંધનો સણસણાટ જાણેલો હોવાથી સખુબાઇની બાજી ધૂળ મેળવી પોતાના સ્વામીને ઉગારી લીધો. રામચંદ્રરાવે તેની ઉત્તમ સેવાનો બદલો આપ્યો અને સખુબાઈએ પણ તેને પોતાના ક્રોધનાં ફળ ચખાડ્યાં. મારાની મારફતે તેને કિલ્લાની બહાર ઠાર કરી નંખાવ્યો. રામચન્દ્રરાવ [1]સ્વભાવે ગરીબ હોવાથી તેણે પોતાની માતુશ્રીના ઉપર વેર લીધું નહિ, તથાપિ દરબારના શાણા અને ચતુર પ્રધાનોએ[2] સખુબાઈનું આ દુષ્ટ કૃત્ય જોઇ, તેને કેદ કરી કઠારાના

---

૧ બુંદેલખંડનો પોલિટિકલ એજંટ કર્નલ સ્લિમન સાહેબ આ રામચંદ્રરાવના સ્વભાવ સંબંધે લખે છે કે:—

"The Raja of Jhanshi, Ramchundra Raw, died a few months ago, leaving a yaung widow and a mother, but no child. He was a young man of about twenty eight years of age, timid, but of good capacity and most amiable disposition."

૨ ઝાંશીના પ્રધાનમંડળ વિષે બોલતાં કર્નલ સ્લિમન પૂર્ણ સંતોષથી જણાવે છે કે:—

"The Raja of Jhanshi had hitherto been served by the most respectful, able and honourable men in the country,

કિલ્લામાં જન્મભર બંદીવાન કરી રાખી. જે કુળમાં રાણી લક્ષ્મીબાઈ જેવી લોકોત્તર અબળા ઉત્પન્ન થનાર હતી, તેજ કુળમાં સખુબાઈ જેવી કુલાંગાર કૃત્યા પણ થઇ હતી, એ કેવું આશ્ચર્ય છે ? પરન્તુ નહિ, એમાં આશ્ચર્ય જેવું શું છે ? તુળસી અને ભાંગ એક જ વૃંદાવનમાં ઉગે છે, અને બોરડીના બેઉ કાંટા એક જગાએથી ફૂટે છે, છતાં એક વાંકો અને બીજો સીધો થાય છે.

રામચંદ્રરાવની કારકીર્દીમાં રાજ્યકારભાર ઉપર બિલકુલ લક્ષ અપાયેલું નહિ હોવાથી ઉપજ ઘટી ગઇ. બુંદેલલોક રામચંદ્રરાવની નબળાઇનો લાભ લઈ દેશમાં લુંટફાટ ચલાવવા લાગ્યા અને પહુજ આદિ પરગણામાં તેમણે ધાડો પાડવા માંડી, પરન્તુ પછી તરત તેનો બન્દોબસ્ત કરવામાં આવ્યો.

સને ૧૮૩૫ માં રામચંદ્રરાવ માંદા પડ્યા અને એ મંદવાડમાંથી ફરીને બેઠા થવા પામ્યા જ નહિ. તેમને પુત્રસંતાન ન હતું. રામચંદ્રરાવની વિધવાએ તેની બ્હેનના પુત્ર કૃષ્ણરાવ (સાગર પરગણામાં કોઈ મોરેશ્વરરાવ ખેર નામનો માણસ હતો તેના પુત્ર) ને દત્તક લીધો. આ દત્તવિધાન અશાસ્ત્ર હોવાથી ઝાંશીના દરબારીઓમાં ફૂટ પડી. ગાદીના વારસની બાબત છેવટ બ્રિટિશ સરકાર ઉપર ગઈ અને ત્યાંથી એવો નિર્ણય થઈ આવ્યો કે, શિવરાવભાઉનો ઔરસ પુત્ર અને રામચન્દ્રરાવનો સગો કાકો ત્રીજો રઘુનાથરાવ ગાદીનો ખરો વારસ છે. ઝાંશીના પોલિટિકલ એજંટ એગ્મી સાહેબે એજ રઘુનાથરાવને ગાદીએ બેસાડ્યો. ઝાંશીની ગાદીપર આ ત્રીજો રઘુનાથરાવ હતો.

ત્રીજો રઘુનાથરાવ દુર્વ્યસની અને રાજકાજમાં વ્યવહારશૂન્ય હતો;

---

while, the other Chiefs of Bundelcand could get no man of this class to do their work for them—that this was the only court in Bundelcand in which such men could be seen, simply because it was the only one they could feel themselves secure."

ઝાંશી સંસ્થાનની ગાદી મળતાં જ તેણે ચેનબાજી ઉડાડવાનો પ્રારંભ કર્યો. થોડા સમયમાં તેની મંડળીમાં કંચનીઓ અને તાયફાઓનો જમાવ થઇ ગયો. રઘુનાથરાવ ઇશ્કબાજીમાં ગુલતાન રહેવા લાગ્યો એટલે સંસ્થાનની ઉપજ[1] એક ચતુર્થાંશથી પણ ઓછી આવવા માંડી, મનસ્વી કરજ વધવા માંડ્યું અને સંસ્થાનનાં ફળદ્રુપ પરગણાં, જે ગ્વાલિયર અને વોરછા હતા તે સાહુકારોને ગેર ધરાંણે મુકાઇ ગયાં. એ રઘુનાથરાવની કારકીર્દીમાં આ પ્રમાણે ઝાંશી સંસ્થાન ધુળધાણી થઈ જવાનો વખત આવ્યો, પરન્તુ નામદાર બ્રિટિશ સરકારે રઘુનાથરાવનું દોઢડહાપણ જોઇ સન ૧૮૩૭ માં સંસ્થાનની વ્યવસ્થા પોતાના હાથમાં લઇ લીધી, એટલામાં વળી સન ૧૮૩૮ ના એપ્રિલ માસમાં તેમણે પરલોકવાસ કર્યો. રઘુનાથરાવે ગજરા નામની એક ગણિકા–નર્તકી રાખી હતી અને તેને પેટે અલ્લીબહાદૂર અને સમશેર બહાદૂર નામના બે છોકરા થયા હતા. એમને રઘુનાથરાવે ૭ હજારની જાગીર બક્ષીસ આપી હતી, જે અદ્યાપિ તેમના વંશજો ભોગવે છે.

રઘુનાથરાવે કૈલાસવાસ કર્યો ત્યારે ગાદીઉપર હક ધરાવનારાઓ નીચે પ્રમાણે ઉભા થયા. ૧. ગંગાધરરાવ, ૨. રામચન્દ્રરાવનો દત્તક કૃષ્ણરાવનારો કૃષ્ણરાવ, ૩. રઘુનાથરાવનો દાસી પુત્ર અલ્લીબહાદૂર અને ૪. રઘુનાથરાવની વિધવા.

આ બધા હકદારોના હકનો વિચાર કરવા માટે ગવર્નર જનરલે, લેફ્ટેનંટ સ્પિયર્સ ( ગ્વાલિયરનો રેસિડંટ ) સાયમન ફ્રેજર, અને કેપટન ડી. રૉસ એ ત્રણ જણની એક ત્રિપુટી નીમી. ગંગાધરરાવ શિવરામભાઉનો પુત્ર હોવાથી ઝાંશીની ગાદી ઉપર તેનો હક છે, એવો એ ત્રિપુટીએ

---

૧ રઘુનાથરાવના અમલમાં રાજ્યઉપજની કેવી સ્થિતિ હતી તે આ નીચેના ફકરા ઉપરથી જણાઈ આવે છેઃ—

'The Revenue which is said at one period to have been eighteen Lacs of Rupees, having fallen from twelve Lacs, its amount in 1832 to three Lacs.' *Gazetteer of India.*

આપવાથી, લૉર્ડ ઓકલાંડે તેને ગાદીપર બેસાડવાનો હુકમ આપ્યો, -તુ ઝાંશી સંસ્થાનપર કરજ થયેલું હોવાથી તે પુરૂં થાય ત્યાં સુધી થાનની વ્યવસ્થા ઇંગ્રેજ સરકારે નીમેલો સુપ્રિન્ટેન્ડન્ટ કરે એમ ઠરાવ્યું. પ્રમાણે સને ૧૮૪૨ સુધીમાં બધું કરજ પતી ગયું ત્યાર પછી, તે જ ાની તા. ૨૭ મી, ડિસેમ્બરે બુંદેલખંડના પોલિટીકલ એજંટ વિલિયમ રી સ્લિમને ગંગાધરરાવની પાસે આઠ કલમોનું તહનામું કરાવી તથા ાલખંડમાંના ઇંગ્રેજી સૈન્યના ખરચને માટે ૨,૨૭૪૫૮ રૂપિયાનો ક લખાવી લઈને ઝાંશી સંસ્થાનની સર્વ મુખત્યારી સોંપી દીધી આ ાધરરાવ તેજ આ ચરિતની શૂરવીર નાયિકા મહારાણી લક્ષ્મીબાઈના ા હતા.

---

## પ્રકરણ ૨ જું.

### જન્મ, બાલ્ય અને વિવાહ.



મહારાષ્ટ્રમાં સતારાની પાસે કૃષ્ણાનદી ઉપર વાંઈ નામે ક્ષેત્રમાં કૃષ્ણરાવ તાંબે નામનો કરાડા જાતિનો એક બ્રાહ્મણ રહેતો હતો. પેશવાઈમાં તે મામલતદારી કરતો. કૃષ્ણરાવને બળવતરાવ નામનો પુત્ર હતો, તે શૂરવીર હોવાથી પેશવા સરકારે તેને હજુર ફોજની દારી આપી હતી. તેને મોરોપંત અને સદાશિવ નામે બે છોકરા હતા. શિવરાવ બિલાઓરમાં મરી ગયો હતો. મોરોપંત પુનામાં તેના ાની પાસે રહેતો અને શ્રીમન્ત બીજા બાજીરાવ પેશવાના ભાઈ ાજી આપ્પાની તેની ઉપર સારી ભાવના હતી. સને ૧૮૧૮ માં ાંત બાજીરાવ પેશવાએ બરાનપુર તરફ બોરી ગામને મુકામે માલકમ ્બ સાથે સર્વ રાજ્યકાર્યભારથી મુક્ત થઈ દર સાલ આઠ લાખ

રૂપિયાનું પેનશન લેવાનું નક્કી કર્યું અને બાકી રહેલું આયુષ્ય બ્રહ્માવર્તમાં ગાળવાનો નિશ્ચય કર્યો. આ વખતે આપ્પા સાહેબ પેશવાની સ્વારી પણ દક્ષિણમાં હતી. પુનાના રેસિડંટ મૌન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન સાહેબે તેમને કહ્યું કે, 'દસવીસ લાખનો મુલક તમને આપીએ અને તમે પુના સંસ્થાન સંભાળીને રહો.' ચિમાજી આપ્પાએ તે લક્ષમાં લીધું નહિ. ચિમાજીને વસાઇમાં રાખવામાં આવ્યા, પરન્તુ પછી તેમણે કાશી જવા પોતાની ઇચ્છા બતાવી તેથી ઇંગ્રેજ સરકારે અમુક પેનશન બાંધી આપી ત્યાં જવાની પરવાનગી આપી. ચિમાજી આપ્પા સાવ સાદો માણસ હતો, એટલે તેણે નામની પેશવાઈ ભોગવવાની આશા છોડી દીધી, અને બાજીરાવ સાહેબની પછી બરોબર ૭ મહિને કાશી તરફ ગમન કર્યું. તેમની સાથે જે માણસો ગયા તેમાં મોરોપંત તાંબે સહકુટુંબ હતા. તે શ્રીમન્ત સાહેબની દિવાનગીરી કરતા હતા. નોકરી બદલ દરમાસે તેમને ૫૦ રૂપીઆ મળતા હતા.

મોરોપંતની પત્નીનું નામ ભાગીરથીબાઈ હતું. આ બાઈ ઘણી રૂપગુણસંપન્ન હોવાથી મોરોપંતનો સંસાર સુખી નીવડ્યો હતો. આ દંપતીમાં સારો સ્નેહ હતો, તે એવો કે, મહાકવિ કાલિદાસની નવમલ્લિકા અને સહકારવાળી ઉક્તિ એમનામાં સાર્થ થતી હતી. મોરોપંતને શ્રીમંતનો ઉદાર આશ્રય હોવાથી કોઈ વાતે ઉણપ ન હતી. એક તરફથી પૈસા ટકાનું સુખ અને બીજી તરફથી સુશીલ પત્નીનું સુખ હોવાથી તેમનો સંસાર સારી શોભા આપતો હતો. મોરોપંતની સ્રીના સંબંધમાં તો આ નીચેની ઉક્તિ બહુ જ યોગ્ય લાગે છે.

**पत्यनुकूला चतुरा प्रियंवदा या सुरूपसम्पूर्णा ।**
**सहज स्नेहरसाला कुलवनिता केन तुल्या स्यात् ॥**

પતિ સેવા તત્પર સૌભાગ્યવતી ભાગીરથીબાઇએ કાશીક્ષેત્રમાં કાર્તિક વદિ ૧૪ સંવત ૧૮૯૧ ( તા. ૧૧ નવેમ્બર ૧૮૩૫ ) ને દિવસે એક કન્યારત્નને જન્મ આપ્યો. મોરોપંતને ઘેર લક્ષ્મી આવવાથી કાશીવાસી પેશવાઈ કુટુંબમાં આનંદ વર્તી રહ્યો. તાંબેના સુપ્રસિદ્ધ કુળમાં આ જે

કન્યારત્નને કાશીક્ષેત્રમાં જન્મ લીધો તે જ આ ચરિતની શૂરવીર નાયિકા મહારાણી લક્ષ્મીબાઈ હતાં, એમ જુદું કહેવાની હવે જરૂર નથી. રીત પ્રમાણે કન્યારત્નનો જન્મમહોત્સવ થયા પછી બારમે દિવસે નામ પાડવાનો મોટો મહોત્સવ થયો અને તેમાં એ કન્યાનું નામ મનુબાઈ પાડવામાં આવ્યું.

મનુબાઈનું સુન્દર બાળરૂપ જોઈને સર્વનાં મન આનંદ પામતાં હતાં. બાળક મનુબાઇને જોઈ પાછળથી તે હિન્દુસ્તાનની વીરબાળાઓમાંની એક તરીકે નામ કાઢશે, એવી કોઇને સ્વપ્ને પણ કલ્પના નહિ થઇ હોય! મનુબાઈના જન્મસ્થાનના ગ્રહો બળવાન્ હતા. મોરોપંતે કાશીક્ષેત્રના નામાંકિત જ્યોતિઃશાસ્ત્રીની પાસે તેની જન્મપત્રિકા કરાવી હતી અને તેમાં જોશીએ લખ્યું હતું કે, આ કન્યા રાજલક્ષ્મીથી અલંકૃત થઇ મોટી ઐશ્વર્યશાલિની થશે, પરન્તુ તે વેળાએ તો જોશીજીનો જોશ કોને ખરો લાગે?

મનુબાઇ ત્રણ ચાર વર્ષની થઈ એટલામાં તેની જનેતાએ પરલોકવાસ કર્યો. વળી મોરોપંતને કાશીવાસ છોડી બ્રહ્માવર્તમાં જઈને રહેવું પડ્યું; કારણ કે તેમનો યજમાન શ્રીમન્ત આપ્પા સાહેબ કૈલાસવાસી થયાથી તેના આશ્રયે રહેવા સર્વને શ્રીમન્ત બાજીરાવે પોતાની પાસે રાખી, પોતાની સદાની ઉદારવૃત્તિને અનુસરી આશ્રય આપ્યો. બ્રહ્માવર્તમાં મોરોપંત બાજીરાવ સાહેબની પાસે રહેતા હતા. મનુબાઇ બાપને ઘણી લાડકવાઈ હતી. તેની માતા મરી ગયા પછી મોરોપંત તેને છાતી ઉપર રાખતા હતા, છતાં પણ न मातुः परदैवतम् બાળકને મા સરખું બીજું શું છે? મા પોતાના બાળકની સંભાળ રાખે છે તેવી બીજું કોઇ રાખી શકતું નથી. નાનપણમાં છોકરાંની મા મરી જતાં તેમની બધી સંભાળ તેમના પિતા ઉપર આવી પડે છે. મોરોપંત ઉપર આ રીતે મનુબાઈની સંભાળ રાખવાનું આવી પડ્યું. છોકરી રૂપાળી અને સોજવાળી હોવાથી પેશવા સરકારની આસ મંડળીમાં તે એકથી બીજા અને બીજાથી ત્રીજાના હાથમાં રહેતી હતી. સર્વે મોટા પ્રેમથી તેને

લાડ લડાવતા હતા. તેની પાણીદાર વિશાળ આંખો અને રુપાળું ગોરૂં મુખ જોઇને સર્વને આનંદ ઉપજતો. આ પ્રમાણે મનુબાઈ માત્ર તેના પિતાની જ નહિ, પણ સમસ્ત મંડળીની લાડકવાઇ થઇ રહી હતી. બાજીરાવ સાહેબની હજુરમાં રહેનારા રામચંદ્રપંત સુબેદાર, બાબાભટ્ટ વગેરે પ્રમુખ મંડળી આ કન્યાની ચાલ અને સતેજ વૃત્તિ જોઇ તેને મોટા કૌતુકથી 'છબીલી' કહેતા હતા. શ્રીમન્તના દત્તક પુત્ર ચિરંજીવી, નાના સાહેબ, અને રાવસાહેબ આ વખતે બાળક હોવાથી તેને તરેહ તરેહના ખેલ ખેલાવતા હતા. અને તેમાં મનુબાઈ સારો ભાગ લેતી હતી. આ બાળકોનો સ્વચ્છંદ લીલાવિહાર જોઈને બાજીરાવ પેશવાને પરમ આનંદ થતો.* નાનાસાહેબ તથા રાવસાહેબના વિદ્યાભ્યાસને માટે, તે કાળની પદ્ધતિ પ્રમાણે એક શિક્ષક રાખવામાં આવ્યો હતો, તે તેમને મોડી અને બાળબોધ અક્ષર શીખવતો. બાળક મનુબાઇ હંમેશ તેમની સાથે રહેતી તેથી તેને પણ સાધારણ રીતે અક્ષર ઓળખતાં આવડ્યા. નાનાસાહેબ અને રાવસાહેબ ઘોડાઉપર બેસી ફરવા નીકળતા ત્યારે પણ મનુબાઇ તેમની સાથે જતી. નાનાસાહેબે તરવાર ફેરવવા માંડી ત્યારે તે પણ પટા ખેલતાં શીખી. નાનાસાહેબ હાથીપર બેઠા ત્યારે મનુબાઈએ પણ હાથી ઉપર બેસવાની હઠ લીધી. પેશવાની પાસે માત્ર એકજ હાથી હતો, તેથી 'મનુબાઇને તારી સાથે હાથી ઉપર બેસાડ' એમ તેમણે કહ્યું છતાં નાનાસાહેબે માન્યું નહિ, અને મનુબાઈએ હઠ લીધી. આ જોઈને મોરોપંતને રીસ ચઢી તેથી તેને કહ્યું કે, 'તારા નસીબમાં

* મહારાણી લક્ષ્મીબાઇનાં ઓરમાન માતુઃશ્રી ચિમાબાઇ સાહેબ જે મૂળ ગ્રંથ લખાયો ત્યારે હયાત હતાં તે જણાવે છે કે—લગ્ન થયા પહેલાં પતંગ ચગાવવા, ચકી રમવી, છોકરીઓમાં રાણી બનવું, બીજીઓને નોકર રાખવી, કામ ન કર્યું હોય તેને દંડ કરવો એટલે ખેલના ખાવામાંથી કંઈ ભાગ ન આપવો વગેરે તેમનો બાળપણથીજ સ્વભાવ હતો. રમતમાં પણ તે હુકમ બજાવતાં હતાં.

હાથી કયાંથી હશે ? ' પિતાનાં વચન સાંભળી પાણીદાર પુત્રીએ ઉત્તર આપ્યો કે–' એક તો નહિ પણ મારા નસીબમાં તો દસ વીસ હાથી છે. ' ખરેખર ત્યાર પછી વિવાહિતા થતાં, તે ઘણા હાથીની સ્વામિની થઈ. વાર્ત્તા આટલી લંબાવવાનું પ્રયોજન માત્ર એ જ કે, મનુબાઇનું બાલ્ય શ્રીમંતાઈમાં ગયું હતું, અને તેથી તેનામાં ઘણાક રાજવંશી ગુણો અનાયાસે ઉતરી આવ્યા હતા. ' સદનુકરણ ' એ એક કહેતી છે અને જેને તેનો સમાગમ થાય છે તેનો ભાગ્યોદય થયા વગર રહેતો જ નથી. બાલ્યમાં બાળકોનું મન ઘણું જ અનુકરણશીલ હોય છે અને તે વેળાએ જેવું અનુકરણ કરવાનું પ્રાપ્ત થાય છે તેવી તેમની ઉન્નતિ અથવા અવનતિ થાય છે. પેશવા વંશના શ્રીમન્ત બાજીરાવ પેશવાના તેજસ્વી કુમારોની સાથે વસતાં તેમના ક્ષત્રિય ગુણોનું અનુકરણ કરવાનો તેને ઉત્તમ સંધિ મળ્યો હતો. સરદાર કુળમાં મનુબાઈ અદ્વિતીય ક્ષાત્ર તેજની પુતળી નીકળી આવી, તે ખરેખર સાહજીક અને યોગ્ય હતું. આ ઉદાહરણ ઉપરથી આધુનિક વિદ્વન્મંડળને સ્ત્રીઓની ઉન્નતિનાં મૂળતત્ત્વોનું પૂર્ણ સંશોધન કરવાનો પુષ્કળ અવકાશ મળી આવશે, એમાં શંકા નથી.§

જેમ જેમ મનુબાઈ કન્યાકાળમાં આવતી ગઇ તેમ તેમ મોરોપંતને યોગ્ય વર શોધવાસંબંધીની ચિંતા વધતી ગઈ. તેમણે વરની શોધ કરવા માંડી. શ્રીમન્ત બાજીરાવ પેશવાની સાથે બ્રહ્માવર્તમાં ઘણા બ્રાહ્મણો આવેલા હતા. પરન્તુ તે સઘળા કોકણસ્થ જાતિના હતા એટલે મોરોપંતને બ્રહ્માવર્તમાં પોતાની નાતનો કરાડો વર મળવો દુર્લભ હતો. જાલવણ અને ગુલસરાઈમાં મોરોપંતે વરની તજવીજ કરવા માંડી, કારણ ગોવિંદપંત બુન્દેલ, એ જાતના કરાડા બ્રાહ્મણ હતા અને ત્યાં તેમના

---

§ મનુબાઇ અને નાનાસાહેબ સગાં ભાઇબેનની માફક ઉછર્યાં હતાં. શ્રીમતી પોષાક પહેરી તેમને શ્રીમંત બાજીરાવની પાસે બેઠેલાં જોઇ બ્રહ્માવર્તનો પોલિટિકલ એજંટ બહુ જ આનંદ પામતો હતો. યમદ્વિતીયા અથવા ભાઈબીજને દિવસે મોટા ભભકાથી શ્રીમંત બાજીરાવ સાહેબ તેમને ભાઇબીજ કરાવતા હતા.

વંશજો રાજ કરતા હતા, તેથી ત્યાં સારૂં ઘર મળશે એવી આશા હતી; પરંતુ તેવો કંઈ યોગ બની આવ્યો નહિ.

આખરે એક દિવસ મોરોપંતે છોકરીના જન્માક્ષર કોઇ સારા જોશીને બતાવી તેના ગ્રહ કેવા છે? તે જોવરાવવાનો વિચાર કર્યો, એટલામાં અકસ્માત્ ઝાંશી સંસ્થાનના પ્રસિદ્ધ જ્યોતિઃશાસ્ત્રી વેદશાસ્ત્રસંપન્ન તાત્યા દીક્ષિત શ્રીમન્ત બાજીરાવ પેશવાને મળવા માટે બ્રહ્માવર્તમાં આવી પહોંચ્યા. મોરોપંતે મનુબાઈના જન્માક્ષર એ જોશીબાવાને આપી તેના ઇષ્ટાનિષ્ટ ગ્રહ જોવાની વિનંતિ કરી. જન્માક્ષર જોઈ તાત્યા દીક્ષિત જોશીબાવાએ કહ્યું કે, 'આ છોકરીના ગ્રહ એટલા તો ઉત્તમ છે કે તે કોઈ રાજગાદીનું ભૂષણ થવી જોઇએ.' તાત્યા દીક્ષિત જેવા જ્યોતિઃશાસ્ત્રસંપન્ને જે ભવિષ્ય ભાખ્યું તેથી કોને આનંદ ન થાય ? મોરોપંતને પોતાની પુત્રીનું ઉચ્ચ ભવિષ્ય સાંભળી ઘણો આનંદ થયો, તથાપિ એવો ભાગ્યશાળી વર કયાંથી મળનાર છે, એવી શંકાથી તેણે પોતાનો હર્ષ દેખાડ્યો નહિ. તેણે જોશીબાવાને ઝાંશીમાં કોઈ વર હોય તો બતાવવાની વિનંતિ કરી તે પરથી દીક્ષિતજીએ મોરોપંતને કહ્યું કે—'આ છોકરી ખચીત રાણી થશે. ઝાંશીના મહારાજ ગંગાધરરાવ બાબા સાહેબનાં રાણી સૌભાગ્યવતી રમાબાઇ સાહેબ હમણાં જ કૈલાસવાસી થયાં છે, તેથી આ છોકરીનો ત્યાં યોગ બનશે અને તેના ઉત્તમ ગ્રહોનું માહાત્મ્ય તત્કાળ અનુભવમાં આવશે.' જોશીબાવાનો સમાધાનકારક ઉત્તર સાંભળી મોરોપંતે શ્રીમંત બાજીરાવ પેશવાની મારફતે ઝાંશીના મહારાજ ગંગાધરરાવ બાબા સાહેબને પુછાવ્યું. મોરોપંત જેવા એક સામાન્ય ગૃહસ્થની વિનંતિ ઝાંશી સંસ્થાનાધિપતિ માન્ય રાખે એ દેખીતું જ અસંભવિત હતું, પરન્તુ મોરોપંતને પેશવાનો પૂર્ણ આશ્રય હોવાથી તે કામ તેમની સહાયની છેવટે સફળ થયું.

બાજીરાવે પ્રથમ તાત્યા દીક્ષિતની મારફતે ઝાંશીના મહારાજ ગંગાધરરાવ બાબા સાહેબને કન્યાનાં ગુણ રૂપવગેરે નિવેદન કરાવરાવી ગ્રહોની અનુકૂળતા વગેરે જણાવી. 'હું વિચાર કરી જોઇશ.' એવો

પ્રથમ જવાબ મળ્યો, પરંતુ પછી બાજીરાવ પેશવા વચમાં પડેલા હોવાથી મહારાજાએ કન્યાને જોઈ આવવા માટે દરબારના કેટલાક માણસોને બ્રહ્માવર્ત મોકલ્યા. આ લોકોએ પાછા આવી કન્યાના ગુણ-રૂપની ખાતરી આપી. પછી વિવાહની હા પાડી અને ઝાંશીમાં લગ્ન-સમારંભ કરવાનો ઠરાવ કર્યો. કેટલાક માણસો લઈ મોરોપંત સંવત ૧૮૯૯ સને ૧૮૪૨ માં ઝાંશી આવ્યા. વૈશાખ માસમાં લગ્ન કર્યાં અને મંગળ અવસર સારી ધામધુમથી પસાર થયો. કન્યાના પક્ષ તરફના-ઓને મહારાજ ગંગાધરરાવે સારાં સારાં ઇનામ આપ્યાં અને ઝાંશી દરબારમાં પણ સર્વેને યોગ્યતા પ્રમાણે સીરપાવ કર્યા.

જે દહાડે વધૂવરને વળાવવાનો ઠાઠદાર વરઘોડો કાઢવામાં આવ્યો અને નવી રાણી સાથે મહારાજ ગંગાધરરાવ બાબા સાહેબે રાજમહેલમાં પ્રવેશ કર્યો તે દહાડે ઝાંશીના લોકોને એમ જ લાગ્યું કે, જાણે મૂર્તિમાન લક્ષ્મી દેવીએ આવીને મહારાજના ગૃહમાં વાસ કર્યો. મનુબાઇનું તેજ દિવસે સાસરા તરફનું નામ લક્ષ્મીબાઈ પાડવામાં આવ્યું, અને તેના ઉત્સવમાં સર્વત્ર સાકર વહેંચવામાં આવી. જેવો વધૂવરે રાજ મહાલયના ઉંમરામાં પગ દીધો તેવી જ સલામતીની તોપો છોડવામાં આવી. પોતાની પુત્રીનું મોટું ભાગ્ય જોઈ તેના પિતાને કેટલો આનંદ થયો હશે, તે વાચ-કોએ જ વિચારી જોવું. જેને પોતાની પુત્રી એક રાજાની રાણી થશે એવું સ્વપ્નમાં પણ નહિ આવ્યું હોય, તેવા મોરોપંતને જ્યારે આ પ્રત્યક્ષ અનુભવ થયો ત્યારે કેવો આનંદ ઉત્પન્ન થયો તે વર્ણવાય તેમ નથી. ખરેખર कर्मणो गहना गतिः કર્મની ગતિ ગહન છે. 'કર્મ કરે તે ન કરે મા ને બાપ જો.' એવું જ મનુબાઈના સંબંધમાં થયું. વળી ખરેખર—

**यन्मनोरथशतैरगोचरं न स्पृशन्ति कवयोऽपि यद्गिरा ।**
**स्वप्नवृत्तिरपि यत्र दुर्लभा लीलयैव विदधाति तद्विधिः ॥**

લગ્નસમારંભમાં મનુબાઈના ધીટપણાનો એક ચમત્કારિક દાખલો મળી આવેલો છે. લગ્નના પ્રસંગમાં વધૂવરના છેડા ગાંઠવાનો ચાલ સર્વ લોકમાં એક સરખો જ છે. આ પ્રમાણે જ્યારે ઉપાધ્યાય બાવાએ

મહારાજના શેલા સાથે મનુબાઇના પાનેતરના પાલવની ગાંઠ વાળવા માંડી ત્યારે મનુબાઈએ ધીટપણે ઉપાધ્યાય બાવાને કહ્યું કે—'સારી મજબુત ગાંઠ બાંધજો.' આ શબ્દો સાંભળીને સાજનિયા ચકિત થઇ ગયા. વળી ઉક્ત શબ્દોનો ગૂઢાર્થ સમજતાં તો સર્વે વિદ્વાન્ મંડળ પણ સ્તબ્ધ થઈ ગયું. મનુબાઇના શબ્દોનો અર્થ એવો હતો કે, 'મારી અને મારા વરની ગાંઠ એવી બાંધજો કે તે કદી શિથિલ થાય નહિ.' મનુબાઇનાં ચાતુર્યપૂર્ણ વચનમાં આવો સરસ અને ગૂઢ ભાવ હતો, પરન્તુ દુર્દૈવને લીધે એ મનોરથ પૂર્ણ થયો નહિ.

મનુબાઇ ઝાંશી સંસ્થાનનાં મહારાણી થયા પછી પુનઃ તેમને બ્રહ્માવર્ત જવાનો પ્રસંગ આવ્યો નહિ. મહારાજ ગંગાધરરાવે મોરોપંતને ૩૦૦ રૂપિયાને પગારે ઝાંશીના દરબારમાં એક સરદારની પદવી આપી. આ વખતે મોરોપંતની ઉમ્મર આશરે ૩૨ વર્ષની હતી અને મનુબાઈની માતુશ્રી મોરોપંતની પત્ની ભાગીરથીબાઇ તો મરી ગયાં હતાં એમ આગળ લખેલું જ છે. ગુલસરાઈ સંસ્થાનના વતની વાસુદેવ શિવરામ ખાનવલકરની કન્યા સાથે મોરોપંતે બીજી વારનાં લગ્ન કર્યાં હતાં. એ બાઈનું નામ ચિમાબાઈ હતું અને આ મૂળ પુસ્તક લખાયું ત્યારે રાણીનાં એ ઓરમાન માતુશ્રી હયાત હતાં.

## પ્રકરણ ૩ જું.



## મહારાજ ગંગાધરરાવની કારકીર્દી.



શ્રીમંત મહારાજાધિરાજ ગંગાધરરાવ ઉર્ફે બાબા સાહેબને વિવાહ થયા પછી ઝાંશી સંસ્થાનની પૂર્ણ મુખત્યારી તેમને મળી. પહેલાં સંસ્થાન ઉપર થયેલું કરજ ફીટી જઇને રાજની એકંદર વ્યવસ્થા સારી થયેલી હોવાથી તથા બાબાસાહેબની યોગ્યતા અને કર્તૃત્વશક્તિ પૂર્ણ-

પણ લક્ષમાં લઈને બુંદેલખંડના પોલિટિકલ એજંટ કર્નલ સ્લિમન સાહેબે સર્વ રાજ્યસૂત્ર બાબાસાહેબના હાથમાં સોંપવાની હિંદુસ્તાનની સરકારને ભલામણ કરી. વદી સરકારમાંથી મંજુરી આવતાં જ નવીન તહનામું કરવામાં આવ્યું. બુંદેલ લોક ઘણા જ ફિસાદી હોવાથી તેમના બંદોબસ્ત માટે કેટલુંક સૈન્ય રાખવું આવશ્યક હતું અને તે લશ્કરનું ખરચ ઝાંશી સંસ્થાનમાંથી લેવું એવો ઇંગ્રેજ સરકારનો આગ્રહ હોવાથી ૨૨૭૪૫૮ રૂપિયાની ઉપજનો મુલક સંસ્થાનમાંથી ઇંગ્રેજ સરકારને જુદો કાઢી આપવાની મહારાજ ગંગાધરરાવને જરૂર પડી. આના સંબંધમાં થોડોક ઉલ્લેખ આગળ આપ્યો છે. બાબાસાહેબે આ વખતે અમુક ઠરાવ કરી લઈ બે પલટણો અને બે તોપખાનાં પોતાની તહેનાતમાં રાખી લીધાં. તહનામુ છેવટનું પસન્દ થયા પછી ગંગાધરરાવને રાજ્યાધિકાર આપવાનો સમારંભ થયો. પોલિટિકલ એજંટે સંસ્થાનની સીલક ત્રીસ લાખ રૂપિયા હતી, તે મહારાજ ગંગાધરરાવને સ્વાધીન કરી, તેમને સન્માનપૂર્વક ખિલાત તથા પોષાક આપ્યો. વળી ઝાંશીની રૈયત અને જમીનદાર લોક તરફથી પણ સારાં નજરાણું આવ્યાં. આ ઉપરથી મહારાજ ગંગાધરરાવ ઝાંશીની પ્રજાને ઘણા પ્રિય હતા તે સ્પષ્ટ જણાઈ આવે છે.

મહારાજાના હાથમાં રાજ્યસૂત્ર આવતાં જ પોતાનો કાર્યભાર સર્વ લોકને અનુકૂલ થાય, એમ કરવાનો પ્રયત્ન ચાલુ કર્યો. પ્રથમ ધન તથા સૈન્યની સારી વ્યવસ્થા કર્યા પછી સર્વ ખાતાઓમાં ચતુર, કર્તવ્યપરાયણ અને પ્રમાણિક માણસોની યોજના કરી. સંસ્થાનના દિવાનપદ ઉપર રાઘો રામચન્દ્ર સંત નામના હોશિયાર અને કાબેલ ગૃહસ્થની નિમણુંક કરી, દરબારી વકીલનું કામ નૃસિંહરાવ કૃપાને આપ્યું અને અદાલત ઉપર નાના ભોપટકરની યોજના કરી. આ પ્રમાણે બીજાં નાનાં મોટાં ખાતાં ઉપર પણ યોગ્ય માણસોની નિમણુંક કરી. પરગણામાં સારા સારા તહેસિલદારો મોકલ્યા. ઠાકૂર અને બુંદેલ લોકોનો જે ભાગમાં ઘણો ઉપદ્રવ હતો ત્યાં થોડુંઘણું સૈન્ય રાખી ઉત્તમ બન્દોબસ્ત

કર્યો, આવી રીતે સંસ્થાનની એકંદર વ્યવસ્થા સારી થવાથી ચારે તરફ શાંતિ પ્રસરી રહી રૈયત તે જોઈને રાજી થઈ.

મહારાજ ગંગાધરરાવ ભાગ્યશાળી હતા અને પોતાના રાજ્યને વૈભવ સંપન્ન કરવાની તેમને ઘણી ઉત્કંઠા હતી. ગાદી ઉપર આવતાં જ પૂર્વની માફક રાજ્યને સંપત્તિવાન્ કરવાનું તેમણે મન ઉપર લીધું. પહેલાં ત્રીજા રઘુનાથરાવના વખતમાં ઘણી અંધાધુંધી ચાલી હતી તેથી રાજ્યનો વૈભવ અને ઠાઠ નષ્ટ થઇ ગયાં હતાં. ગંગાધરરાવે તે વૈભવ અને ઠાઠ પાછો જેમ ને તેમ હતો તેવો ઉત્કૃષ્ટ કરવાને ઘણો પ્રયત્ન કર્યો. આ વખત રાણી લક્ષ્મીબાઇનાં પગલાંથી સંસ્થાનની ગત રાજલક્ષ્મી પુનઃ પ્રાપ્ત થવા માંડી એમ લોકો કહેવા લાગ્યા. સંસ્થાનના ખજાનાની સ્થિતિ ઉત્તમ પ્રકારે સુધરતી ચાલતાં, રત્નભંડારમાં પૂર્વની રાજલક્ષ્મીનું તેજ ચમકવા માંડયું. મહારાજને હાથી ઘોડા રાખવાનો ઘણો શોક હતો. તેમણે સુમારે ૨૨ હાથી રાખ્યા. 'સિદ્ધબકષ' નામનો તેમાં એક સુન્દર હાથી હતો. એ હાથી મહારાજની ખાસ સ્વારીનો હોવાથી તેનો સઘળો સાજ સુવર્ણનો કરાવ્યો હતો. સંસ્થાનની અપાર સમૃદ્ધિમાં શું શોભે તેમ નથી. હાથી ઘોડાઓના સાજ, અલંકાર અને અંબાડીઓ સૌ સોના રૂપાનું હતું. મહારાજે એક મિયાનો કાશીથી કરાવી મગાવ્યો હતો તેનું નકશી કામ સર્વ સુવર્ણમય હોઇ ઘણુંજ અપ્રતિમ હતું. એવો તામઝામ–મિયાનો બીજા કોઈ સંસ્થાનાધિપતિ પાસે ન હતો એમ કહેવાતું. મહારાજનો રસાલો મોટો હતો, તેમ લડાયક નોકરવર્ગ પણ બહુ હતો. ખુદ સંસ્થાનની અને ઠાકૂર લોકની ફોજ ૫૦૦૦ માણસની અને ગોળીદાર પોલીસનાં માણસો ૨૦૦૦ હતા. આ ઉપરાંત ૫૦૦ ઘોડેસ્વારનો રસાલો, ૧૦૦ ખાસ પાયગા અને ચાર તોપખાનાં હતાં. આ ઉપરથી ગંગાધરરાવની કારકિર્દીમાં ઝાંશી કેટલું તર્યું હતું તે સ્પષ્ટ જણાય છે.

મહારાજનો સ્વભાવ જરા દયાળુ હતો તેમ તેમનો અમલ જરા કડક હતો. રાજ્યના નોકર ચાકર અને રૈયત ઉપર તેમની જબરી

શોહ હતી. જે જે વખતે જે જે કામ નીમેલું હોય તે તે વખતે તે કામ થવું જ જોઇએ, એવો તેમણે કાનુન રાખ્યો હતો. કંઈ પણ વિલંબ કે, ભૂલ થાય તો પોતે જ તેની યોગ્ય શિક્ષા કરતા હતા. તે પોતાનું રાજ્ય ન્યાયથી અને વિચારપૂર્વક ચલાવતા હતા. સાહેબ લોકો પણ તેમના નામથી સતેજ રહેતા હતા. આસપાસનાં બીજાં સંસ્થાનોમાં તેમનો ભારઓજ વધારે હતો. વોરછા, દતિયા, સીમરથ, ચરખારી, પન્ના છત્રપૂર, વગેરેના બુંદેલ રાજા તેમને 'કાકા' કહેતા અને માન રાખતા હતા. તેમના સતેજપણાની ઘણી વાતો પ્રસિદ્ધ[1] છે.

સંવત ૧૯૦૭ ( સને ૧૮૫૦ ) ના મહા સુદિ ૭ ને દિવસે મહારાજ ગંગાધરરાવ સહકુટુંબ કાશીએ ગયા. મહારાજની સ્વારી । બંદોબસ્ત રાખવા તથા ઠેકઠેકાણે દરજ્જા પ્રમાણે તેમનો માનમતબો સાચવવા કલકત્તાના ગવર્નર જનરલે દરેક સ્થળના બ્રિટિશ અધિકારીઓને હુકમ મોકલાવ્યા હતા. મહારાજની વૃત્તિ એટલી બધી તેજસ્વી હતી કે, તે કોઇનું યત્કિંચિત્ પણ અપમાન સહન કરી શકતા નહિ. કાશી આવ્યા ત્યારે કાશીનો બ્રિટિશ અધિકારી તેમની સામે લેવા આવ્યો નહિ, એટલા માટે તેમણે કલકત્તે યાદી લખી મોકલી તેની પાસે માફ મંગાવી, નોકરીનું રાજીનામું આપવાની ફરજ પાડી. વળી રાજેન્દ્ર બાબુ નામનો એક મોટો બંગાળી ગૃહસ્થ કાશીમાં રહેતો હતો, તેણે મહારાજની આગળ ખડી તાજીમ—નમન ન કરતાં ગર્વિષ્ઠપણાથી અમર્યાદ કરી હતી.

---

૧ એમ કહેવાય છે કે, એકવાર વિજયાદશમીને રવિવાર હતો તેથી ઈંગ્રેજી સૈન્ય ( કંટિંજન્ટ ફોજ ) ઠરાવ પ્રમાણે સીમોલ્લંઘન સ્વારીમાં આવ્યું નહિ ને સેનાધિકારીએ એવું કહેવરાવ્યું કે 'આજ રવિવાર છે તેથી અમે કંમર કસતા નથી.' મહારાજ સાહેબે એક હલકારાની સાથે જનરલને ઉત્તર મોકલાવ્યો કે, 'મેં જે પ્રાંત ફોજના ખરચ બદલ આપ્યો છે તે તેમની પાસેથી સેવા લેવાને માટે છે અને આ અવસરે તમે નહિ આવો તો હું આપેલા મુલક ઉપર હમણાં જ જપ્તી મોકલાવીશ.' આવા સખત પ્રતિઉત્તરથી ઈંગ્રેજ ફોજને સ્વારીમાં સામેલ થવું પડયું હતું.

આ ઉપરથી મહારાજાએ તેને પકડાવી મંગાવી બગલમાં હાથ ઘાલીને કેટલીક વાર ઉભો રહેવાની ફરજ પાડી. તેણે કલકત્તામાં અરજી કરી તેનો એવો જવાબ મળ્યો કે, ‘ મહારાજ ગંગાધરરાવ મોટા રાજા છે અને જો તમારે તેમને ખડી તાજીમ આપવી ન હતી તો તેમને મળવા ન જતાં પોતાને ઘેર જ બેશી રહેવું હતું. ’

મહારાજ ગંગાધરરાવે, પ્રયાગ, કાશી અને ગયાં વગેરે ત્રિસ્થળીમાં યાત્રા કરી પોતાની મહત્તા પ્રમાણે ધર્મદાન કર્યું. કાશી ક્ષેત્રમાં આવી મહારાણી લક્ષ્મીબાઇએ પોતાની જન્મભૂમિનાં પુનઃ દર્શન કર્યાં. મહારાજ કાશીની [1]યાત્રા કરી પાછા ઝાંશી પધાર્યા ત્યારે શહેરમા

[1] મહારાજ કાશીમાં હતા તે દરમિયાન તેમનો અને શ્રીમંત અણ્ણા સાહેબ વિંચુરકરનો સમાગમ થયો હતો. ‘ તીર્થયાત્રા પ્રબંધ ’ નામના પુસ્તકમાં આ સમાગમ સંબંધે એમ લખેલું છે કે—આ વખતમાં ઝાંશી સંસ્થાનાધિપતિ ગંગાધરરાવ બાબા સાહેબ કાશી યાત્રાએ આવ્યા હતા. તેમને રઘુનાથરાવનો મેળાપ થયો હતો આ મોટા સંસ્થાનાધિપતિની સ્થિતિ અને લોક રીતથી કંઇક ભિન્ન તરેહવાર આચાર જોઇને રઘુનાથરાવને આશ્ચર્ય લાગ્યું. આશ્ચર્ય લાગવાનું કારણ સ્પષ્ટ લખ્યું હોત તો ઠીક મહારાજા ગંગાધરરાવવિષે લોકમાં અનેક ગપાષ્ટકો ચાલે છે અને તરેહવાર બાબત સંભળાય છે, પરંતુ તેની પૂર્ણ તપાસ કરતાં એમ જણાય છે કે—મહારાણી લક્ષ્મીબાઇ અત્યંત શૂરાં નીકળવાથી જનસમાજ તરફથી તેમના પતિ સામે વાતો ચાલી, પરંતુ તે અસત્ય છે સ્ત્રી, શૂરત્વમાં પ્રસિદ્ધ થઇ કે તેના ધણીમાં કંઈજ હીર–પાણી ન હતું, કિંવા પુરૂષત્વ ન હતું. એમ લોકો કહે છે, એ આપણા લોકનો સ્વભાવ છે. સ્ત્રી શૂરી નીકળી એટલા જ ઉપરથી તેના ધણી ઉપર અપવાદ મુકવા એ ઠીક નથી. મહારાજ ગંગાધરરાવ વિષે જે વાત લોકમાં પ્રચલિત છે તેના સત્ય વિષે કંઈ જ પુરાવો મળતો નથી વળી એ વાતમાં પણ ‘ કાગનો વાઘ ’ બનાવ્યા જેવું થયેલું છે. કોઇ કહે છે કે, મહારાજ ગંગાધરરાવ બંગડી પહેરતા, પરંતુ ખરી વાત તેમ નથી. તે હમેશાં કહેતા હતા કે, “ અમે સર્વે સંસ્થાનવાળાઓએ હવે ચુડી પહેરવી જોઇએ છીએ ” આનો અર્થ તો માત્ર એટલો જ હતો કે—દેશી રાજાઓની સ્થિતિ સ્ત્રીઓની માફક પરાવલંબિત થઇ ગઈ હતી. આ સંબંધમાં

મોટો આનન્દોત્સવ કરવામાં આવ્યો. તે જ વર્ષમાં એટલે સંવત ૧૯૦૮

---

આ નીચે લખેલી બાબત સાંભળવામાં આવે છે. " એકવાર રેસિડંટે બાબા સાહેબને સ્નેહ સંબંધ સારો હોવાથી પૂછયું કે, મહારાજ ! ઘણા દિવસથી એક વાત હું સાંભળું છું. ક્રોધ ન કરતાં ક્ષમા કરશો એવી આશા રાખીને આપને પૂછું છું.' બાબાસાહેબે હસીને કહ્યું કે તમારે જે પૂછવું હોય તે ખુશીથી પૂછો. મને સુઝશે તે હું ઉત્તર આપીશ. પછી રેસિડંટે કહ્યું કે, 'મહારાજ આપ સંસ્થાનવાળા મોટા માણસ છો, સમજુ છો, તેમ જ આપનો બ્રાહ્મણધર્મ છે છતાં એવું સંભળાય છે કે, આપ હર વખત સ્ત્રીનો વેષ ધારણ કરીને હાથે બંગડી પહેરો છો, એ શું ! ' બાબાસાહેબે ઉત્તર દીધો કે,, હું તો એક માંડળિક રાજા છું પરંતુ હિંદના સર્વે રાજાઓએ ઇંગ્રેજ બહાદુરની બંગડીઓ પહેરી છે. જુઓ તમે પરદ્વીપના રહેવાશી અમારા દેશમાં આવ્યા અને અમને જેર કર્યા ત્યારે અમે બંગાડીઓ જ પહેરી છે એમ કેમ ન કહેવાય ? ' આ ઉપરથી બાબાસાબની હાજરજવાબી અને સમયસુચકતા કેટલી હતી, તેની રેસિડંટને ખાતરી થઇ.

આ સંબંધી ' ખરી હકીકત ' શ્રીમંત દામોદરરાવના જાણવામાં એવી છે કે 'દત્તકની નામંજુરી થયા પછી બાબાસાહેબ આજારી હતા ત્યારે રેસિડંટ મેજર એલિસ અને ડાકતર એલન તેમને મળવા આવ્યા, તે વેળાએ રીત પ્રમાણે તબિયતની . ખબર પુછાઇ ત્યારે બાબાસાહેબે કહ્યું કે. ' હવે અમો સ્ત્રીઓ થઇઓ અમારી ખબર પુછવાનું શું કારણ છે ? ' આટલીજ વાત થઈ હતી એમ તે વખતના લોકો કહે છે. મહારાજ ઉપરની બીજી લોકવાયકાઓના સંબંધી દામોદર રાવ જણાવે છે કે, ' મહારાજ ગંગાધરરાવ જનાની હતા અને જનાની પોશાક પહેરી તાબુત આગળ નાચ કરતા. આ વાત તદન ખોટી છે. લોકોએ એવું કદી પણ જોયું નથી. તે વખતના કેટલાક ઘરડાઓ હજી હમારી પાસે છે. વળી એમની વર્તણુક માટે બનારસના કમિશનરનો ૧૮૪૮ નો રિપોર્ટ છે, તે ઉપરથી વિશેષ હકીકત જણાઇ આવશે. મહારાજના દત્તક પુત્ર આ પ્રમાણે કહે છે એટલું જ નહિ પરંતુ કોઇને શંકા હોય તો તે સમાધાન કરવાને પણ તૈયાર છે એટલે અત્ર તેની વિશેષ ચર્ચા કરવાનું પ્રયોજન નથી.

(૧૮૫૧) ના માર્ગશીર્ષ સુદિ ૧૧ ને દિવસે મહારાણી લક્ષ્મીબાઇએ પુત્રરત્નને જન્મ આપ્યો. પુત્ર જન્મ વખતે આખા શહેરમાં સાકર વહેંચવામાં આવી અને મહારાજાએ એક મોટો ઉત્સવ કરાવ્યો; પરંતુ દુર્ભાગ્યે તે પુત્ર ત્રણ માસનો થઇ મરી ગયો, અને મહારાજને તેથી ઘણું દુઃખ લાગ્યું.

પુત્રશોકનો ઘા લાગવાથી મહારાજ ગંગાધરરાવની તબિયત જરા વધારે બગડતી ગઈ. સને ૧૮૫૨ માં તેમની તબિયત છેકજ બગડી ગઇ, પરંતુ સારા ઔષધથી જરા ફેર પડયો. આ બિમારીથી આવેલી અશક્તિ ચાલુ રહી અને તેથી કંઇ સહેજ સાજ હવામાં, અથવા ખાવા પીવામાં ફેરફાર થતાંજ અનેક દુઃખ થઇ આવવા લાગ્યાં. સને ૧૮૫૩ ના અક્ટોબર માસમાં ઝાંશીમાં નવરાત્રિ ઉપર મોટો શારદીય મહોત્સવ શરૂ થયો. આ વખતે હમેશની રીતપ્રમાણે મહારાજાએ પોતાની કુળદેવીની ભક્તિમાં જરા વધારે શ્રમ લીધો, તેથી તેમની પ્રકૃતિ બગડી આવી. દસરાને દહાડે વળી સીમોલ્લંઘનની સ્વારી મોટા ટાઠ માઠથી કહાડવામાં આવી. આ વખતે ઝાંશીના લોક પોતાને ગમતા રામરાજ્યનો અનુભવ લેતા હોય એમ લાગ્યું. મહારાજાના કાર્યભારથી લોક પ્રસન્ન થયા હતા અને તેમનું રાજ્ય ચિરકાળ ચાલો એવું ઇચ્છતા હતા, પરંતુ વિજયાદશમી પછી મહારાજાની તબિયત ઘણી બગડી ગઇ અને તેમાંથી સંગ્રહિણીનો રોગ લાગુ થયો. ઝાંશીના વૈદ્યોનાં ઓસડ શરૂ થયાં. ઝાંશીના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મેજર એલિસે મહારાજની પ્રકૃતિના સમાચાર મળતાંજ બુંદેલખંડના એજંટ મેજર માલકમને સર્વ હકીકત લખી મોકલી. તે પોતે મહારાજની પ્રકૃતિ બદલ વિશેષ કાળજી રાખવા લાગ્યો. દરબારના માણસો અનેક ઉપાય કરવા લાગ્યા. કોઇએ મહાલક્ષ્મીનાં અનુષ્ઠાન કરવા માંડ્યાં, કોઇએ પ્રસિદ્ધ હકીમને બોલાવી તેની પાસે નવીન ઔષધો તૈયાર કરાવરાવી આપ્યાં, પરંતુ કોઇ રીતે મહારાજને આરામ થયો નહિં. દહાડે દહાડે પ્રકૃતિ બગડતી રહેવાથી રાણીને ચિંતા ઉત્પન્ન થઈ. તેમણે અન્નનો ત્યાગ કર્યો અને અહોરાત્ર સ્વામી સન્નિધ

રહીને પરમેશ્વરની કૃપા માગવા માંડી. મહારાજની અસ્વસ્થતાથી દરબારના માણસોનાં મુખ નિસ્તેજ થઈ ગયાં.

નવમ્બર મહીનાનાં પહેલાં બે અઠવાડિયાં એમને એમ પસાર થયાં, પણ ત્રીજું અઠવાડિયું બેસતાં મહારાજ ગંગાધરરાવની પ્રકૃતિમાં વધારે અવચિહ્ન જણાવા માંડ્યાં. સર્વ લોકને મહારાજની ચિંતા ઉત્પન્ન થઈ, સંસ્થાનનો દિવાન નૃસિંહરાવ (પૂર્વનો દિવાન રાઘો રામચંદ્ર હતો તેને, કર્નલ સ્લિમન સાહેબે શિફારસ કરી ગ્વાલિયરની દિવાનગીરી અપાવી હતી.) અને મહારાજના સસરા મોરોપંત ઉર્ફે મામાસાહેબ, એ બે જણાએ મહારાજની આગળ સંસ્થાનની વ્યવસ્થા સંબંધી વાત ઉચ્ચારી. તેમણે તે વેળાએ જવાબ આપ્યો કે, 'મારી પ્રકૃતિથી હજી મને નિરાશા થઈ નથી, તથાપિ હિંદુ ધર્મપ્રમાણે દત્તક લેવાની મને ઘણી ઇચ્છા છે. મારા વંશના વાસુદેવરાવ નેવાલકરનો પુત્ર આનંદરાવ છે, તેને માટે હવે દત્તવિધાનની તૈયારી કરો.' આનંદરાવની ઉમ્મર આ વખતે પાંચ વર્ષની હતી, તેમ છતાં તે ઘણોજ હોંશિયાર અને પાણીદાર છોકરો હતો. મહારાણી લક્ષ્મીબાઈએ અને ખુદ બાબાસાહેબે પણ એને જ દત્તક લેવાનો નિશ્ચય કર્યો. ઝાંશી દરબારના કારભારી અને મોટા અમલદાર નૃસિંહરાવ મામાસાહેબ, લાહોરીમલ્લ અને ટટીચંદ, એ ચારજણે દત્તવિધાનનો સમારંભ કર્યો. ઝાંશીના વિદ્વાન્ પંડિત વિનાયકરાવે યથાશાસ્ત્ર દત્તવિધાનનો વિધિ કરાવ્યો. એ વિધાનમાં સઘળા મોભાદાર માણસોને બોલાવ્યા હતા. બુંદેલખંડના પોલિટિકલ આસિ. એજંટ મેજર એલિસને અને લશ્કરી અમલદાર કેપટન માર્ટિનને ખાસ રાજવાડામાં નોંતર્યા હતા. આ સર્વ મંડળીની સમક્ષ આનંદરાવને દત્તવિધાન કરી તેનું નામ દામોદર ગંગાધરરાવ પાડવામાં આવ્યું. મહારાજે સપ્રેમ આનંદથી તેના મુખમાં સાકર ઘાલી અને રીતપ્રમાણે પાનસોપારી તથા શેલાં પાઘડીઓ વહેંચવામાં આવ્યાં. હિંદુશાસ્ત્ર પ્રમાણે 'મને પુત્ર પ્રાપ્ત થયો ' એમ માનીને મહારાજને પૂર્ણ સંતોષ થયો.

દત્તવિધાન થઇ ગયા પછી મહારાજે દિવાન નૃસિંહરાવ તથા મામાસાહેબને પોતાની પાસે બોલાવી એક ખલિતો તૈયાર કરવાનું

કર્યું. આ વેળાએ ઝાંશીનો પોલિટિકલ આસિસ્ટંટ એજંટ મહારાજની પાસેજ હતો. ખલિતો લખાઈ તૈયાર થતાં, મહારાજે પોતાને હાથે તે એલિસ સાહેબને આપ્યો. એ ખલિતામાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"બ્રિટિશ સરકારની રાજ્યસત્તા બુંદેલખંડમાં પ્રસ્થાપિત થઈ ત્યાર-પહેલાંથી મારા પૂર્વજોએ તેમને કોઇ નહિ ને કોઈ પ્રકારે મદદ આપ્યા કરેલી, એ વાત યુરોપખંડમાં પણ પ્રસિદ્ધ છે. મેં પણ તેમનેજ પગલે ચાલી બ્રિટિશ સરકારની આજ્ઞા ધારણ કરી સર્વદા વિનીત વર્તન રાખેલું છે, એ અત્ર આવી ગયેલા સર્વ પોલિટિકલ એજંટોને પૂર્ણ વિદિત છે."

"હું હમણાં માંદો છું અને મહા દુઃખની વાત એ છે કે, હું બ્રિટિશ સરકારને પ્રમાણિકપણે અનુસરતો આવેલો છું અને સરકારે પણ, મને મોટી મહેરબાનીથી ચલાવી લીધો છે છતાં, છેવટ મારી પુંઠે મારા વંશનો નાશ થવા દહાડો આવ્યો છે; એમ થાય નહિ તેટલા માટે મેં બ્રિટિશ સરકારની સાથે થયેલા તહનામાની બીજી કલમ પ્રમાણે આનંદરાવ નામના પાંચ વર્ષના છોકરાને દત્તક લઈ તેનું નામ દામોદરરાવ ગંગાધરરાવ પાડયું છે. એ છોકરો મારા પ્રપિતામહના વંશનો હોઈ મારો ભત્રિજો થાય છે."

"ઇશ્વરની કૃપાથી અને સરકારની મહેરબાનીથી હું હજી આ મંદવાડમાંથી બેઠો થઇશ એવી મને આશા છે, અને જ્યાં સુધી હું ઘરડો થયો નથી ત્યાં સુધી મને સંતતિ થવાનો સંભવ છે, અને જો એમ થશે તો યોગ્ય લાગશે તેમ બંદોબસ્ત કરવામાં આવશે, પરંતુ જો મારૂં દેહાવસાન થયું તો આજ પર્યંત હું સરકાર પ્રત્યે પ્રમાણિકપણે ચાલતો આવ્યો છું, એમ ધારીને આ છોકરા ઉપર સરકારે મહેર રાખવી એનું માગી લેઉં છું અને રાણીને તે હયાત રહે ત્યાંસુધી, સંસ્થાનની માલીક ધણિયાણી તથા આ દત્તક છોકરાની માતુશ્રી સમજીને બધી વ્યવસ્થા

તેને સોંપાવવી. તેને કોઈ રીતે ત્રાસ કિંવા દુઃખ પડે નહિ એમ કરજો.”

આ ખલિતો આપતી વેળાએ મહારાજનું અંતઃકરણ અત્યંત ગદ્ગદિત થઈ ગયું. જે વેળાએ મેજર એલિસના હાથમાં તેમણે એ ખલિતો આપ્યો અને તેમની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે તેને અંતઃકરણ પૂર્વક વિનંતિ કરી, તે વેળાએ મેજર એલિસનું અંતઃકરણ દ્રવીભૂત થઇ ગયું, અને તેણે-'હું આપનો ખલિતો બ્રિટિશ સરકાર ઉપર મોકલી દેઇશ અને મારાથી થશે એટલો તેમાં યત્ન કરીશ.' એમ કહી મહારાજને આશ્વાસન આપ્યું. મહારાજને ઘણી અશક્તિ થઈ ગઇ તેથી સૌને કિંચિત્ ગ્લાનિ આવી, તે જોઇને મેજર એલિસ અને કેપટન માર્ટિન તેમને ઔષધ અપાવીને પોતાને બંગલે ગયા. મહારાણી લક્ષ્મીબાઈ આ વખતે મહારાજની પાસેના ચકના પડદામાં બેઠાં હતાં. સાહેબ લોકના ગયા પછી તે મહારાજની પાસે આવ્યાં. આ સમયે તેમની સ્થિતિ એવી થઈ રહી હતી કે, જે આ કલમથી લખી શકાય તેમ નથી.

મેજર એલિસે બંગલે ગયા પછી સવારમાં બનેલો સઘળો વૃત્તાંત બુંદેલખંડના પોલિટિકલ એજંટ મેજર માલકમને લખી મોકલ્યો, તેમાં તેણે લખ્યું કે, “આજ સવારે અમે મહારાજની વિનતિ પ્રમાણે રાજ-મહેલમાં ગયા હતા. મેં અને કેપટન માર્ટિને તેમની મુલાકાત લીધી હતી, પરંતુ મને લખતાં ઘણુંજ દુઃખ થાય છે કે, મહારાજની પ્રકૃતિ બહુ બગડી ગઇ છે અને તે આસન્ન સ્થિતિમાં પડી રહેલા છે. આની સાથે મોકલેલો ખલિતો મહારાજની સમક્ષ મને વાંચી દેખાડ્યો છે, એ સમાપ્ત કરતી વેળાએ મહારાજને મૂર્ચ્છા આવી અને અમે રાજમહેલની બહાર નીકળી અમારે બંગલે આવ્યા.”

એલિસ સાહેબના ગયા પછી ઔષધોપચાર કરતાં મહારાજને વળી થોડો આરામ થયો. તેમના મંદવાડથી રાણી સાહેબના મનમાં નિરંતર ચિંતા થયા કરતી તે વધી. ચિંતાથી તેમના મુખ ઉપરનું નૂર

ઉડી ગયું હતું. મહારાજને કંઇક ઉંઘ આવી અને આરામ થયો એટલે તેમના જીવમાં જીવ આવ્યો. વળી તેમની પ્રકૃતિમાં ફેરફાર થયો અને રાણીનું મન વ્યગ્ર થઇ ગયું. આમ કરતાં કરતાં સાંજના ચાર વાગ્યા (તા. ૨૦ નવેમ્બર) એટલે તો દેઢી આગળ હજારો લોક, 'મહારાજા સાહેબને કેમ છે' એમ પૂછવાને એકઠા થયા. ઝાંશીના લોક તેમને માટે પૂછપરછ કરતા હતા, એટલામાં વળી 'મેજર એલિસ મુલાકાતે આવે છે' એવું કહેવા રેસિડેન્સીમાંથી એક સ્વાર આવ્યો. આ વખતે તેમને બિલકુલ ઠીક ન હતું. બોલવું બંધ થઈ જઇ શરીરનું ભાન રહ્યું ન હતું, તેથી સ્વારની સાથે એમ કહેવરાવવામાં આવ્યું કે, 'હવે મહારાજાની મુલાકાત થશે નહિ.'

મહારાજાની આવી દશા થતાંજ રાણીનો કંઠ ગદ્ગદિત થઈ કરુણા-રસથી ભરાઈ ગયો તથા આંખમાંથી શ્રાવણ અને ભાદરવા વરસી રહ્યા. રૂંધેલા શોકના આવેશમાં વળી તે બોલી ઉઠયાં કે, 'હે કુળદેવિ ! મહાલક્ષ્મી જો તમારે આમજ કરવું હોય તો માડિ ! મને પહેલેથીજ તમારી પાસે બોલાવી લો.' રાણીસાહેબના આવા સ્ફુટ રુદનથી મામાસાહેબ વગેરેએ તેમની પાસે આવી ધીરજ આપી, અને મહારાજને કેટલીક અમૂલ્ય માત્રાઓ ચટાડી. માત્રાઓ ચટાડતાં ઝોબો વળ્યો અને હોંશિયારી આવી. આંખો ઉઘડતાંજ તે બોલ્યા કે, 'એજન્ટ સાહેબ કયાં છે?' પાસે બેઠેલા માણસોએ તરત એલિસ સાહેબને બોલાવવા એક સ્વાર મોકલ્યો.

પહેલો સ્વાર રેસિડેન્સીમાં પહોચ્યો તેની પાછળ તરત બીજો ગયો અને તેણે એજંટ સાહેબને જણાવ્યું કે–' મહારાજા સાહેબ આપને મળવા ઇચ્છે છે,' એ સ્વારોની સાથે તાબડતોબ મિ. એલિસ, ડાકતર એલનને લઇ રાજમહેલમાં આવ્યો. આ વખતે દિવાનખાનાની પાસે નીચેજ જનાનખાનાની પાસેના એક ઓરડામાં મહારાજા સાહેબને આણી સુવાડેલા હતા. એલિસ સાહેબ આવતાં તેમના મનમાં આનંદ ઉત્પન્ન થયો. તેની સાથે વાતચીત કરવાનો તે પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ એ

હોંશિયારી ઔષધજન્ય અને ક્ષણિક હોવાથી સાહેબે તેમને બોલવાની તસ્દી ન લેવા દેતાં, ડાક્તરને તેમની તબિયત તપાસવાનું કહી ઔષધ લેવાને આગ્રહપૂર્વક વિનંતિ કરી. મહારાજ બહુજ ધર્મિષ્ઠ હોવાથી ઈંગ્રેજી ઔષધ લેવાની ના પાડતા હતા, પરંતુ બ્રાહ્મણને હાથે ગંગાજળથી ઔષધ બનાવી મોકલવાનું સાહેબે કબુલ કરવાથી તેમ કરવાને અને ઔષધ લેવાને અનુમતિ આપી. ડા. એલને તે પ્રમાણે ઔષધ તૈયાર કરવાનું કબુલ કરી પોતાને બંગલે જઈ, ઉત્તમ ઉત્તમ ઔષધો મેળવી બ્રાહ્મણ જોડે તે રાજમહેલમાં મોકલી આપ્યું. મેજર એલિસ સાહેબ પછી પોતાને બંગલે ગયો. ડાકતરનું ઓસડ આવ્યું પરંતુ તે નજરે પડતાંજ તેમણે કહ્યું કે, 'હું આ દવા કદી પણ લેવાનો નથી.' મહારાજે માન્યું નહિ ત્યાં ડાકતર પણ નાઈલાજ[1].

મરણ પહેલાં પણ મહારાજ ગંગાધરરાવે એક ખલિતો બુંદેલખંડના એજંટ મેજર માલકમ ઉપર મોકલવાને હુકમ આપ્યો હતો. એ ખલિતામાં પહેલાની બધી મતલબ હતી, સિવાય કે, રામચંદ્રરાવની સાથે પૂર્વે સન ૧૮૧૭ માં બ્રિટિશ સરકાર સાથે જે તહનામું થયું હતું તેમાંથી આટલું વધારે ઉમેરવામાં આવ્યું હતું કે—'ઝાંશી સરકારને બ્રિટિશ સરકાર સાથે સ્નેહભાવ રહે અને તે કાયમ રાખવાના હેતુથી બ્રિટિશ સરકારનો અમલ બુંદેલખંડમાં શરૂ થયો તે વેળાએ, કૈલાસવાસી શિવરાવભાઉના તાબામાં હતો તે, અને હાલ ઝાંશી સરકારના તાબામાં છે તે, સર્વ પ્રાંતનું રાવ રામચંદ્રને અને તેના વારસને તથા વારસદારને ઠેકાણે સંસ્થાપિત થનારને, બ્રિટિશ સરકાર વંશપરંપરાના માલીક નીમી, તે, પ્રાંતનો સંસ્થાપક છે, એવું કબુલ મંજુર રાખે.' આ બીજી કલમ દાખલ કરી એમ લખ્યું કે—'મારી વિનંતિ પ્રમાણે મેજર એલિસ અને ઝાંશીના ઈંગ્રેજ સૈન્યના અધિપતિ કેપટન માર્ટિને મારી મુલાકાત લીધી હતી, તેમને મેં સમક્ષમાં જ આ ખલિતામાં લખેલી

---

[1] એક ગ્રંથકારે લખ્યુ છે કે, જો મહારાજ ગંગાધરરાવે ઈંગ્રેજી દવા લીધી હોત તો તે જીવ્યા હોત અને ઝાંશી દરબારને માટે વારસ પુત્ર મૂકયો હોત.

બાબતો સ્પષ્ટ કરીને સમજાવી છે. મારી પુંઠે મેં મારા ભત્રિજા આનંદરાવને દત્તક લઈ તેની યોજના કરી છે, એવી મતલબનો ખલિતો મેં તેમને આપ્યો છે તે, તેઓ આપની ઉપર મોકલશે, એવી મને પૂર્ણ ખાતરી છે.' ઇત્યાદિ.

મહારાજ ગંગાધરરાવે આ પ્રમાણે વ્યવસ્થા કરી તેથી બ્રિટિશ સરકાર ઝાંશી સંસ્થાન પૂર્વવત તેમના દત્તકને આપી ચલાવશે અને ઝાંશીના રાજાઓનું નામ ચિરકાળ ચાલ્યા કરશે, એવી તેમને સંપૂર્ણ આશા હતી. મહારાજની તબિયત આ વખતે એટલી બધી બગડી ગઈ હતી કે, મહારાણી લક્ષ્મીબાઈ તો તેમને સાંભર્યાંજ નહિ, કારણ કે, બ્રિટિશ સરકાર તેમની વિનંતિ કદી પણ અમાન્ય કરનાર નથી, એવો તેમને પૂર્ણ ભરોસો[1] હતો.

---

૧ મહારાજ ગંગાધરરાવે બ્રિટિશ સરકારપર ભરોસો રાખી જે ખલિતા મોકલ્યા હતા, તે સંબંધમાં પાછળથી એક ઈંગ્રેજ લેખક સ્પષ્ટ લખે છે કે:—

"The Rajah wrote to the Governor-General respectfully commending his youthful choice to his consideration and care, and asking for the the recognition of his widow as Regent during the minortiy. He appealed to the second article of the subsisting treaty, which guaranteed the territory to heirs of his family in perpetual succession, whether heirs by descent, consanguinity, or adoption, and he trusted that, "in consideration of the fidelity he had always evinced towards Government, favour might be shown to his child.

He was allowed to die in the delusion that native fidelity would be remembered. The Empire was grown so strong that the antocrat of Fort William thought it could afford to forget fidelity.

*W. M. TORRENS, M. P.*

આ પ્રમાણે રાજ્યની વ્યવસ્થા કરીને મહારાજ ગંગાધરરાવે પોતાનો ઐહિક પ્રવાસ સમાહિત અંતઃકરણથી પુરો કર્યો. મહારાજ ગંગાધરરાવ સંસ્થાનાધિપતિ હોવાથી તેમની પાસે મોટા વૈદ્યો હાજર રહેતા હતા અને હજારો સેવકો તેમની સંભાળ લેતા હતા, પરંતુ આવરદાની દોરી આવી રહેતાં તેમાંના કોઇનો કંઇ પણ ઇલાજ ચાલ્યો નહિ. તા. ૨૧ મી નવેમ્બરનો દિવસ ઉગતાં મહારાજની પ્રકૃતિમાં દુઃચિહ્ન દેખાવા માંડ્યાં. મહારાણી લક્ષ્મીબાઈ નિરાશ થઈ દુઃખથી વ્યાકુળ થઇ ગયાં. પ્રાતઃકાળથી હજારો બ્રાહ્મણોને પુણ્યદાન દેવાવા માંડ્યાં, તથા મહારાજની પાસે વિષ્ણુસહસ્ર નામનો પાઠ ચાલુ કરાવવામાં આવ્યો. મધ્યાહ્ન વીતતાં મહારાજની નાડી બંધ પડી અને તા. ૨૧ મી નવેમ્બરના ત્રીજા પહોરને અમલે ઝાંશીના છેલ્લા મહારાજ ગંગાધરરાવે કૈલાસવાસ કર્યો. કવિ છોટમ કહે છે, તે સત્યજ છે કેઃ–

" જાયા તે જરૂર જવાના, જગતમાંથી,
જાયા તે જરૂર જવાના,
" જેવા હોય વંટોળિયા વાના, જગતમાંથી,
જાયા તે જરૂર જવાના.
" હું હું કરીને દે છે હુંકારો, તે તન્ન માને છે મારું;
" દીપ જ્યોતિની પેરે બુઝાતાં, આવરી રહે છે અંધારું,
જગતમાંથી જાયા તે જરૂર જવાના."

તરતજ મહારાજના મરણના સમાચાર આખા શહેરમાં ફરી વળ્યા અને જ્યાં ત્યાં લોકો રુદન કરવા લાગ્યા. રાજમહેલ શોકાંધકારથી શૂન્ય થઇ ગયો અને મહારાણી લક્ષ્મીબાઇ પણ હૈયું હાથમાં ન રહેવાથી છુટે મુખે રોવા લાગ્યાં. શોકમાં ને રોકુટમાં તે પોતાના દેહનું ભાન ભૂલી ગયાં. એ વખતની તેમની શોકાક્રાંત સ્થિતિનું વર્ણન અહિં થઇ શકતું નથી.

પછી મહારાજ ગંગાધરરાવને રીતિપ્રમાણે પ્રેતસંસ્કાર કરવામાં આવ્યો. આખું ઝાંશી શહેર મહારાજની પછવાડે શ્મશાન ગયું. ખુદ

પોલિટિકલ એજંટ મેજર એલિસ અને ઝાંશીના બીજા ઘણાક મોટા મોટા યુરોપિયન અધિકારીઓ શોકનો પોષાક પહેરી શ્મશાનમાં ગયા. શ્મશાનથી પાછા આવ્યા પછી મેજર એલિસ અને કેપ્ટન માર્ટિન 'ઈ-રેગ્યુલર' કેવહલરીનાં કેટલાંક માણુસો લઈ મહારાણી લક્ષ્મીબાઈસાહેબને આશ્વાસન દેવાને રાજમહેલમાં આવ્યો. મેજર એલિસે મહારાણીને અતિ શોક નહિ કરવાને વિનંતિ કરી અને આશ્વાસન આપ્યું. આ વખતે મહારાણી એટલાં બધાં શોકમાં ડુબી ગયાં હતાં કે, જેને જોતાં પાષાણ જેવા હૃદયનો હોય તેના મનમાં પણ શોક ઉત્પન્ન થાય તો પછી એલિસ સાહેબ ગળગળો થાય તેમાં શું? તેણે અંતઃકરણથી કહ્યું કે, 'સર્વ કંઇ થશે તે તમારી મરજી પ્રમાણે થશે, અને હવે તમે ઝાઝો શોક કરશો નહિં.' આ પ્રમાણે વારંવાર મહારાણીને ધીરજ આપી ખજાનાનો બંદોબસ્ત કરવાને તે કિલ્લામાં ગયો.

ઝાંશીનો કિલ્લો અત્યંત પ્રચંડ અને મજબુત હોવાથી તેમાં રાજ્યના કેદીઓ અને ખજાનો રહેતો હતો. ખજાનામાં સુમારે ૨૪૫૭૩૮ રૂપિયાની કિમ્મતનું સોના રૂપાનું નાણું હતું. ખજાનાનાં સર્વ બારણાં મેજર એલિસ અને જવાનાથ પંડિતે બરોબર તપાસી તેની ઉપર મહોરછાપ કરી કિલ્લાના રક્ષણ માટે સિંધિયાની કંટિન્જંટ ફોજમાંથી ૬ ઠ્ઠી પલટણનાં ૧૦૦–૧૨૫ માણસોની એક ટુકડી ખડે પહેરે રહેવાને મૂકી. મહારાજના મરણથી સંસ્થાનમાં કંઈ ગડબડ ન થાય, તે માટે તેણે સંસ્થાનના દિવાન કારભારી વગેરેને મળી, આગળથી બંદોબસ્ત કર્યો હતો. કેપ્ટન માર્ટિને લશ્કરી બંદોબસ્ત પણ ઘણો સારો રાખ્યો હતો.

ઝાંશીના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મેજર એલિસના *પત્રથી મહારાજ ગંગાધરરાવના મૃત્યુના સમાચાર જાણી બુંદેલખંડના પોલિટિકલ

* તા. ૨૧ મી નવેમ્બર ૧૮૫૩ ને દિવસે મેજર એલિસે બુંદેલખંડના પો. એ. મેજર ડી. એ. માલકમ ઉપર મહારાજના મરણનો પત્ર લખ્યો હતો.

એજંટ મેજર માલકમ સાહેબે, તા. ૨૫ મી નવેમ્બરે હિંદુસ્તાનની સરકારના ફોરિન-પરરાજ્ય સંબંધી-સેક્રેટરીને એક પત્ર લખતાં તેમાં તેણે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો.

"ગ્વાલિયર, બુંદેલખંડ અને રેવા સંસ્થાનના પોલિટિકલ એજંટ મેજર, ડી. એ. માલકમ તરફથી હિંદુસ્તાનની સરકારના સેક્રેટરી, ફોરિન-ડિપાર્ટમેન્ટ, ફોર્ટ વિલિયમ તરફ.

૧. નામદાર ગવર્નર જનરલ ઇન-કૌન્સિલને જણાવતાં મને અત્યંત દિલગીરી થાય છે કે, ઝાંશીના મહારાજ ગંગાધરરાવ તા. ૨૧ મી નવેમ્બરે ઝાંશીમાં દેવલોક પામ્યા છે.

૨. મૃત્યુની પહેલાં એક દિવસ મહારાજાએ પાંચ વર્ષની વયના દામોદરરાવ ગંગાધરરાવ ઉર્ફે આનંદરાવ નામના એક છોકરાને દત્તક લીધો છે. તે તેમનો ભત્રિજો થાય છે એમ તેમણે લખ્યું છે, પરંતુ ખરેખર જોતાં મને લાગે છે કે, તે મહારાજના મુખ્ય પૂર્વજ રઘુનાથરાવથી પાંચમો પુરૂષ છે, એટલે ઈંગ્રેજી રીતપ્રમાણે તે મહારાજના પ્રપિતામહ તરફનો પિતરાઇ માનવો જોઇએ.

૩. તા. ૨૦ મી એ મહારાજ અને મેજર એલિસને મુલાકાત થઇ હતી, તે સંબંધમાં મેજર એલિસ તરફથી મારી ઉપર આવેલા પત્રો નામદાર ગવર્નર જનરલના અવલોકનાર્થે આ સાથે બીડ્યા છે. મહારાજાએ આનંદરાવ નામના છોકરાને દત્તક લીધો તેના સંબંધમાં સવિસ્તર હકીકત-વાળો એક ખલિતો, જે મારી ઉપર આવેલો છે તે પણ આ પત્રોની સાથે સામેલ કરેલો છે.

૪. ઝાંશી સંસ્થાનાધિપતિએ મૃત્યુ સમયે એકાએક દત્તક લેવાનો વિચાર કર્યાથી ઝાંશી દરબારના પ્રત્યેક માણસને આશ્ચર્ય ઉપજ્યું હશે એમ મને લાગે છે, કારણ કે ઘણું કરીને સંસ્થાનની સર્વ માલમતા રાણીની હયાતિ સુધી તેના કબજામાં સોંપવાની ઇંગ્રેજ સરકારને તે વિનંતિ કરશે, એવું સર્વ કોઈ ધારતું હતું. બ્રિટિશ સરકારની સાથે

પ્રથમ જેણે તહનામું કર્યું હતું, તે ઝાંશીના સુબેદાર શિવરાવભાઉના વંશમાં કોઈ વારસ પુરૂષ રહેલો નથી અને પાસેનાં સગાંસાગવામાં પણ પુત્ર નથી, એટલે સસંભવિત એવી દત્તક લેવાની કલ્પના તેમને એકાએક ઉત્પન્ન થયેલી લાગે છે.

૫. હિંદુસ્તાનની સરકારની જાણ માટે, ઝાંશી સંસ્થાનાધિપતિનું એક સાધારણ વંશવૃક્ષ, હું આ સાથે બીડું છું, તે બરોબર હશે એવો મને ભરોસો છે. એ વંશવૃક્ષ ઉપરથી જણાઇ આવશે કે જે છોકરાને હમણાં દત્તક લીધો છે, તે મહારાજ ગંગાધરરાવના પૂર્વજ રઘુનાથરાવ (પહેલા) ના વંશનો છે.

૬. મેજર એલિસને મેં તા. ૨ જી. ને રોજ જે સૂચનાપત્ર લખ્યો હતો અને જેની નકલ હિંદુસ્તાનની સરકારને તા. ૩ જી. ને દિવસે બીડેલી છે, તેમાંની સૂચના પ્રમાણે મેજર એલિસ વર્તે છે અને સરકારનો ઝાંશી સંસ્થાનની વ્યવસ્થા માટે છેવટનો હુકમ આવે ત્યાં સુધી, તે મરહુમ રાજા સાહેબે કરેલા દત્તવિધાન સંબંધી બિલકુલ લક્ષ આપનાર નથી.

૭. ઝાંશીના રાજાઓ સાથે બ્રિટિશ સરકારને કેવો સંબંધ છે તેની સંક્ષિપ્ત માહિતી અત્ર આપેલી હશે તો સરકારને અનુકૂલ પડશે અને તે ઉપરથી ઝાંશીના રાજાઓને પોતાના સંસ્થાનના માલીક કરવાને દત્તક લેવાનો અધિકાર છે કિંવા નહિ—જેને માટે મને ઘણો સંશય રહે છે, તેને માટે નિશ્ચયાત્મક અભિપ્રાય આપવામાં આવશે તો ઠીક પડશે.

૮. સને ૧૮૦૪ માં બુંદેલખંડ સાથે આપણો સંબંધ થતાંજ શિવરાવભાઉ સાથે, પેશવાના નોકર અને માંડલિક તરીકે તહનામું થયું હતું. ૧૮૧૭ માં, કે જે વેળાએ ઝાંશી સંસ્થાન ઉપરના સર્વ હક પેશવા સરકારે બ્રિટિશ સરકારને આપ્યા તે વેળાએ આપણે શિવરાવભાઉના ભત્રિજા રામચંદ્રરાવને ઝાંશી સંસ્થાનના વંશપરંપરાના માલીક તરીકે કબુલ કર્યો હતો. તે પ્રમાણે સને ૧૮૩૨ માં આપણે ઝાંશીના સુબેદારોને 'રાજા' નો ખિતાબ આપ્યો હતો.

૯. રામચંદ્રરાવ ૧૮૩૫ માં મરણ પામ્યા ત્યારે તેમને પુત્રસંતતિ ન હોવાથી સંસ્થાનને ખાલસા કરવું કિંવા નહિ ? એ સંબંધી ચર્ચા થઇ હતી, પરંતુ તે વખતે શિવરાવભાઉના રઘુનાથરાવ અને ગંગાધરરાવ નામે બે પુત્ર હયાત હતા તેથી, સંસ્થાન તેમને ચલાવવા દેવું એવો ઠરાવ થયો હતો, પરંતુ હાલ ગંગાધરરાવના મૃત્યુથી તેમના વંશનો અંત આવ્યો છે.

૧૦. મારે અત્ર એમ પણ જણાવવું અવશ્ય છે કે, સને ૧૮૩૫ માં જ્યારે રાવ રામચંદ્ર મરણ પામ્યા ત્યારે તેમનો એક દત્તક, અને બીજો તેમની સ્ત્રીએ લીધેલો દત્તક, એમ બે જણાઓએ સંસ્થાન ઉપર પોતાનો હક છે, એવું કહેવા માંડ્યું હતું, પરંતુ તે વખતે તેમનો હક નામંજુર કરવામાં આવ્યો હતો. તે વખતના કાગળપત્રો હાલ મારી પાસે નથી, પરંતુ તમારા દફતરમાંથી તમને મળશે. એ કાગળો ઉપરથી જણાશે કે, ઝાંશી સંસ્થાન જે શરતે ઈંગ્રેજની હુકુમતમાં ચાલે છે તે શરત પ્રમાણે ઝાશી સંસ્થાનના રાજાને કિંવા તેની વિધવા રાણીને સાર્વભૌમ સરકારની પરવાનગી વગર દત્તક લેવાનો હક પહોચતો નથી.

૧૧. મહારાજ ગંગાધરરાવે પોતાની પાછળ જે સ્ત્રીના હાથમાં સર્વ રાજ્યવ્યવસ્થા સોંપવાની ઇચ્છા જણાવી છે તે સ્ત્રી ઘણીજ સંમાન્ય અને લોકપ્રિય છે તથા સંસ્થાનનો કાર્યભાર ઉત્તમ રીતે ચલાવવાને સંપૂર્ણ સમર્થ છે; પરંતુ પ્રસ્તુતના સ્થિતિમાન ઉપરથી સરકાર આ સંસ્થાન ખાલસા કરવાનો પોતાનો હક વિલંબ ઉપર નાંખશે, એમ મને લાગતું નથી, તેથી મને ભરોસો છે કે, સરકારની પાસેથી રાણી સાહેબને તેમના કૈલાસવાસી પતિની સર્વ મિલકત અને ઝાંશીમાંનો રાજવાડો આપવામાં આવશે અને તેની સ્પષ્ટતા માટે તથા તેમના મોટા કુટુંબનાં માણસો માટે યોગ્યતા પ્રમાણે તથા સુખથી રહેવા યોગ્ય રકમની નિમણુંક બાંધી આપવામાં આવશે, એવું તેને આશ્વાસન આપવાની મને પરવાનગી મળવી જોઇએ.

૧૨. રાણી સાહેબના ખરચ માટે અમુક રકમ ઠરાવવી એ કામ

જરા કઠિન છે, તથાપિ જે જે અર્થે બુંદેલખંડમાં સંસ્થાપિત થયેલાં રાજકુટુંબોમાં છેવટનું રાજકુટુંબ તે માત્ર આટલું આ ઝાંશીજ છે, અને જેને માટે પેશ્વા સરકારની પાસેથી તથા વિનાયકરાવ પાસેથી ધર્માર્થ દ્રવ્ય મળવાની જેમને આશા રહી નથી, એવા તેઓના આશ્રિત માણસો હવે રાણીસાહેબની પાસે આવશે. તેમ તેમના વતીનાં ખરચ વધી પડશે. સરકારે આ બધી બાબતો ધ્યાનમાં લઈ રાણીસાહેબને ભરપુર નિમણુક આપવાની ઇચ્છા ઘણું કરીને દેખાડવી અને તેમ થાય તો દરમાસે ૫૦૦૦ તનખા-રૂપિયાથી ઓછી નિમણુંક તો નહિજ ચાલે, એમ હું નમ્ર સૂચના કરૂં છું.

૧૩. ઘણા કાળ સુધી ઝાંશી સંસ્થાન આપણા અધિકાર તળે હતું અને મેજર રોસે તેની જે વ્યવસ્થા કરી હતી તે સરલ રીતે ચાલી હતી, તે ઉપરથી મને લાગે છે કે-સરકાર આ સંસ્થાન ખાલસા કરવાનો વિચાર કરે ત્યારે તેની વ્યવસ્થા તેના પડોશી સિંધિયા સરકારના પ્રાંતો પ્રમાણે કરતાં આપણને કંઇ અડચણ પડશે નહિ.

૧૪. જ્યારે સરકાર સંયુક્ત સંસ્થાન લેઇ મારા તાબામાં લેવાનું ફરમાવશે ત્યારે હું તેમ કરવાને તૈયાર છું, પરંતુ મને તેમજ મારા મદદનીસ મેજર એલિસને વસુલાતી ખાતાનો ઝાઝો અનુભવ નથી અને અમારે ગ્યાલિયર અને બુંદેલખંડમાં ઘણાં કામ હોવાથી દૂરના પ્રાંતમાં વારંવાર જવું આવવું પડે તેથી, હું વિનંતિ કરૂં છું કે, બુંદેલખંડમાં જે જિલ્લાઓ જબલપુરના કમિશનર કેપટન આર્સ્કિનને સોંપેલા છે તેના ભેગું ઝાંશી પણ તેને સોંપવું ઠીક થઇ પડશે.

| | |
|---|---|
| પોલિટિકલ એજન્સી ઓફિસ, કૅંપ પન્ના. તા. ૨૫ મી. નવેમ્બર ૧૮૫૩. | (સહી) ડી. એ. માલકમ. ગ્વાલિયર બુંદેલખંડ અને રીવાનો પો. એજંટ. |

પોલિટિકલ એજંટ સાહેબનો આવો રિપોર્ટ સરકાર ઉપર ગયા પછી ઝાંશી સંસ્થાનની કેવી વ્યવસ્થા થાય? તેનું ભવિષ્ય આપણાથી વંચાઇ જાય છે. તેની ઇચ્છા ઝાંશીને સંયુક્ત કરવાની હોય ત્યાં બીજી શી

આશા રાખી શકાય ? લૉર્ડ ડેલહાઉસીની ઇચ્છા પ્રમાણે સતારા, નાગપુર અને તંજાવર જેવાં મોટાં રાજ્યોને રેસિડંટે બિનવારસી ઠરાવી કંપની સરકારના રાજ્યમાં સામેલ કરી દીધાં તો પછી ઝાંશીના શા ભાર ! વળી ઉક્ત એજંટોના જેવી ઉત્કટ ઇચ્છાવાળા મેજર માલકમ સરખા વિશ્વાસુ અને કર્તવ્યદક્ષને તો સંયુક્ત રાજનીતિનું ધોરણજ પસંદ પડે. મેજર માલકમનો પત્ર જતાં ઝાંશીનો બંદોબસ્ત કરવાની સપાટાબંધ તૈયારીઓ થવા માંડી. ઝાંશીમાં સિંધિયા સરકારની કંટિન્જંટ ફોજની ૬ ઠ્ઠી પલટણનો એક ભાગ ને બંગાલ નેટિવ ઇન્ફ્રન્ટ્રીની પલટણ મૂકવાનો વિચાર કરી, વળી ઝાંશી તથા કરેરાના કિલ્લાઓના બંદોબસ્ત માટે બ્રિગેડિયર પાર્સન્સ પાસેથી બીજી ચાર પલટણ મંગાવવાની વ્યવસ્થા કરવામાં આવી.

આણી તરફ રાણી સાહેબ તથા કાર્યભારી મંડળને એવો વિશ્વાસ હતો કે, ઝાંશી સંસ્થાનનો કાર્યભાર દામોદરરાવને નામે ચલાવવામાં આવશે, કારણ કે મહારાજ ગંગાધરરાવે પો. એજંટની મારફતે બ્રિટિશ સરકારપર જે ખલિતો પોતાના મરણની પૂર્વે મોકલાવ્યો હતો તે ઉપરથી સરકાર સર્વે વ્યવસ્થા તેમને મન માનતી રીતે કરશે. ૧૮૧૭ માં રામચંદ્રરાવ સાથે થયેલા તહનામા પ્રમાણે ઝાંશી સંસ્થાન વંશ-પરંપરા ચલાવવાનું વચન દીધેલું હતું અને વળી સંસ્થાનાધિપતિઓએ સર્વદા કૃતજ્ઞતા દેખાડી હતી તેથી બ્રિટિશ સરકાર બધું ભૂલી જશે, એવો સ્વપ્ને પણ સંશય ન હતો, પરંતુ રાજલોભમાં અંધ થયેલા બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ તે બધું ભૂલી ગયા. માલકમ સાહેબનો પત્ર કલકત્તે જતાં કૌંસિલ ઓફ ઇન્ડિયાના મેમ્બરો પ્રેસિડંટ ઓન. જે. ડોરીન, તેનો કૌન્સિલર જે. લો. અને ફ્રેડરિક, જે. હાલિડેએ એમ ઠરાવ્યું કે, ગવર્નર જનરલ કલકત્તામાં આવે (લાર્ડ ડેલ-હાઉસી આ વખતે અયોધ્યામાં હતો) ત્યાં સુધી ઝાંશીના દત્તકવાળા પ્રશ્નને એમનો એમજ રહેવા દેવો અને રાજકાર્યભારમાં કોઈ પ્રકારનો ફેરફાર કરવો નહિ. એજંટે સંસ્થાનમાં સલાહશાંતિ જાળવવાને વધારે

કાળજી રાખવી, અને સૈન્યની મદદ જોઇએ તો તે તરત બ્રિગેડિયર પાર્સન્સની પાસેથી મંગાવી લેવી. આ પ્રમાણે ઝાંશીના પો૦ એજંટને ફરમાવવામાં આવ્યું.

---

## પ્રકરણ ૪ થું.



## ઝાંશી ખાલસા કર્યું.

**नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।**



મનુષ્યને તેમજ રાજ્યને ઉન્નતાવસ્થા ક્યારે આવશે અને પડતી ક્યારે થશે, તે કોઇના જાણવામાં આવતું નથી. કાળચક્રની એવી ગતિ છે કે, જે કોઇના કળવામાં આવતીજ નથી. આજ જે પુષ્પ ખીલેલાં હોય છે તે કાલ કરમાઇને ખરી પડે છે, અને આજ કળીમાં હોય છે તે કાલ પૂર્ણ વિકાસી વૈભવસંપન્ન થાય છે. બ્રિટિશ સરકારના રાજ્યની ચડતી ઉપરથી અને દેશી રાજ્યોની પડતી ઉપરથી આ ક્રમ યથાસ્થિત દેખાઇ આવે છે. હિંદુસ્તાનમાં વેપાર કરવાની માત્ર પરવાનગી મેળવવાને જેમને સને ૧૭૧૨ માં ભગીરથ પ્રયત્ન કરવો પડ્યો હતો અને ૧૭૫૨ ની સાલમાં જેમના તાબામાં માત્ર ત્રણ વખારો

---

* આ વખતે બંગાલામાં ગવર્નરે દિલ્હીશાહને નીચે પ્રમાણે લખ્યું હતુ :—

" The supplibation of John Russell, who is as the minutest grain of sand, and whose forehead is the tip of his footstool, who is the absolute monarch and prop of the universe, whose throne may be compared to that of Soloman's aud whose renown is equsl to that of Syras + + + The Englishman, having traded hitherto in Bengal, Orisa aud Behar, custom free (exeep in Surat ) are your majesty's most obedint slaves always intend upon your commands + + We have readily

અને વીસ ચોરસ માઇલ જેટલી જમીનજ હતી તે લોકના તાબામાં આજ એટલે સને ૧૮૫૭ ની સાલમાં ૬૫૦૦૦૦ ચોરસ માઇલ જમીન આવી રહેલી છે અને આખા હિંદુસ્થાન ઉપર જેમને સામ્રાજ્ય સંબંધી વાવટો ઉડે છે એવી બ્રિટિશ પ્રજાના ઉદયમાં આટલો જલદી ફેરફાર થઇ જશે એવું કોણ ધારતું હતું? રોમન લોકોથી ત્રણસેં વર્ષમાં આખું યુરોપ લેવાયું નહતું, તો બ્રિટિશોએ તેથી અરધા કાળમાં આખું હિંદુસ્તાન હાથ કરી લીધું, છતાં હિંદુસ્તાનમાં આપણે રાજ્ય સત્તા મેળવવી એવો તો તેમનો મૂળમાં હેતુજ ન હતો. સન ૧૭૮૨ ની સાલમાં વૉર્ન હેસ્ટિન્ગ્સ સાહેબે હિંદુસ્તાનમાં ખટપટ ચલાવી તે સંબંધી હાઉસ ઑફ્ કૉમન્સમાં વાદવિવાદ થયો તે સમયે એવું ઠર્યું હતું કે, હિંદુસ્તાનમાં આપણા રાજ્યનો વિસ્તાર કરવા અથવા મુલક હાથ કરવા માટે યત્ન કરવો, એ બ્રિટિશ રાજ્યની રાજનીતિ વા આબરૂ ઇચ્છાથી વિરૂદ્ધ છે.' આ ઠરાવને ૬ વર્ષ કરતાં વધારે વખત ગયો નહિ એટલામાં, સને ૧૭૯૦ માં મહીસૂરના રાજા ટિપૂ સુલતાને ઇંગ્રેજોના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર સ્વારી કરી તેથી લૉર્ડ કોર્નવૅલિસે તેની ઉપર તરાપ મારી તેનું અર્ધું રાજ્ય મેળવ્યું. આ વખતે પેલો રાજનીતિ આબરૂ અને ઇચ્છા' વાળો ઠરાવ દફતરમાં દબાવી મૂકી હાઉસ ઑફ્ કૉમન્સ અને હાઉસ ઑફ્ લૉર્ડસે એ ન્યાય ભરેલા પગલા માટે તેનો આભાર માન્યો. વળી ટિપૂની સાથે શરૂ કરેલા વિગ્રહનો સને ૧૭૯૯ માં અંત આણી વેલ્સ્લી સાહેબે તેનો મુલક ખાલસા કર્યો, પછી તરતજ કર્ણાટક હસ્તગત થયું અને પછી દુઆબ તથા અયોધ્યાના નવાબની પાસેથી મળેલા મુલકો એકત્ર

---

**observed your most sacred orders, and have found favoured; we have, the pecomes servants, a diligent regard to your part of tho sea. + + + We crave to have your majesty's permission in the above mentioned places, as before, and to follow our business without molestation."**

કરતાં હિંદુસ્તાનમાં આપણું રાજ્ય પુષ્કળ વધ્યું છે એમ જોઇ, કોર્ટ ઓફ ડાયરેકટરોને અત્યંત સંતોષ ઉત્પન્ન થયો, અને તેઓએ એવો નિશ્ચય કર્યો કે, હવે વધારે મુલક મેળવવો કે વધારવો નહિ.* પરંતુ વળી પુનઃ તેમને નિરુપાયે મુલક વધારવાનો પ્રસંગ આવ્યો. અર્લ ઓફ મોઇરિા ગવર્નર જનરલ થતાં જ, નેપાલની લડાઇ શરુ થઇ અને ત્રણ સારા પ્રાંતો ઈંગ્રેજોના હાથમાં આવ્યા. પછી બે વર્ષ કેડે પિંઢારી લોકો સાથે જંગે મચ્યો અને પુના, નાગપુર, ઇન્દોર, તથા ગ્વાલિયર, એ ચાર ઠેકાણેના રાજાઓ સાથે અથડાઅથડી થઇ, તેથી પણ ઈંગ્રેજોના હાથમાં પુષ્કળ મુલક આવ્યો. આ વખતે ગવર્નર જનરલ સાહેબે વળી એવો ઠરાવ કર્યો કે, હવે આપણે સિંધુ નદીની પેલી તરફ આપણી સરહદ વધારવી નહિ. એ ગવર્નર સાહેબના ગયા પછી લોર્ડ આમહર્સ્ટ સાહેબ ગવર્નર જનરલ થઈ હિંદુસ્તાનના કિનારા ઉપર આવી ઉતર્યા. તેમનાં પગલાં થતાં વાંત જ, બ્રહ્મદેશવાળો વિગ્રહ મંડાયો અને લડાઈ શરુ થઈ. બ્રહ્મદેશની લડાઇથી વળી આસામ, તેનાસરીમ અને આરાકાન, એ ત્રણ પ્રાંતો ઈંગ્રેજોના સુખોપભોગ માટે બ્રિટિશ સલતનમાં આવી વધ્યા. ત્યાર પછી લોર્ડ બેન્ટિક સાહેબની કારકિર્દી ચાલી અને તેમની પણ ઇચ્છા ન હોવા છતાં કુર્ગ પ્રાંત ખાલસા કરવાની જરૂર પડી. પછી લોર્ડ ઓકલાંડ આવ્યા, તેમણે સિંધુ નદીની પેલી તરફ વધતા જતા રુશિયનોની હદ નક્કી કરવા પાછળ ૧૩ હજાર માણસોનો અફગાનીસ્તાનના હિમમય ડુંગરોમાં

---

* The territories which we have lately acquired under these treaties, under others of a similar kind, and by conquest, sre of so vast and extensive a nature, that we cannot take a view of our situation without being seriously impressed with the wisdom and necessity of that solemn declaration of the Legislature, that to pursue schemes of conquest and extention of dominion in India, are measures repugnant to the *wish, honour,* and *policy* of the nation."

ભોગ આપ્યો, અને તેમના પછી લોર્ડ એલિનબરો હિંદુસ્તાનના ગવર્નર જનરલના પદ પર આવ્યા. તેને સિંધુ નદીના બન્ને કિનારાપર શાંતિ રાખવાને માટે વધારે તો શું, પણ એશિયામાં ‘ આબાદી આબાદ ’ એ કહેવત પ્રમાણે કરવાને અને મોગલ પાદશાહના ઉદાર ગુણ ઉપર લોક સુધારણા માટે આગ્રહ કરવાને, હિંદુસ્તાનમાં દાખલ થતાં જ સિંધ પ્રાન્ત ખાલસા કર્યાં સિવાય અથવા સિંધિયાની સત્તા મર્યાદિત કર્યાં સિવાય હિંદુસ્તાનમાં શાંતિ પ્રસરાવવી ફાવી નહિ. ત્યાર પછી સર હેનરી હાર્ડિજની યોજના થઈ અને તેને સખત તાકીદ આપવામાં આવી કે, લડાઇ તથા પ્રાંત ખાલસા કરવાનો તમે પ્રસંગ જ આણતા નહિ; પરંતુ સોળ મહીના ઉપરાંત, તે પોતાની તરવાર મ્યેન રાખી શકયા નહિ. પંજાબમાં ખટપટ ઉભી થઇ અને ૬૦૦૦૦ શીખ યોદ્ધાઓ સતલજ નદીના કિનારા ઉપર લડાઈ કરવાને ઉભા રહ્યા. આ લડાઈ લડવી પડી અને તેના પરિણામમાં વળી સતલજ નદીનો દક્ષિણ કિનારો અને જાલંધર દોઆબનો પ્રાંત, બ્રિટિશોને ખાલસા કરવો પડ્યો. હવે સર્વત્ર શાંતિ પ્રસરી રહેશે એવી ખાતરી હતી, એટલામાં સને ૧૮૪૮ માં લૉર્ડ ડેલહાઉસી ગવર્નર જનરલના અધિકાર ઉપર આવ્યા. તેના આવ્યા પછી ત્રણ મહીનાની દરમિયાન પુનઃ પંજાબમાં ખળભળાટ થયો, અને તેને પરિણામે બ્રિટિશ સરકારના રાજ્યમાં ઘણો પ્રદેશ વધ્યો. અર્થાત્ આ પ્રમાણે ધીરે ધીરે આખો ભરતખંડ બ્રિટિશ સરકારની સત્તા નીચે આવ્યો અને તેમનો વિજય વાવટો હિંદુસ્તાનની ચારે દિશાઓમાં ઉડવા માંડ્યો.

લૉર્ડ ડેલહાઉસીએ હિંદુસ્તાનની એકંદર સ્થિતિ ધ્યાનમાં લઇ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કર્યું તો, તેને અનેક નાનાં નાનાં રાજ્યો અને જાગીરો બ્રિટિશ રાજ્યની અંદર સ્વતંત્ર રહી ગયેલાં જોવામાં આવ્યાં. જે લોકને તાબે પહેલાં ત્રણ વખારો હતી, તે લોકના હાથમાં આખો ભરતખંડ આવવા છતાં પણ રાજલોભ શાંત થયો નહિ, અને તેમણે નાનાં નાનાં રાજ્યો ખાલસા કરી લેવાનો નિશ્ચય કર્યો. સંસ્થાનો અને જાગીરો ખાલસા કરવામાં આવશે નો, તેમની સાથે કરેલાં તહનામાં

આપણુ પોતાને રદ કરવાં પડશે અને બ્રિટિશ રાજનીતિને લાંછન લાગશે, એવો મત ડ્યુક ઓફ્ વેલિંગટન, સર ટોમસ મનરો, સર જોન માલકમ અને મૌંટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનનો હતો;* તેમણુ તથા બીજા રાજકાર્ય પટુ–કુશળ, તથા વિચારશીલ પુરૂષોએ એ વિચારને અનેકવાર પ્રતિપાદન કરેલો હતો, છતાં તે મતની ઉપેક્ષા કરી લૉર્ડ ડેલહાઉસીએ, પોતાની રાજનીતિનો સુકાન બીજી દિશા તરફ ફેરવ્યો. તેને એમ લાગ્યું કે, બ્રિટિશ મુલકમાં આવેલાં નાનાં નાનાં નવાબી અને દેશી રાજ્યોને નિભાવવાની કંઈ જ જરૂર નથી. એ રાજ્યો સામ્રાજ્યને અડચણુ કરનારાં છે, તેમનો કંઈ ઉપયોગ નથી અને તેઓ કામમાં આવે તેવી આશા પણુ નથી, તો પછી તેમના તરફનો ત્રાસ અને ઉભોભાલો શું કરવાને જોઇએ? એ નાનાં રાજ્યોને બ્રિટિશ મુલકમાંથી ખાલસા કરી લેવાં, એટલે રાજ્યની રીતને યોગ્ય બંદોબસ્ત અને કાર્યક્રમની ગોઠવણુ થાય. લૉર્ડ ડેલહાઉસીએ આવા નિશ્ચયથી એમ ઠરાવ્યું કે, "જે સંસ્થાનનો ઔરસ કિંવા કોઈ પણુ જાતનો વારસ રહેલો ન હોય અને જેને હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણુ દત્તક લેવા માટે સરકારની પરવાનગી માગવી પડે, એવાં સંસ્થાનોને બીનવારસી ઠરાવી ખાલસા કરવાનો પ્રસંગ કદી પણુ જવા દેવો નહિ."

લૉર્ડ ડેલહાઉસી સાહેબનો આવો નિશ્ચય થયો ને હિંદુરાજ્યોના દુર્દૈવે સતારા, નાગપુર, ઝાંશી અને તંજાવર વગેરે મરાઠી સંસ્થાનોના રાજાઓને ઔરસ પુત્ર ન હોવાથી કાળચક્ર તેમના ઉપર આવી પડ્યું ક્રમેક્રમે તે ખાલસા થતાં ચાલ્યાં. હિંદુ રાજ્યની મુખ્ય ગાદી જે સતારાનું રાજ્ય, તેના ઉપર જ પહેલ વહેલું ખાલસા કરવાનું આવ્યું. સતારાના છેલ્લા છત્રપતિ શાહાજી મહારાજ ઉર્ફે આપ્પા સાહેબે કૈલાસવાસ કર્યો અને તેમને ઔરસ વારસ ન હોવાથી તેમણુ મરતા પહેલાં એક છોકરાને

* આ સંબંધી *'are we bound by our treaties'* એ નામનું એક પુસ્તક ૧૮૫૩ માં લંડનમાં છપાયું હતું, તેમાં ઉક્ત ગૃહસ્થોના મત ખુલાસાવાર આપેલા છે.

દત્તક લીધો, પરંતુ લૉર્ડ ડેલહાઉસી સાહેબે તેને વારસ તરીકે ન સ્વીકારતાં છત્રપતિની ગાદી નષ્ટ કરી. નાગપુર તથા તંજાવરની પણ એ જ દશા થઇ અને બુંદેલખંડમાં આવેલા ઝાંશી સંસ્થાન ઉપર પણ લૉર્ડ ડેલહાઉસીની ગદા આવી પડી. એ ગદાના તીક્ષ્ણ આઘાતથી ઝાંશી સંસ્થાન સાવ નાશ પામ્યું, એ ઘણી જ દીલગીરીની વાત છે.

ત્રીજા પ્રકરણમાં કહ્યા પ્રમાણે બુંદેલખંડના પોલિટિકલ એજંટ મેજર માલકમનો રિપોર્ટ હિંદુસ્તાનની સરકારપર ગયો, પરંતુ લૉર્ડ ડેલહાઉસી તે વખતે અયોધ્યા તરફ ફરવા ગયેલો હોવાથી તે સંબંધી છેવટનો ઉત્તર આપવાનું છ માસ સુધી મોકુફ રહ્યું અને પોલિટિકલ એજંટના ઉપર કલકત્તેથી લખાણ આવ્યા પ્રમાણે ઝાંશીનો કાર્યભાર શરૂ થયો હતો. શ્રીમંત દામોદરરાવને, કૃપાળુ બ્રિટિશ સરકાર મંજુર રાખશે, એવી મહારાણી લક્ષ્મીબાઈને સંપૂર્ણ આશા હતી છતાં, તેમણે પોતે એક ખલિતો એજંટ મેજર એલિસની મારફતે લૉર્ડ ડેલહાઉસી ઉપર મોકલાવ્યો. એ ખલિતાનો સાર નીચે પ્રમાણે છેઃ—

"મારા સસરા શિવરાવભાઉએ આ પ્રાંતમાં બ્રિટિશ સરકારનો અમલ થયા પૂર્વે જે મદદ કરેલી, તે અહીંના દફતરમાં મોજુદ છે. એ મદદોના બદલામાં બ્રિટિશ સરકારે અમારા કુટુમ્બ ઉપર જે મહેરબાની દેખાડેલી અને અમોને જે આશ્રય આપેલો, તેને લીધે, અમારું નિરંતર કલ્યાણ જ થયેલું છે.

કર્નલ સ્લિમને ૧૮૪૨ માં મારા સ્વર્ગસ્થસ્વામી સાથે જે તહનામુ કરેલું છે તેમાં પૂર્વે, ૧૮૧૭ માં રામચંદ્રરાવ સાથે થયેલા તહનામાની સર્વ કલમો રદ કરેલી નથી, પણ કાયમ રાખેલી છે અને તે પ્રમાણે જ ઝાંશી સંસ્થાનને સઘળા હક આપેલા છે, એમ નવા તહનામામાં સ્પષ્ટ લખ્યું છે.

"શિવરાવભાઉના સન્માન્ય વર્તન અને નામદાર બ્રિટિશ સરકાર ઉપરના અંતઃકરણ પૂર્વક તેમના અચલ પ્રેમ ઉપર લક્ષ દઇને વા તેમના મરણ પહેલાં ઝાશી સંસ્થાન વંશપરંપરા રામચંદ્રરાવના વંશમાં ચલાવ-

વામાં આવશે, એવી જે ઇચ્છા સરકારે બતાવેલી હતી તે માન્ય રાખીને, આ નવું તહનામું કરવામાં આવેલું છે."

"ઝાંશી સરકારનો પ્રેમભાવ અને વિશ્વાસ દૃઢ કરવા માટે આ તહનામામાં એમ ઠરાવવામાં આવે છે કે, રાવ રામચંદ્ર, તેમના વારસ, અને ગાદીનસીન, એ સર્વે શિવરાવભાઉના પ્રાન્તના વંશપરંપરાના માલીક છે. આ આ ઉપરથી એવો અર્થ થાય છે કે, મોક્ષ પામવા માટે પોતાની પાછળ ઉત્તર ક્રિયા કરવા સારૂં, તેઓ જે પુત્રને દત્તક લે તે પુત્રને બ્રિટિશ સરકાર માન્ય રાખે અને તેમના વંશમાં ઝાંશીની ગાદી પરંપરા ચાલુ રહે.

"હિંદુશાસ્ત્રમાં ફરમાવ્યા પ્રમાણે પિતાને પિંડદાન દેવાને, કિંવા તેનાં શ્રાદ્ધ સંસ્કારાદિ વિધિ કરવાને ઔરસ પુત્ર પ્રમાણે જ દત્તકને પૂર્ણ અધિકાર છે, એટલે મરણ પામનારાઓને ઔરસના જેટલું જ દત્તકથી પહોંચે છે. વળી દત્તક પુત્ર લેવાની રીત આખા હિંદુસ્તાનમાં ચાલે છે. આ રિવાજને અનુસરીને મારા સ્વામીએ તા. ૧૯ મી. નવેમ્બરને દિવસે સાંજે, દિવાન નરસિંહરાવ અપ્પા, લાલા લાહોરીમલ્લ, અને લાલા તટીચંદ વગેરે મુખ્ય મુખ્ય મુત્સદીવર્ગને પોતાની પાસે બોલાવી એમ કહ્યું કે, 'મારી પ્રકૃતિ હવે બીલકુલ અસ્વસ્થ થઇ ગઇ છે અને ઔષધથી મને કંઇ ટેકો લાગતી નથી માટે, હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે ગાદીનો વારસ થવાને યોગ્ય હોય એવા મારા ગોત્રના કોઇ હોંશિયાર છોકરાને દત્તક તરીકે લેવાની મારી ઇચ્છા છે.'

"તે પ્રમાણે રામચંદ્ર બાબાને બોલાવી અમારા ગોત્રમાંથી અનેક છોકરાઓમાંના વાસુદેવરાવના આનંદરાવ નામના પાંચ વર્ષની વયના છોકરાને તેમની ભલામણથી પસંદ કરવામાં આવ્યો. પછી મારા સ્વામીએ શાસ્ત્રીમંડળ બોલાવી તેનું દત્તવિધાન કરાવ્યું. બીજે દહાડે સવારે પંડિત વિનાયકરાવે સંકલ્પ કરાવ્યો અને આનંદરાવના પિતા વાસુદેવરાવે યથાવિધી પુત્રદાન દીધું. એ છોકરાનું નામ દામોદરરાવ ગંગાધરરાવ પાડીને દત્તવિધાન સમાપ્ત કરવામાં આવ્યું હતું.

" કારભારી મંડળે મહારાજની આજ્ઞા ઉપરથી મેજર એલિસ અને કેપટન માર્ટિનને દત્તવિધાન સમારંભ જોવાને માટે રાજમંદીરમાં નોતર્યા હતા. આમંત્રણ મોકલવાથી એ બેઉ અધીકારીઓ, તા. ૨૦ ને દિવસે દસ વાગતાં રાજવાડામાં આવ્યા હતા. એજ વખતે મારા સ્વામી મહારાજ ગંગાધરરાવે દત્તવિધાનને મંજુર રાખવા માટે સરકાર ઉપર એક ખલિતો લખાવી તેમને આપ્યો હતો, એટલું જ નહિ, પણ તે ખલિતો મહારાજની સમક્ષ સર્વેને વાંચી સંભળાવ્યો હતો અને મેજર એલિસે " નામદાર સરકારને તમારી ઇચ્છા પ્રમાણે સર્વ હકીકત લખી મોકલીશ " એવું વચન પણ આપ્યું હતું.

" બીજે દિવસે એટલે સોમવાર તા. ૨૧ મી. નવેમ્બરને દિવસે મહારાજ ગંગાધરરાવે કૈલાસવાસ કર્યો અને તેમની સર્વ ઉત્તરક્રિયા ઔરસપુત્ર પ્રમાણે દામોદરરાવ ગંગાધરરાવે કરી હતી.

" મારા સ્વામીએ આ છોકરાને પોતાના મરણ પહેલાં નામદાર બ્રિટિશ સરકારને ખોળે મૂકયો છે. હવે તેનીપર મહેરબાની રાખવી અને તેનું સંરક્ષણ કરવું એ સરકારનું કાર્ય છે. છેવટ મારી એટલી વિજ્ઞાપના છે કે, જે પ્રમાણે દતિયાના માજી રાજા પરીક્ષિત, અને જાલવણના સંસ્થાનાધિપતિ બાળારાવ અથવા વોરછાના રાજા તેજસિંહે લીધેલા દત્તક પુત્રોને સરકારે સ્વીકાર્યા છે, તે જ પ્રમાણે દામોદરાવવાળું દત્તવિધાન પણ સરકારે માન્ય રાખવાની મહેરબાની કરવી; કારણ કે, ઝાંશીના તહનામામાં જે પ્રમાણે ' સતત ' ( *Dawana* ) કરીને શબ્દ લખેલો છે, તે પ્રમાણે એ સંસ્થાનવાળાઓના તહનામામાં નથી તેથી તેઓના કરતાં પણ આ સંસ્થાનને દત્તક લેવાનો હક અધિક છે."

રાણી સાહેબનો ખલિતો ગવર્નર જનરલ ઉપર મોકલવામાં આવ્યો. ઝાંશીની ગાદીને ખાલી પડેલી જોઈ મહારાજ ગંગાધરરાવના, ખાનદેશમાં પારોળે ગામમાં રહેનાર ભાઇ સંબંધના પિતરાઇઓમાંથી કોઈ સદાશિવરાવ નારાયણ નામનો ગૃહસ્થ ઝાંશી આવ્યો અને તેણે પોલિટિકલ એજંટ મેજર માલકમને પોતાને ગાદી આપવાની અરજ

કરી.* એજ પ્રમાણે કૈલાસવાસી રામચંદ્રરાવના નામંજુર થયેલા દત્તક પુત્ર કૃષ્ણરાવે પણ પોતાનો હક સાબીત કરવાને હિંદુસ્તાનની સરકારને અરજ કરી. આ બેઉ જણનો ઝાંશીની ગાદી ઉપર કંઈ હક પહોંચતો નહતો, પરંતુ રાજલોભ કોને ન લલચાવે ?

મહારાણી લક્ષ્મીબાઈની વિનંતિ માન્ય કરવાને ઝાંશીના પૈલિટિકલ એજંટ મેજર એલિસે તા. ૨૪ દિસેમ્બર ૧૮૫૩ ને દિવસે એક પત્ર લખ્યો, અને તેમાં સ્પષ્ટતાથી લખ્યું કે, 'ઓરછા સંસ્થાન પ્રમાણે

---

* આડા સંબંધે લોર્ડ ડેલહાઉસીએ નીચેપ્રમાણે કહ્યું હતું :—

"I cannot conceive it possible for any one to dispute the policy of seizing the advantage of any just opportunity for consolidating the territories that already belong to us, by taking possessions of states which may lapse in the midst of them; for thus getting rid of these petty intervening principalities, which may be a means of annoyance, but which can never, I venture to think, be a source of strength; for adding to the resources of the public treasury and for extending the universal application of our system of Government to those whose best interests, I sincerely believe, will be promoted thereby" "It is my strong and deliberate opinion that, in the exercise of a wise and sound policy, the British Government is bound not to put aside or neglect such rightful opportunities of acquiring territory or revenue as may from time to time present themselves, whether they arise from the lapse of subordinate states by the failure of all heirs of every description whatever, or from the failure of heirs natural, when the succession can be sustained only by the sanction of Government being given to the ceremony of adoption according to Hindu Law."

ઝાંશીના રાજ્ય સાથે આપણા સખ્યનાં અને દોસ્તીનાં સંધિપત્ર થયેલા છે અને તે બેઉ તહનામાની કલમો એક સરખી રાખેલી છે, એટલે એક સંસ્થાનને દત્તકનો હક મળે અને બીજાનો જાય, એવો વર્તનભેદ પાડવાનું કંઈપિણ કારણ નથી. કોર્ટ ઓફ ડાયરેક્ટરે તા. ૨૭ મી. માર્ચ સને ૧૮૩૯ માં મોકલેલી યાદીની ૧૬ અને ૧૭ મી કલમોમાં આવી જાતનાં સંસ્થાનોને દત્તક લેવાને પૂર્ણ હક છે, એમ માન્ય રાખ્યું છે, ત્યારે જે કુટુંબને તેની પૂર્વની મદદ બદલ બ્રિટિશ સરકારે સંસ્થાનાધિપતિ ઠરાવેલ છે તે કૂટુંબને, બીજાની પ્રમાણે તે પ્રાચીન નથી, એવા સબબે તેનો હક નાકબુલ કરવો, એ બાબત ડાયરેક્ટરોની કોર્ટના હુકમ વિરૂદ્ધ હોઈ તેથી તેમને આજ્ઞાભંગ કરવા જેવું લાગશે એવો મારો મત છે.' આ પત્ર બુંદેલખંડના પોલિટિકલ એજંટના દફતરમાં એમનો એમ પડી રહ્યો અને પાછળથી કેટલેક દિવસે તે કલકત્તે રવાના કરવામાં આવ્યો પરંતુ તેનો ઉલ્લેખ ગવર્નર જનરલ કે સેક્રેટરીના લેખમાં થયો નહિ.

સને ૧૮૫૪ ના ફેબ્રુવારી માસમાં જ્યારે લૉર્ડ ડેલહાઉસી કલકત્ત પાછો આવ્યો ત્યારે, ઝાંશી સંસ્થાનનું કામ તેણે હાથમાં લીધું. હિંદુસ્તાનની સરકારના પરરાજ્યઅમાત્ય જે. પી. ગ્રાંટ સાહેબે, ઝાંશી સંસ્થાનની માહીતીનો એક ખરડો તૈયાર કર્યો અને તેમાં સંસ્થાનનો અને બ્રિટિશ સરકારનો સંબંધ કેવો હતો, તેનો સંક્ષિપ્ત ઇતિહાસ સભામાં રજુ કર્યો. તેના ખરડાના લેખની સઘળી ધારણા ઝાંશી સંસ્થાન ખાલસા કરવાની હતી, એમ કહીએ તોપણ ચાલે. એ ખરડા ઉપરથી લૉર્ડ ડેલહાઉસી અને તેના કૌંસિલરોએ જે ઠરાવો કર્યા, તે આ પ્રમાણે હતાઃ—

## હિંદુસ્તાનના ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉસીના ઠરાવ.

૧. ઝાંશીના રાજા મહારાજ ગંગાધરરાવ સને ૧૮૫૩ ના નવેમ્બર મહીનાની આખરે પરલોકવાસી થયા છે, તેમને પુત્ર સંતાન નહિ હોવાથી તેમણે મરણ અગાઉ એક છોકરાને દત્તક લીધો છે. તે છોકરાને હિંદુસ્તાનની સરકારે ઝાંશીની ગાદીના વારસ તરીકે કબુલ રાખવો, એમ મહારાજની વિધવા રાણી લક્ષ્મીબાઈ વિનંતિ કરે છે.

૨. સેક્રેટરીએ ઝાંશી સંસ્થાનની જે સંક્ષિપ્ત માહિતી તૈયાર કરી છે તેમાં બ્રિટિશ સરકાર અને ઝાંશીને કેવા પ્રકારને સંબંધ છે તે સ્પષ્ટ દેખાડ્યું છે. આ બાબત ઉપર લક્ષ પૂર્વક વિચાર કરતાં અને ઝાંશી સંસ્થાન સાથે ચાલેલો બધો પત્ર વ્યવહાર જોઈ જતાં, ત્યાંના રાજા સાહેબના તાબામાં હાલ જે પ્રાંત છે તેની યોગ્ય વ્યવસ્થા કેવી રીતે કરવી, તે સંબંધમાં મારો જે કાંઈ મત બંધાયેલો છે, તે હું નીચે પ્રમાણે સાદર કરૂંછું.

૩. મારા મત પ્રમાણે એ પ્રાંતની સત્તા બ્રિટિશ સરકારની પાસે આવી છે. હક અને રાજનીતિની દૃષ્ટિએ જોતાં સરકારની પાસે જ તે રાખવી, એ વધારે યોગ્ય છે.

૪. જે તત્ત્વને અનુસરીને ઝાંશી સંસ્થાનની વ્યવસ્થા કરવી જોઇએ, તે તત્ત્વના હમણાં જ નાગપુર અને તેહેરી સંસ્થાનોની બાબતમાં વાદવિવાદ ચાલી પૂર્ણ રીતે વિચાર થયા છે. બુંદેલખંડનાં નાનાં નાનાં સંસ્થાનો સંબંધમાં લે. ગવર્નર સર ચાર્લસ મેટકાફે જે વિશેષ તત્ત્વ લાગુ કરેલાં છે અને જે વડી સરકારે સને ૧૮૩૭ ની સાલમાં માન્ય રાખેલાં છે તેનો, તથા માંડલિક સંસ્થાનો સંબધે સને ૧૮૪૯ ની સાલમાં કોર્ટ ઑફ ડારેકટરોએ જે સર્વ સાધારણ તત્ત્વ લાગુ કરેલું છે તે સઘળાનો એકંદર વિચાર કરતાં, ઝાંશી સંસ્થાન બીનવારસ ગણી બ્રિટિશ સરકારને પોતાના તાબામાં લેવાનો પૂર્ણ હક છે, એમ કહેવાને કંઈ હરકત જણાતી નથી.

૫. ઉપર જણાવેલાં તત્ત્વોનો જેમાં સમાવેશ થાય છે, તે બાબતના ખુલાસા થવા માટે નીચે પ્રમાણે ઉલ્લેખ કરવો પડે છેઃ—

ડાયરેકટરોએ એવું સ્પષ્ટ કહેલું છે કે, "હિંદુસ્તાનમાં સર્વ સાધારણ કાયદા અને રિવાજ પ્રમાણે, સતારા જેવાં જે સ્વતંત્ર રાજ્યો નથી, તેની માલકી સાર્વભૌમ સરકારના સ્વીકાર સિવાય દત્તક વારસોની પાસે કદી પણ જાય નહિ, અને એવી રજા આપવાને સાક્ષાત્ કિંવા પરંપરાથી આપણે કોઇ રીતે બંધાયેલા નથી. જો તેવી રજા ન આપી

હોય તો આપણા તાબામાં આપેલા પ્રાંતના હિત માટે આપણે યોગ્ય દૃષ્ટિ પહોંચાડવી પડે.*

બુંદેલખંડના સંસ્થાનિક રાજાઓના સંબંધમાં સર ચાર્લ્સ મેટકાફે આ પ્રમાણે લખ્યું છે કે, જે ઠાકોરો અને રાજાઓને ઔરસ પુત્ર ન હોય તેમણે દત્તક લઇને, શું વડી સરકારમાં આવનારી મિલકતનો ખરેખરો હક ખુડાવાનો છે? અને શું તેમનાં દત્તકોનો સ્વીકાર કરવાને માટે બ્રિટિશ સરકાર બંધાયેલી છે? આ એક પ્રશ્ન છે.

આ પ્રશ્નનું સમાધાન કરતાં વંશપરંપરાથી મળેલા ગાદીના હકદાર રાજાઓના, અથવા એવા રાજાઓના કિંવા સાર્વભૌમ સરકારના જાગીરી કિંવા સરંજામ મળવા સંબંધી જે મોટો ફેર છે તેની ઉપર એસ. ફ્રેઝરનું લક્ષ ગયું હોય એમ લાગતું નથી.

આ ઉપરથી મારો મત એવો છે કે, જ્યારે હિંદુ રાજાઓને ઔરસ સંતતિ ન હોય ત્યારે, બીજા વારસોને પડતા મૂકીને દત્તક લેવાનો તેમને હક છે અને બ્રિટિશ સરકારે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તવિધાન કરી લીધેલા દત્તકને સ્વીકારવો જોઇએ.

'હવે ઉપર કહ્યા પ્રમાણે જેને જાગીર કિંવા સરંજામ કોઇ રાજા

---

* આ ખલિતો ગવર્નર જનરલને મોકલતી વખતે કર્નલ માલકમે નીચે-પ્રમાણે રિપોર્ટ કર્યો હતો:—

"The second individual is a person called Sadashiw Narain, now in the Deccan. It will be seen, from the enclosed letter from Major Ellis, that he considers this man's claims also inadmissible, but on an examination of the genealogical tree herewith enclosed, it will be seen. that if the claims of heirs male of the ancestors of the late Raja are admitted this individual is actually the nearest relative left to claim the Gaddi on these grounds." Letter from Major D. A. Malcolm No. 34 of 1853 dated 31st December 1853.

પાસેથી મળ્યો હોય, એવા જાગીરદારના સંબંધમાં વારસની વ્યવસ્થા કરવાનો અધિકાર, જે રાજાએ એવી જાગીર આપી કિંવા તે જાગીરદારના હક જેમને લડાઇને માટે કિંવા બીજા પ્રકારે મળેલા હોય, તેને ઇનામની સરત પ્રમાણે આપવા. આવી બાબતમાં ઔરસ પુત્રને હક પહોંચે છે તેટલો દત્તકને પહોચતો નથી. જે રાજાએ જાગીર આપી હોય અથવા તેના અધિકાર ઉપર જે આવ્યો હોય તેને જો ઔરસ પુત્ર ન હોય તો તેનો હક પાછો લઇ લેવો.

૬. ઝાંશી સંસ્થાન ગમે તેટલું પણ માંડલિક છે, અને તે જેના તાબામાં છે તે બ્રિટિશ સરકારના સંબંધનું રાજ્ય છે. એટલે તેના સત્તાધીશને ઔરસ પુત્ર ન હોવાથી તે પાછું લઇ લેવાની બ્રિટિશ સરકારને સત્તા છે.

૭. ઝાંશી સંસ્થાન માંડલિક છે એમાં કંઇ શંકા નથી. પહેલાં પણ તે સ્વતંત્ર રાજ્ય ન હતું. તેહેરી સંસ્થાન જે અર્થે સ્વતંત્ર માનવામાં આવે છે તેટલું પણ, આ રાજ્ય સ્વતંત્ર નથી, કારણ કે, ઝાંશી તેહેરીનો એક ભાગ છે અને તેહેરીના મુખ્ય માલીક પેશવાઓએ, તે એક બીજા માણસની દેખરેખમાં સેોંપ્યું હતું.

સને ૧૮૦૪ માં શિવરાવભાઊએ બ્રિટિશ સરકાર સાથે તહનામું કર્યું તેમાં લખ્યું છે કે, 'ઝાંશીના સુબેદાર પેશવા સરકારના માંડલિક છે.' સને ૧૮૦૩ માં વઝીબ-ઉલ-અર્જ, અપાયો અને તહનામું થયું તે વખતે, બ્રિટિશ સરકાર સાથે, સંધિ કરનાર ખુદ શિવરાવભાઉએ પોતે એકવાર કબુલ કર્યું હતુ કે, 'અમે પેશવાના હુકમ પ્રમાણે ઝાંશીની દેખરેખ રાખીએ છીએ.' શિવરાવભાઉએ બ્રિટિશ સરકારને ગાદી મળવા માટે અરજ કરી હતી અને તે અરજીમાં પણ લખ્યું હતું કે, 'પેશવા સરકારની રજા વગર ઝાંશી સંસ્થાન વંશપરંપરાને માટે માગી લેવાનો અમને અધિકાર નથી,' આ બધી બાબતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ઝાંશીના સુબેદારનો દરજ્જો કેટલો અને કેવડો છે. વળી બુંદેલખંડના પોલિટિકલ એજંટે પણ લખ્યું છે કે, કાગળપત્તર જોવાથી એમ જણાય

છે કે, ભાઉસાહેબ, ઝાંશી સંસ્થાનનો કાર્યભાર તપાસતા હતા, તે ઝાંશીના સ્વતંત્ર માલીક તરીકે નહિ, પરંતુ એક નોકર સુબેદાર–આમીલ તરીકે તપાસતા હતા. તેમનો કાર્યભાર ચાલુ રાખવો કિંવા નહિ, તે પેશવા સરકારના હાથમાં હતું. ગવર્નર જનરલ–ઇન–કૌંસિલનો આ મત બુંદેલખંડના પોલિટિકલ એજંટના લેખ ઉપરથી બંધાયો હતો, કારણ કે, તેણે સયુક્તિક એમ લખ્યું હતું કે, સને ૧૮૦૩ માં 'વઝીબ–ઉલ–અર્જ' અપાયો અને તહનામું થયું તે વખતે બ્રિટિશ સરકાર સાથે સંધિ કરનાર ખુદ શિવરાવભાઉ માત્ર ઝાંશીના કલેકટરના દરજ્જાનો માણસ હતો અને પેશવાને જે જમાખરચનું સરવાયું તે મોકલતો હતો તેમાં પણ એવી જ સહી કરતો હતો. ટુંકામાં માત્ર એટલું જ કે, ઝાંશી સ્વતંત્ર નહિ પરંતુ પેશવાનું માંડલિક સંસ્થાન છે એમ ધારીને, તે ભાઉસાહેબના વંશજો પાસે રહેવા દેવું કિંવા નહિ, તેનો સઘળો અધિકાર પેશવાને હતો. આ ધોરણને અનુસરીને જ ઈંગ્રેજ સરકારે ૧૮૧૫ માં રામચંદ્રરાવને સુબેદારીનો પોષાક આપવાની ના પાડી હતી. આનું કારણ કદાપિ એમ પણ હોય કે, 'આપણે તેને ગાદી ઉપર બેસાડીએ તો, પેશવાનું સ્વામિત્વ આપણે છીનવી લીધા બરોબર થાય અને તેથી પેશવાને ખોટું લાગે એટલું જ નહિ, પણ વળી રામચંદ્રરાવના હકો બ્રિટિશ સરકારે કબુલ કર્યા છે, એમ ગણાય.'

સને ૧૮૧૭ માં પેશવાની સાથે સંધિ થતાં ઝાંશીનો સઘળો હક બ્રિટિશ સરકારના હાથમાં આવ્યો હતો તથાપિ ઝાંશીના સૂબેદાર રામચંદ્રરાવનો સુબેદારીનો હક સરકારે વંશપરંપરાને માટે સ્વીકાર્યો ન હતો. શિવરાવભાઉ અને સરદાર વચ્ચે સારો સ્નેહ હોવાથી ઝાંશીનું રાજ્ય નહિ પણ તેમાંનો કેટલોક ભાગ, જે શિવરાવભાઉના તાબામાં હતો તે વંશપરંપરાને માટે સરકારે તેને આપ્યો હતો. ૧૮૧૭ ના તહનામાની બીજી કલમ પ્રમાણે રાવરામચંદ્ર અને તેના વારસ તથા ગાદીનસીનો શિવરાવભાઉ જે પ્રાંતનો ઉપભોગ કરતા હતા, તે પ્રાંતના વંશપરંપરાના માલીક થયા હતા.

આ પ્રમાણે જ્યારે ઝાંશીના સુબેદારોને વંશપરંપરાને માટે ગાદી મળતી ત્યારે પણ, તેમનો કનિષ્ટ દરજ્જો કાયમ રહ્યો હતો અને સને ૧૮૩૨ સુધી તેમને રાજાનો કિતાબ મળ્યો પણ નહતો.

ઇ. સ. ૧૮૩૫ ની સાલમાં રાવરામચંદ્ર પડ્યા. મરણની પહેલાં તેમણે એક છોકરાને ગાદીના વારસ તરીકે દતક લીધો, પરંતુ તેને સરકારે માન્ય રાખ્યો નહિ, પરંતુ તેના ભત્રીજા રઘુનાથરાવને ગાદીનો હક મળ્યો. ૧૮૩૮ માં રઘુનાથરાવ મરણ પામ્યા અને ગાદી તેમના ભાઈ ગંગાધરરાવને મળી. એ જ ગંગાધરરાવ હાલ મરણ પામ્યા છે.

૮. ગંગાધરરાવને ઔરસપુત્ર નથી એટલે જેને ઝાંશીની ગાદી વંશપરંપરાને માટે આપવામાં આવી હતી તે રામચંદ્રરાવનો પણ કોઈ ઔરસ વારસ રહ્યો નથી. ઝાંશી અને બ્રિટિશ સરકારનો સંબંધ થયા પછી જે જે રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું છે, તેમને કોઈને ઔરસપુત્ર નહતો અને નથી, એટલે વંશપરંપરા ચાલનારી ઝાંશીની ગાદીને માટે હાલ કોઈને હક રહ્યો નથી.

૯. અચિર જ મરણ પામેલા રાજા સાહેબે પોતાના મરણની એક દહાડો પહેલાં જે છોકરાને દત્તક લીધો છે તે છોકરો વંશાવલી જોતાં બહુ દૂરનો સગો છે. આસન્નસ્થિતિમાં પડેલા માણસે કરેલું દત્તવિધાન સંશયયુક્ત હોય છે અને આ સંબંધે તો, તે બહુ જ સંશયી મનાય છે. સ્વર્ગસ્થ રાજાને વારસ દત્તક લેવાની કદી પણ પૂર્વે ઇચ્છા થઈ નહતી, એમ સર્વ કોઈ સારી રીતે જાણે છે. પોલિટિકલ એજંટે રાજાના મૃત્યુ અને દત્તવિધાન સંબંધી જે રિપોર્ટ કર્યો છે તેમાં પણ, એમ જણાવેલું છે કે, 'ઝાંશીના મહારાજને મરણ વખતે દત્તક લેવાનો એકાએક વિચાર થયો તેથી દરબારીઓને આશ્ચર્ય લાગ્યું હોય એમ મને ભાસતું હતું, કારણ કે, સર્વ કોઈ એમ ધારતા હતા કે, સઘળી માલ મિલકતની રાણીને સુપરત કરવાની તે બ્રિટિશ સરકારને ભલામણ કરશે.' બ્રિટિશ સરકાર અને તેમની વચ્ચે થયેલી પ્રથમની સંધિ પ્રમાણે ઝાંશીના સુબેદાર શિવરાવભાઉના સરળ વંશમાં કોઈ વારસ પુરુષ, તેમ પાસેનો સગો ન

હોવાથી કદી પણ થયેલો નહિ એવો દત્તક લેવાનો વિચાર એકાએક જ તેમને થઈ આવેલો લાગે છે.

૧૦. મહારાણી લક્ષ્મીબાઈએ ગવર્નર સાહેબને જે ખલિતો મોકલેલો છે તેમાં તેમણે એવી અરજ કરી છે કે, બુંદેલખંડનાં તેહેરી, દતિયા એને જાલવણ સંસ્થાનોનો દત્તક હક જેમ માન્ય રાખવામાં આવ્યો છે તેમ ઝાંશીનો દત્તક પણ માન્ય રાખવો.

તેહેરી અને દતિયા એ સ્વતંત્ર સંસ્થાનો છે એટલે, તેમના વારસા સંબંધી નિયમ કંઈ ઝાંશી જેવા સામંત સંસ્થાનને લાગુ પડતો નથી. જાલવણ માંડલિક સંસ્થાન છતાં તેને દત્તક લેવાનો હક આપવામાં આવ્યો હતો એ વાત ખરી, પરંતુ આટલું તો લક્ષમાં રાખવું જ જોઈએ કે, એકાદ પ્રસંગે બ્રિટિશ સરકારે કોઇને દત્તક લેવાને કંઈ કારણસર પરવાનગી આપી, એટલે બીજા સંસ્થાનવાળાઓએ પોતાને દત્તક લેવાની પરવાનગી છે એમ સમજવું નહિ. તેમ એટલા ઉપરથીજ બધાને હક છે એમ પણ કંઈ કહી શકાય નહિ. જાલવણ સંસ્થાનવાળાને દત્તકનો હક મળ્યો છે એમ માનવાને કંઈ કારણ નથી, કારણ કે દત્તવિધાન થયા પછી જાલવણ સંસ્થાન ખાલસા કર્યું હોય એવું જ ચાલે છે.

૧૧. પોતાના દત્તક સંબંધમાં વળી રાણીએ એક એવું કારણ પણ બતાવ્યું છે કે, 'સને ૧૮૧૭ ના તહનામાની ૨ જી કલમ પ્રમાણે રામચંદ્રરાવ તેના વારસ અને તેની પછી થનારા સઘળાઓ ગાદી ઉપર આવે અને ઝાંશીનું રાજ્ય વંશપરંપરા ચાલે એમ બ્રિટિશ સરકારે કબુલ કર્યું છે.' આ ઉપરથી તેઓ ગમે તેને પોતાનો દત્તક કરે અને તેને બ્રિટિશ સરકાર માન્ય રાખે એવો હેતુ હોય, એમ સંભવતું નથી. આ બાબત વધારે વિવાદનો અત્ર અવકાશ કે આવશ્યકતા નથી, રાણીસાહેબનાં કારણો કાગળપતરો અને ઐતિહાસિક પુરાવા ઉપરથી ઉડી જાય છે, કારણ કે, રામચંદ્રરાવે પોતે જે દત્તક લીધો હતો તે પણ બ્રિટિશ સરકારે માન્ય રાખ્યો નહતો, પરંતુ બીજા માણસને ગાદી આપી હતી.

૧૨. ઉપરની કલમોમાં બતાવ્યા પ્રમાણે એ તો સિદ્ધ જ છે કે, ઝાંશી, એ એક માંડલિક સંસ્થાન છે. ત્યાંના અધિકારીઓ ' સાર્વભૌમ સરકારે પ્રજાને આપેલી સનદો પ્રમાણે જાગીરી હક પામેલા કહેવાય. બુંદેલખંડમાં કેટલાક જાગીરદારો છે તેવા તેમને પણ એક જાગીરદાર ગણવા જોઇએ; એટલે કે, જેણે તે જાગીર આપી અથવા જેણે જાગીર લેવાના હક, યુદ્ધ કિંવા બીજા ઉપાયે તે હક સંપાદન કર્યા, તેને જ જાગીરની સરતો પ્રમાણે વારસાની બાબત મર્યાદિત કરવાનો પૂર્ણ હક છે, અને તેમાં પણ ઘણું કરીને ઔરસ પુત્રને વારસો અપાય, કંઈ દત્તવિધાન ચાલે નહિ, આતો હેતુ હોય છે. એ પ્રમાણે સિદ્ધ થાય છે કે, મરહુમ રાજાને ઔરસપુત્ર નથી અને બ્રિટિશ સરકારને જેની સાથે સંબંધ થયેલો એવા કોઇ પણ ઝાંશીના સુબેદારને અથવા રાજાને વારસપુત્ર રહ્યો નથી. વળી છેવટ એ પણ સ્પષ્ટ થયેલું છે કે, છેલ્લો રાજા દત્તક લેનાર છે એવી વાત તેની ખુદ પ્રજાના સ્વપ્નમાં પણ આવી ન હતી, અને પાછલા જે રાજાને બ્રિટિશ સરકાર તરફથી ઝાંશીની વંશપરંપરાની જાગીર મળેલી, તેણે લીધેલો દત્તક પણ બ્રિટિશ સરકારે માન્ય રાખ્યો ન હતો.

આ સગળી બાબતો ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, સ્વર્ગસ્થ રાજા ગંગાધરરાવે લીધેલો હાલનો દત્તક ના કબુલ કરવાનો હક સરકારને છે, અને આ વાત, પૂર્વનાં ઉદાહરણો ઉપરથી, કોર્ટ ઓફ ડાયરેકટરે કરેલા સાધારણ નિયમો ઉપરથી અને હિંદુ રાજાઓના દત્તવિધાનના પ્રશ્નો સંબંધી જે અનુકૂલ અભિપ્રાય બતાવે છે તે સર ચાર્લસ મેટકાફ સાહેબે બુંદેલ-ખંડના વારસા સંબંધી કરેલા ખાસ નિયમો ઉપરથી, પણ નિઃસંશય સિદ્ધ થાય છે.

૧૩. ઔરસપુત્ર ન હોવાથી ઝાંશી સંસ્થાન ખાલસા કરવાને સરકારને હક છે અને તેવો વારસ ન હોવાથી સંસ્થાન ખાલસા થાય, એમ કહેવામાં રાજનીતિના ચાલુ ધોરણ પ્રમાણે યોગ્ય કામ થયું છે, એ બે બાબતો એક સરખી સ્પષ્ટ છે.

એ પ્રાંત ઈંગ્રેજ સરકારને મળવાથી વસ્તુતઃ કંઇ ફાયદો નથી, કારણ કે, તે કંઇ મોટું સંસ્થાન નથી અને તેની ઉપજ પણ કંઇ વધારે આવતી નથી, પરંતુ બ્રિટિશ મુલકની વચ્ચે આવેલું તે સંસ્થાન, જો બ્રિટિશ મુલકની સાથે જોડી દેવામાં આવે તો બુંદેલખંડમાંના પ્રાંતોની વ્યવસ્થા કરવાનું વધારે સુગમ પડે એટલા માટે જ, તેને ખાલસા કરવામાં આવે છે. વળી બ્રિટિશના તાબામાં આવવાથી તેની પ્રજાનું પણ કલ્યાણ થશે. આ બાબત બતાવવાને આટલી અનુભવપૂર્ણ હકીકત આપેલી પૂર્ણ ગણાઇ અસ્થાને લેખાશે નહિ જ.

૧૪. રામચંદ્રરાવને ઝાંશીની જાગીર વંશપરંપરા મળ્યા પછી તેમની પાછળના બે રાજાઓને ગાદી આપવામાં આવી હતી. પહેલી રઘુનાથરાવને આપી હતી, પરંતુ તેને રક્તપિત્ત હોવાથી તેની ૧૮૩૫ થી ૧૮૩૮ સુધીની ત્રણ વર્ષની કારકિર્દી ઉપરથી રાજ્ય કરવાને તે બીલકુલ નાલાયક છે એમ ઠર્યું હતું. ઝાંશીની ઉપજ એકવાર ૧૮ લાખ રૂપિયા હતી, અને રામચંદ્રરાવની વખતે થોડી કમી થઇ તોપણ રઘુનાથરાવ મરણ પામ્યો ત્યારે ત્રણ લાખથી વધારે રહી ન હતી. તેના પછી બ્રિટિશ સરકારે ગંગાધરરાવને ગાદીએ બેસાડ્યો, પરંતુ તે રાજ્ય કરવાને નાલાયક હોવાથી કેટલાક વર્ષ સુધી રાજસુત્ર આપણે આપણા હાથમાં રાખવું પડ્યું અને ઘણા વર્ષ સુધી તે તેને સોંપાયું ન હતું.

૧૫. રાણીસાહેબ જે સંસ્થાનનાં ઉદાહરણ બતાવી દત્તવિધાન મંજુર રાખવાની વિનંતિ કરેછે તે જાલવણ સંસ્થાનના દત્તકની મંજુરી આપ્યા પછી, જે પરિણામ આપણા અનુભવમાં આવ્યું છે તે કંઇ સારૂં નથી. સને ૧૮૩૨ માં તે સંસ્થાનને દત્તક લેવાની આપણે પરવાનગી આપી તે વેળાએ તેની ઉપજ ૧૫ લાખ રૂપિયા હતી. આઠ વર્ષ પછી તે અરધોઅરધ કમી થઈ ગઇ હતી. તે વખતના ગવર્નર જનરલે તે સંસ્થાનની જે સ્થિતિ વર્ણવી છે, તે સેક્રેટરી પોતાની મિનિટમાં નીચે લખ્યા પ્રમાણે આપે છેઃ—" તે સંસ્થાનનો રાજા ૧૧ વર્ષનો હોઇ તેનું પાલકત્વ તેની બેન અને કારભારીને માથે હતું. નવ દસ વર્ષમાં

ઉડાઉપણે કામ ચાલતાં રાજ્ય ઉપર ત્રીસ લાખનું દેવું થયું, અને તેના તારણ માટે આખા રાજ્યની ઉપજ ખર્ચવી પડી. રાજ્યમાં વળી સર્વત્ર ગેરવ્યવસ્થા ચાલી. ગામે ગામ લુંટારૂઓ ધાડ પાડવા લાગ્યા, ખેતી બંધ થઈ, જમીન પડતર રહેવા લાગી, અને આખર જે પ્રદેશ એકવાર સારા પાકવાળો આબાદ ગણાતો હતો, તે હળવે હળવે ઉજડ થઇ ગયો."

૧૬. આ રીતે ઝાંશી અને જાલવણમાં દત્તક અને ગેરકાયદાસરના વારસ કબુલ કરવાનાં પરિણામ આવ્યાં છે, એ બાબતોથી સાવધ રહી, હવે હું એવો ઠરાવ કરૂં છું કે, બ્રિટિશ સરકારે પોતાના કર્તવ્ય ઉપર લક્ષ આપી, ઝાંશી સંસ્થાન સંબંધી પોતાનો હક પૂર્ણપણે અમલમાં આણવો અને ગંગાધરરાવે લીધેલા દત્તકને નામંજુર કરી, 'ઝાંશી સંસ્થાન બીનવારસ છે' એમ સમજી ખાલસા કરવું.

પોલિટિકલ એજંટે કરેલી ભલામણ પ્રમાણે રાણી સાહેબને ભરપુર તનખા-નિમણુક બાંધી આપવી અને તે પ્રાંતની રાજવ્યવસ્થા અચિર અપાયેલા બીજા પ્રાંતોની માફક લેફ્ટેનંટ ગવર્નરને સોંપવી."*

લોર્ડ ડેલહાઉસી સાહેબનો ઝાંશી સંસ્થાન ખાલસા કરવા માટે જે ઠરાવ થયો, તેને તેના કૌંસિલર નામદાર ડોરિન, કર્નલ લો અને હાલિડેએ પૂર્ણ અનુમોદન આપ્યું. નામદાર ડોરિને ગવર્નર જનરલનો ઠરાવ ઘણો જ યોગ્ય છે અને ઝાંશી સંસ્થાન ખાલસા કરવું, એ ન્યાયપુરઃસર છે, એવો અભિપ્રાય આપ્યો. બીજા કૌંસિલર નામદાર લો અને હાલિડેએ પ્રથમ એમ દેખાડ્યું કે, જે માટે ઝાંશી, ચિત્ર-કોટ, વગેરે બુંદેલખંડનાં નાનાં નાનાં સંસ્થાનો અને રજપુતસ્થાનનાં કિરવલી અને સિરોઈ આદિ સંસ્થાનોના હક સરખા છે તે માટે, ઝાંશી સંસ્થાનની રાજવ્યવસ્થા સારી રીતે ચાલે એવા પ્રકારનો તહનામામાં કંઇ ફેરફાર કરી, તે સંસ્થાન કિરવલી અને ચિત્રકોટની માફક કાયમ

* **Minute by the Most noble the Governor General of India, 27th February 1854.**

રાખ્યાં હોત તો ઠીક; તથાપિ ફરીને તેમણે ગવર્નર જનરલ સાહેબનો ઠરાવ વાંચી એવો મત આપ્યો કે, ઝાંશી સંસ્થાનાધિપતિ કદી સ્વતંત્ર નહતા. પ્રથમ તેઓ પેશવા સરકારના અને પછી બ્રિટિશ સરકારના નોકર હતા, માટે ઝાંશી ખાલસા કરવાનો સરકારને પૂર્ણ અધિકાર છે, અને તે અધિકાર અમલમાં આણવાનો વિચાર સરકાર કરતી હોય તો, અમારે કંઈજ કહેવાનું નથી. આ પ્રમાણે ગવર્નર જનરલ સાહેબના ઠરાવને તેના ત્રણ કૌંસિલરોની સંમતિ મળી, અને ઝાંશી સંસ્થાન બ્રિટિશ-રાજ્ય સાથે જોડી દેવામાં આવતાં, તે સંસ્થાનની દોસ્તી, સખ્યત્વ, પ્રેમભાવ અને ઉપકારની પરિસમાપ્તિ થઈ.

લૉર્ડ ડેલહાઉસી સાહેબે ઝાંશી સંસ્થાન ખાલસા કરવા વાસ્તે જે જે કારણો લડાવ્યાં, તે કેટલાં સત્ય અને ન્યાયી હતાં તેનું પૃથક્ સ્પષ્ટીકરણ કરવાની કંઈ જરૂર નથી. 'એમ્પાયર' નામના પુસ્તકમાં લોર્ડ ડેલહાઉસી સાહેબના સિદ્ધાંતોનું મેજર ઇવાન્સ બેલ, નામના ઈંગ્રેજ લેખકે સારી રીતે ખંડન કરેલું છે. ઝાંશી સંસ્થાનવાળાઓને બ્રિટિશ સરકાર સાથે કેવો સંબંધ હતો, અને તેમના 'દોસ્ત સરકાર' એ સંબંધને 'વંશપરંપરા' ચલાવવાને કેવાં તહનામાં કરી કરીને વચન આપેલાં હતાં, તે આ અલ્પ ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થાય છે. એ તહનામાંનો વાસ્તવિક ઉદ્દેશ લક્ષમાં ન લેતાં, તેનો ભળતો જ અર્થ કરી * સંસ્થાનનો માલકીહક પોતાને હસ્તક લેવો; હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રત્યેક સંસ્થા-

---

* બ્રિટિશ સરકારે કરેલા તહનામાં સંબંધી ડબલ્યુ. એમ. ટારેન્સ. એમ. પી. લખે છે કેઃ—

Treaties have throughout all times beeu for the most part brief in language, general in the terms employed, and confessedly intended, not as exhaustive anticipations of all imaginable contingencies, but as laying down broadly and in simple forms of speech the outlines of peace and amity; upon the implied condition that the application of these terms to any and every case that might thereafter

નિકને દત્તક લેવાને પૂર્ણ અધિકાર હોય અને તેમાં કદી પણ હાથ ઘાલવો નહિ એવાં અભિવચન* દીધાં હોય; દત્તક નામંજુર કરવા, દત્તવિધાન સંબંધી સંસ્થાનની પ્રજાનો કદી પ્રતિકૂલ મત ન હતા, ફક્ત પોલિટિકલ એજંટના રિપોર્ટ ઉપરથી તેને સંશયાત્મક માનવું, સંસ્થાનનો દરજ્જો, અને અધિકાર બરોબરીનો હોવા છતાં તેની કનિષ્ઠ પંક્તિમ ગણના કરવી, સંસ્થાનની પ્રાચીન ગુંચવણોને તાણીતુસીને પોતાના લાભમાં અર્થ કરવો, અને એટલું બધું કર્યા છતાં પણ, "એથી અમને કંઈ લાભ નથી માત્ર તેના હિત માટે ખાલસા કરીએ છીએ," એવું બહાનું કાઢી ઔદાર્ય દેખાડવું, એવી અપ્રતિમ રાજનીતિ લોર્ડ ડેલહાઉસી વિના બીજો કોણ લડાવે?

---

arise should be such as the common understanding of both communities would admit, or the judgment of an impartial arbiter declare. Tested by this abvious rules of international right, the guarantee of perpetual inheritance was undoubtedly intended, and undoubtedly understood, to imply the devolution of title, dignity, and power to whatever heirs could from time to time establish their respective claims—not according to the *lex loci* of the foreign and alien party to the compact, but according to the *lex loci* of the state whose antonomy the treaty had been confessedly framed to assure."

* ઈસ્ટઈંડિયા કંપનીનો ત્રીજા જ્યોર્જ રાજા તરફથી મળેલી સનંદ જુઓઃ—

And in order that regard should be had to the civil and religious usages of the said natives, be it enacted, that the rights and authorities of fáthers of familes and mastens of families, according to the same might have been exercised by Hindus and Mohamadan law shall be preserved to them respectively within their said families &c."

*33 George III cap. 4[illegible]-62.*

# પ્રકરણ ૫ મું.

## ઝાંશીમાં બ્રિટિશ અમલ.



મહારાજ ગંગાધરરાવના કૈલાસવાસ પછી, રાણી અત્યંત શોકાકુલ રહી દુઃખદ સ્થિતિમાં દિવસ ગુજારતાં હતાં તેમાં વળી, ઝાંશી સંસ્થાન સંબંધી ચિંતા આવી પડી. તથાપિ 'માથે પડી ભોગવે જ છૂટકો' એ કહેવત પ્રમાણે પરમેશ્વર ઉપર ભરોંસો રાખી મોટા ધૈર્યથી પતિનિધનનું કારી દુઃખ કોઇ પણ રીતે સહન કરી, ઝાંશી સંસ્થાન માટે તેમણે યોગ્ય પ્રયત્ન કરવા માંડ્યા. મહારાજે પોતાની પાછળ ઝાંશી સંસ્થાનને ચાલુ રાખવા વાસ્તે, બ્રિટિશ સરકારને જે ખલિતો મોકલાવ્યો હતો અને ખુદ પોલિટિકલ એજંટ મેજર એલિસની સન્મુખ જે ઇચ્છા પ્રદર્શિત કરી હતી તે પરિપૂર્ણ થવાનાં ઓછાં ચિન્હો જણાયાથી, ઝાંશીના મુત્સદીઓ અને દિવાનના વિચારથી રાણીએ, તા. ૩ જી ડિસેમ્બરને દિવસે પરમ ઉદાર નામદાર ગવર્નર જનરલ ઉપર એક ખલિતો મોકલાવ્યો, જેની હકીકત આગલા પ્રકરણમાં આપણે આપી ગયા છીએ. બે મહીના થયા પરંતુ સરકારનો કંઇ જવાબ આવ્યો નહિ તેથી રાણી સાહેબે ફરીને એક વિગતવાર ખલિતો તૈયાર કરાવ્યો. એ ખલિતામાં ઝાંશી અને બ્રિટિશ સરકાર વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે તથા તેના તરફથી પ્રસંગે પ્રસંગે તેને કેવી મદદ અપાયેલી છે તેની સાધંત હકીકત રજુ કરીને, આવા રાજનિષ્ઠ અને અભીષ્ટચિંતક સંસ્થાનના છેલ્લા રાજાએ, ભરદરબારમાં બ્રિટિશ સરકારના કૃપાછત્રમાં લીધેલા દત્તકપુત્રને સંસ્થાનનો માલીક કરવો એ, કેટલું જરૂરનું છે તે સ્પષ્ટ કરી બતાવરાવ્યું. દતિયાના પરીક્ષિત રાજાએ રસ્તા ઉપરથી મળેલા અન્ય જાતના છોકરાને દત્તક કર્યો અને વિજયબહાદુર એવું તેનું નામ પાડી સંસ્થાનનો અધિપતિ બનાવ્યો, જાલવણના સંસ્થાનિક બાળારાવની વિધવા સ્ત્રીએ પોતાના ભાઇના છોકરાને દત્તક લઈ ગાદીએ બેસાડ્યો, વોરછાના રાજા

તેજસિંહે, સુજનસિંહ નામના છોકરાને દત્તક લઇ તેને સંસ્થાનનો માલીક બનાવ્યો અને તે સઘળાઓનો બ્રિટિશ સરકારે સ્વીકાર કર્યો તો ઝાંશી સંસ્થાન માટે પણ નામદાર સરકારે તે જ પ્રમાણે ચાલવું જોઇએ, એવી રાણી સાહેબની ઉત્કટ ઇચ્છા હતી, એટલુંજ નહિ, પરંતુ તેમણે અત્યંત નમ્રતાથી એ ખલિતામાં પોતાની પ્રબળ આશા બતાવી હતી કે, ઝાંશી સંસ્થાનની બરોબરિયા જે રાજાઓ, બ્રિટિશ સરકારના પ્રમાણિકપણા અને ન્યાય ઉપર વિશ્વાસ રાખી અને શાંતિથી પોતાના રાજકારભાર ચલાવે છે, અને તેમને બ્રિટિશ સરકાર પ્રતિ પોતે કેવી રાજનિષ્ઠા રાખવી તે સિવાય બીજી કોઈ જાતની ચિંતા જ રહેતી નથી, તે રાજાઓની માફક 'શિવરાવભાઉની પુત્રવધૂ' બ્રિટિશ સરકારની કૃપા અને દયાને પૂર્ણ રીતે પાત્ર થશે, એમાં કંઈ શંકા નથી.

આ ખલિતો અને મહારાજા ગંગાધરરાવ ઉપર આવેલા બ્રિટિશ સરકારના આભાર પ્રદર્શક પત્રોને, રાણી સાહેબે તા. ૧૬ મી, ફેબ્રુવારી ૧૮૫૪ ને દિવસે બુંદેલખંડના પોલિટિકલ એજંટ મેજર માલકમની મારફતે, લોર્ડ ડેલહાઉસી સાહેબ ઉપર રવાના કરાવરાવ્યા. મેજર માલકમ સાહેબે આ વખત રાણી સાહેબના ખલિતા ઉપર પોતાનો અનુકૂલ અભિપ્રાય આપવાની મહેરબાની કરી, તે ખલિતો તા. ૨૮ મી, ફેબ્રુવારી ૧૮૫૪ ને દિવસે કલકત્તા રવાને કર્યો. પ્રથમ ઝાંશી સંસ્થાન સંબંધી દયાળુ અંતઃકરણના પોલિટિકલ એજંટે જે રિપોર્ટ કર્યો હતો તે સંસ્થાનની વિરુદ્ધ હોઈ તેમાં દામોદરરાવનું દત્તવિધાન નામંજુર કરી સંસ્થાન ખાલસા કરવાનું સ્પષ્ટ જણાવ્યું હતું. પરંતુ આ વખતે સાહેબ બહાદુરને ફરી કંઈ સુવિચાર ઉત્પન્ન થઈ આવ્યા. ગ્વાલિયર મુકામથી તા. ૨૮ મી. ફેબ્રુવારીને દિવસે તેણે ગવર્નર જનરલ સાહેબને એક પત્ર લખ્યો અને તેમાં ઝાંશી સંસ્થાનનું આજ સુધી જણાયેલું પ્રમાણિકપણું અને રાજ્યનિષ્ઠા ઉપર લક્ષ આપી, રાણીની વિનંતિ ઉપર યોગ્ય વિચાર કરવો, એવી પોતાની ઇચ્છા દેખાડી. પરંતુ ઝાંશી સંસ્થાનના દુર્દૈવનો

પ્રભાવ કંઈ વિચિત્ર હોવાથી, તે સંસ્થાન ખાલસા કરવાનો ઠરાવ ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉસીએ, એ પત્ર રવાના થયાને પહેલે જ દિવસે લખી મૂકયો હતો. તા. ૨૮ મી. ફેબ્રુવારીને દિવસે રાણીનો અત્યંત મહત્ત્વનો ખલિતો અને મેજર માલકમ સાહેબનો સયુક્તિક અને અનુકૂલ પત્ર* કલકત્તા તરફ રવાના થયાં, પરંતુ તા. ૨૭ મી. ફેબ્રુવારીને

---

* જે ગૃહસ્થે તા. ૨૫ મી. નવેમ્બર ૧૮૫૩ ને દિવસે ત્રીજા પ્રકરણમાં આપી ગયા તેવો રિપોર્ટ કર્યો હતો તેજ ગૃહસ્થને હાથે લખાયેલો પ્રસ્તુત પત્ર વાંચવા જેવો હોવાથી અત્ર ઉતારીએ છીએ:—

" Lutchmee Baee, it will be seen, advocates the rignt of her late husband to adopt an heir to the principality of Janshi, on the grounds that by the treaty of 1817 the insertion of the term ' joh nasheman ' or successors in general, as opposed to the term ' Wausan ' or heir of the body or collateral heirs, warranted his doing so, and also that the fidelity evinced by the Janshi chiefs towards our Government in past years ought to be taken into consideration by us in coming to a final decision on fhte tae of the principality. "

" The term above referred to by the Baee is to be found in the second article of the treaty of 1817, but in the preamble the words " nuslun baadan uslun ' are used as laying down the terms on which the successor to the principality is to be acknowledged by our Government. The term ' joh nasheenan ' in subsequent part of the treaty, undoubtedly of itself implies successors in general, but as the term ' bilirs ' is used previous to the introduction of the words ' Warrisan wo joh nasaeenan ' it is a question for Government to decide whether the latter term conveys any permission on the dart of our Govern-

દિવસે લોર્ડ ડેલહાઉસી સાહેબે ઝાંશી સંસ્થાન ખાલસા કરવાનો હુ
લખી દીધો હતો, એટલે મેજર માલકમની ભલામણ કંઈ જ ક
આવી નહિ.

ઝાંશી સંસ્થાન ખાલસા કરવાનો ગવર્નર જનરલનો ઠરાવ બુંદે
ખંડના પોલિટિકલ એજંટ ઉપર લખાઈ આવ્યો, તે પ્રમાણે તા. ૧૫
માર્ચ ૧૮૫૪ ને દિવસે ઝાંશીના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મે
એલિસને તેણે હુકમ લખ્યો, અને સંસ્થાન ખાલસા કર્યાં બદલનું જાહે
નામું, સહી સિક્કા સાથે મોકલાવી આપ્યું.

## જાહેરનામું.

"ગ્વાલિય, બુંદેલખંડ અને રેવાના પોલિટિકલ એજંટ મે
ડી. એ. માલકમ તરફથી જાહેર કરવામાં આવે છે કેઃ—

ઝાંશીના મહારાજ ગંગાધરરાવ તા. ૨૧ મી. નવેમ્બર સને ૧૮૫૩
દિવસે કૈલાસવાસી થયા છે. મરણ પહેલાં તેમણે દામોદરરાવને દ
લીધો છે. પરંતુ નામદાર ગવર્નર જનરલ સાહેબે તે દત્તવિધાન નામંજુ
કરવાથી, હિંદુસ્તાનની સરકારના સેક્રેટરી તરફથી તા. ૭ મી માર્ચ ૧૮૫૪
દિવસે આવેલા હુકમ પ્રમાણે ઝાંશી સંસ્થાન બ્રિટિશ સરકારના અમલ

ment to the Raja to nominate whom he pleased to succe
him, on the Gadee or that of the term 'belirs' restrict
the succession to persons who were legal heirs to the same.

The Baee in her khareeta does not I believe in t
slightest degree overestimate the fidelity and loyaty all alo
evinced, by the state of Janshi towards our Government, und
circumstances of considerable temptation before our pow
had arrived at the commanding position which it has sin
attained."

*Papers on the Annexation of Jansi*

સામીલ કરવામાં આવ્યું છે. આ જાહેરનામાની મારફતે તમામ લોકોને જણાવવામાં આવે છે કે, ઝાંશી પ્રાંત હાલ બુંદેલખંડના પોલિટિકલ એજંટ મેજર એલિસના તાબામાં સોંપવામાં આવ્યો છે; માટે ઝાંશી પ્રાંતની સર્વ પ્રજાએ 'આપણે બ્રિટિશ સરકારના અમલમાં છીએ' એમ સમજી, મેજર એલિસ સાહેબને મહેસુલ ભરવી અને સુખી તથા સંતુષ્ટ રહેવું. તા. ૧૩ મી. માર્ચ સને ૧૮૫૪.

(સહી) ડી. એ. માલકમ.

આ જાહેરનામું પ્રસિદ્ધ થતાંજ, ઝાંશીના ઇતિહાસ પ્રસિદ્ધ શિવરાવભાઉના કુટુંબની રાજસત્તા નષ્ટ થઈ. અને તે નામાંકિત વંશનો લય થયો, તેથી, ઝાંશી સંસ્થાનની સ્વરાજ્ય સુખોપભોગ લેનારી પ્રજાને બહુ માઠું લાગ્યું અને સંસ્થાનની સેવા કરવામાં જ જેમનું ઘણું ખરું જીવન ગયું હતું એવા સ્વામીનિષ્ઠ અને સ્વરાજ્ય હિતચિંતક મુત્સદ્દી લોકને અત્યંત ખેદ થયો. જે સંસ્થાનિકોએ નામદાર બ્રિટિશ સરકાર સાથે ઘણા દિવસ સુધી અત્યંત મિત્રભાવનું વર્તન રાખી વારંવાર તેને સાહાય્ય કરી હતી તે સંસ્થાનિકોને આવો બદલો મળશે, એમ ઝાંશીની પ્રજાએ સ્વપ્નમાં પણ ધાર્યું નહતું. પ્રજાને સ્વરાજ્ય સુખનો નાશ થતાં આવી લાગણી થાય, તે સ્વાભાવિક છે, પરંતુ લોર્ડ ડેલહાઉસી સાહેબે તો 'ઝાંશી સંસ્થાનના લોકના હિતમાટે તે ખાલસા કર્યું હતું' તે એ બિચારા અજ્ઞાન લોક ક્યાંથી સમજે?' લોર્ડ ડેલહાઉસીના કહેવા પ્રમાણે, તેઓ સમજ્યા હોત તો, તેમને કંઈ દુઃખ લાગત નહિ! પરંતુ તે વખતના અજ્ઞાન લોકને બ્રિટિશરાજનીતિના મહત્ત્વની તુલના ક્યાંથી હોય?

ઝાંશી સંસ્થાન ખાલસા કર્યાનું જાહેરનામું પ્રસિદ્ધ કરી, મેજર એલિસ પોલિટિકલ એજંટનો ખલિતો* રાણીસાહેબને પહોંચાડવા

* મેજર માલકમે ખલિતો મોકલતાં મેજર એલિસને લખ્યું હતું કે—

You will be so good as to assure the Ranee that a liberal provision will be made for her support and that she will be treated with respect and consideration."

રાજવાડામાં ગયો. દૈવના દુર્વિપાકથી ત્રસ્ત થયેલાં રાણીની અને મેજર એલિસની રીતપ્રમાણે ચિકના પડદામાં દરબારના દિવાનખાનામાં મુલાકાત થઈ. મેજર એલિસે કારભારીઓની મારફતે, દત્તવિધાનવિષે નામદાર ગવર્નર જનરલે કરેલો ઠરાવ રાણીને વાંચી સંભળાવ્યો, અને 'ઝાંશી સંસ્થાન ખાલસા કરવામાં આવ્યું છે' એમ જાહેર કર્યું. પોલિટિકલ એજંટના હુકમ પ્રમાણે રાણીસાહેબને વળી તેણે જણાવ્યું કે, 'આપને ભરપુર નિમણુંક આપવામાં આવશે એટલું જ નહિ, પરંતુ આપનો રીતપ્રમાણે માનમર્તબો રાખવામાં આવશે.' ઝાંશી સંસ્થાન ખાલસા કર્યાનું દુઃસહ વૃત્તાંત રાણીસાહેબને કાન પડતાં જ, તેમને અનિવાર્ય શોક થયો અને દીલ દુખાયું. મેજર એલિસે ઘણી ઘણી રીતે તેમના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેથી કંઇ જ વળ્યું નહિ. રાણીસાહેબ આ સમાચારથી દીલગીર થઈ ગયાં. જ્યારે મેજર એલિસે તેમની રજા માગી ત્યારે, ગદ્ગદ્ કંઠે તેઓ એટલું જ બોલ્યાં કે 'मेरा झांशी देउंगा नही' * આ શબ્દોનો અર્થ એટલો જ હતો કે, 'ઝાંશી સંસ્થાન બ્રિટિશ સરકારને આપવાની મારી ઇચ્છા નથી.' પરંતુ પડદામાં રહેનારી

* આ પ્રસંગનું વર્ણન એક ઠેકાણે આ પ્રમાણે કરેલું છેઃ—

'The notice of annexation was sent by this illustrious Lord to the Court of Regent Ranee Luchmee Bai, received by the Agent of Lord Dalhousie most courteously, separated by a purdah. When the British representative informed her of this heart-rending news that Jansi thenceforth ceased to belong to her that it was incorporated with the domains of the mighty English, Lnhmee Bai, in loud yet melodious voice, replied to the Agent of the English in these few significant words, "Mera Janshi deuga nahe' ( I will not give up my Janshi ) Dalhousie" Administration of British India-Vain boast ! Janshi was annexed. The infant Anantrao's rights were denied.'

બ્રાહ્મણ અબલાની દીન વાણી બ્રિટિશ સરકારના નગારખાનામાં તુતીના અવાજની માફક ક્યાં સંભળાય? એલિસ સાહેબે ફરીને એકવાર 'ઝાંશી સંસ્થાન ખાલસા કર્યું છે' એમ કહીને રજા લીધી. આ વખતે રાણીના સુકોમળ મનની કેવી સ્થિતિ થઇ હશે? તે વાચકોએ જ વિચારી લેવું. 'દામોદરરાવના દત્તવિધાનની મંજુરી આવશે, તેને સંસ્થાનનો પોષાક આપવાનો મોટો સમારંભ કરવામાં આવશે અને તેને નામે રાજ્યચક્ર ચલાવતાં બ્રિટિશ સરકાર સાથે ચાલતો પરંપરાનો પ્રેમભાવ ઉત્તમ રીતે વ્યક્ત કરવામાં આવશે' એવા આશાતરંગ જેના હૃદયમાં ઉછળી રહ્યા હતા, તે રાણી આવો વજ્રપાત જેવો પરિણામ સાંભળી દિંગ થઇ ગયાં અને તેમનું મન શોકસાગરમાં ડુબી ગયું.

બુંદેલખંડના પોલિટિકલ એજંટ મેજર માલકમે, સંસ્થાન ખાલસા કરી 'ઝાંશીના પ્રત્યેક માણસને પૂજ્ય અને સુશીલ*' એવાં રાણી સાહેબ સંબંધી હિંદુસ્તાનની સરકારના 'ફોરિન' સેક્રેટરીને નીચે પ્રમાણે લખી જણાવ્યું:—

"૧. રાણી સાહેબને ઝાંશીના ખજાનામાંથી અથવા તેઓ પસંદ કરે ત્યાંથી, દર માસે કંપની સિક્કાના ૫૦૦૦ રુપિયા જન્મપર્યંત પેનશન આપવું.

૨. ઝાંશીનો રાજવાડો તેમને રહેવા માટે હવાલે કરવો અને તે તેમની પોતાની ખાનગી મિલકત છે, એમ સમજવું.

૩. રાણી સાહેબ હયાત છે ત્યાં સુધી તેમના ઉપર અથવા તેમના નોકર માણસો ઉપર ઈંગ્રેજ સરકારની કોર્ટોનો અમલ ચાલે નહિ.

૪. કૈલાસવાસી મહારાજ ગંગાધરરાવની ઇચ્છા પ્રમાણે સંસ્થાનનું સર્વ જવાહિર અને ખાનગી સીલક, તથા સંસ્થાનનો હિસાબ થઇ બાકી રહેનારો સરકારી ખજાનાનો અવેજ, રાણી સાહેબને આપવો.

---

* ખુદ મેજર માલકમ લખે છે કે—In the regard to this lady, who bears a very high character and is much respected by every one at Janshi.

તેમનાં સગાં સંબંધીની એક યાદી કરી તેમના ચરિતાર્થ માટે કંઈ નિમણુંક આપવા સારૂ તે હિંદુસ્તાનની સરકાર ઉપર મોકલી આપવી.*"

આ પત્રને અનુસરી લોર્ડ ડેલહાઉસીએ તા. ૨૫ મી. માર્ચ ૧૮૫૪ ને દિવસે એક 'મિનિટ' લખી તેમાં પોલિટિકલ એજંટની ઉક્ત કલમો ઉપર વિચાર કરી, તે માન્ય રાખી, પરંતુ સંસ્થાનનું જવાહિર અને ખાનગી મિલકત ઉપર માલકી હક કૈલાસવાસી મહારાજ ગંગાધરરાવે દત્તક લીધેલા છોકરાનો છે, માટે તે મિલકત રાણીસાહેબને આપવામાં આવશે નહિ, એમ ઠરાવ્યું; કારણ કે, કાયદા પ્રમાણે તે દત્તવિધાન જો કે, સંસ્થાન સોંપવાને યોગ્ય થતું નથી, તોપણ ખાનગી મિલકત ઉપર તો તેનો હક રહેવાને યોગ્ય છે. †

આ પ્રમાણે ઝાંશીના પોલિટિકલ એજન્ટે ઝાંશી દરબારના ખજાનામાં કંપની સિક્કાના જે ૭ લાખ રુપિયા સીલક હતા તે દત્તક પુત્ર

---

* શ્રીમંત દામોદરરાવના જણાવ્યા પ્રમાણે આટલું તેમાં વધારે હતું એમ જણાય છેઃ—"૧ ઝાંશીમાં જે બગીચા છે તેમાંના કેટલાક રાણીને આપવા, ૨ ઝાંશી શિવાય પુના વગેરે ઠેકાણે જે મહેલ છે તે, અને ખાનદેશમાં પારોળે ગામની જાગીર છે તે અને કેટલાંક ગામ પાટીલકીની વતન છે તે, તથા ત્યાંનાં મકાન વગેરે મિલકત રાણીસાહેબને આપવી.

† "All the Proposals of Majar Malcolm regarding the Ranee, &c. at Janshi were very proper, and may be approved subject to one exception, which is an important one. He proposes that all ths property of the late Rajah should be given to the Ranee but I apprehend that it is beyond the power of the Governmment so to dirpose of the property of the Rajah, which by law will belong to the son whom he adopted. The adoption was good for the conveyance of private rights, though not for the transfer of the prfncipality." *Minute by the most Noble the Governor Geveral of India, 24 th March 1854.*

દામોદરરાવને નામે ઈંગ્રેજ સરકારના ખજાનામાં રખાવ્યા, અને એવો ઠરાવ કર્યો કે, દામોદરરાવ વયમાં આવે ત્યારે તેને વ્યાજ સિકે તે રકમ પાછી આપવી. સંસ્થાનનું સર્વ જવાહિર અને સોનારૂપાનો સરસામાન 'દામોદરરાવને નામે' રાણી સાહેબને સ્વાધીન કરાવ્યો, ઝાંશીનો મોટો રાજમહેલ તેમને હવાલે આપી બીજો સર્વ સામાન કિલ્લામાંથી ત્યાં લઈ જવાની પરવાનગી આપી. મહારાજ રામચંદરાવ પછીના સર્વે રાજાઓ, કિલ્લામાંના રાજમહેલમાં રહેતા હોવાથી સર્વ રાજવૈભવ તેમાં હતો. પોલિટિકલ એજંટના હુકમ પ્રમાણે રાણીસાહેબ શહેરના રાજમહેલમાં આવ્યાં અને ઝાંશીનો કિલ્લો ઈંગ્રેજ સરકારને સ્વાધીન થયો.

ઈંગ્રેજ સરકારે ઝાંશી પોતાના તાબામાં આવતાં જ સંસ્થાનની ફોજના માણસોને છ મહીનાનો પગાર બક્ષીસ આપી રજા દીધી, અને તેમને ઠેકાણે ઈંગ્રેજ સૈન્યની ભરતી કરી. બંગાલ નેટિવ ઇન્ફંટ્રીની ૧૨ મી. પલટણ ઝાંશી લાવી કિલ્લાનો સારી રીતે બંદોબસ્ત કર્યો, અને તે સિવાય વધારે મદદ જોઇએ તો તે સિપ્રીની છાવણીમાંથી કેપટન હેનેસ અથવા બ્રિગેડિયર હિલ પાસેથી લેવી, એવો બંદોબસ્ત કર્યો. આ વખતે ઝાંશીના સૈનિક અધિકારીઓએ કિલ્લા ઉપરની પહેલાંની યુદ્ધસામગ્રીનો ઘણે ભાગે નાશ કર્યો. દારૂગોળો તળાવમાં ફેંકી દીધો અને પેશવાના વખતની મોટી મોટી જુની તોપો નિરૂપયોગી કરી નાંખી, એનો ફરીને ઉપયોગ થશે એવી તેમને ભાગ્યે જ કલ્પના હશે?

મહારાણી લક્ષ્મીબાઇએ દર મહીને ૫૦૦૦ રુપિયાનું પેનશન અને ખાનગી મિલકત દત્તક પુત્રને માટે લેવું, એમ કલકત્તાની સરકાર તરફથી નક્કી થઈ આવ્યું, પરંતુ બ્રિટિશ રાજ્યના ન્યાયીપણા માટે તેમને અદ્યાપિ ભરોંસો હોવાથી તે નાની શી નિમણુંક લેવાની તેમણે ના પાડી, અને પુનઃ ઝાંશી સંસ્થાન મેળવવાને વિલાયતની સરકાર તરફ યત્ન ચલાવ્યો, કારણ તે સરકાર 'આપણા યોગ્ય હકનો વિચાર કરી ઝાંશી પાછું આપશે' એવી તેમને હજી પણ આશા હતી. ઉમેદચંદ બેનરજી નામના એક બંગાલી બાબુને તથા એક બીજા યુરોપિયન ગૃહસ્થને

૬૦,૦૦૦ રૂપિયા આપી કોર્ટ ઓફ ડાયરેકટરને અપિલ કરવા બિલાયત તરફ મોકલ્યા, તથા તેમની સાથે એક ખલિતો લખાની તેમાં સંસ્થાનને અન્યાયથી ખાલસા ન કરવા બાબત અરજ ગુજારી. એ ખલિતામાં લોર્ડ ડલહાઉસી સાહેબના ઠરાવના મુખ્ય મુખ્ય મુદ્દાઓની અસત્યતા સપ્રમાણ સિદ્ધ કરી દેખાડી હતી. એનો મુખ્યત્વે સારાંશ આ પ્રમાણે હતો–'પૂર્વે રામચંદ્રરાવને લીધેલો દત્તક ઈંગ્રેજ સરકાર મંજુર રાખ્યો નહતો તેથી, હાલ ગંગાધરરાવે લીધેલો દત્તક પણ ઈંગ્રેજ સરકાર મંજુર રાખી શકતી નથી; એમ ગવર્નર જનરલ સાહેબ કહે છે, પરંતુ રામચંદ્રરાવે દત્તક લીધો તે વખતે તેમના સગા કાકાના દીકરા રઘુનાથરાવ અને ગંગાધરરાવ ગાદીના વારસ હયાત હતા તથા તેમની જ તકરાર ઉપરથી રામચંદ્રરાવે પરગોત્રમાંથી એટલે પોતાની બહેનના છોકરાને દત્તક લીધો હતો, જેને ઈંગ્રેજ સરકારે નામંજુર રાખ્યો હતો, પરંતુ ગંગાધરરાવે લીધેલા દત્તકને હાલ તે બાબત લાગુ પડતી નથી. હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે ગંગાધરરાવને દત્તક લેવાનો પૂર્ણ અધિકાર હોઈ તેમણે પોતાના ગોત્રમાંથી દત્તક લીધો છે, માટે તેને માન્ય રાખી, હિંદુસ્તાનની સરકારે જે તે કારણ બતાવી અન્યાયથી ખાલસા કરેલું અમારું સંસ્થાન દત્તક પુત્રને નામે પૂર્વની માફક ચાલુ રાખવું જોઇએ. 'ઝાંશી સંસ્થાન અમને જાગીરમાં મળેલું છે' એમ હિંદુસ્તાનની સરકાર કહે છે, પરંતુ તે અમને ઈંગ્રેજ સરકારે કિંવા બીજા કોઈએ જાગીરમાં આપેલું નથી. અમારા પૂર્વજોએ પેશવા સરકારના વખતમાં મોટાં મોટાં પરાક્રમનાં કામો કરવાથી તેમની બહાદુરી બદલ મળેલું છે, માટે બ્રિટિશ સરકારને તે ખાલસા કરી લેવાનો અધિકાર પહોંચતો નથી. ઈત્યાદિ.'

આવા આશયનો ખલિતો લઈ ઉપર જણાવેલા બે વકીલ વિલાયત ગયા, પરંતુ ત્યાં જઈ તેમણે શું કર્યું, તેમની કંઈ વિગત મળતી નથી. શ્રીમંત નાનાસાહેબ પેશવાનો વકીલ અઝી-મુલ્લા-ખાન વિલાયત ગયો હતો અને ત્યાં મોજ ઉડાવી રુશિયન ફોજમાં મળી સબાસ્ટપુલની લડાઇમાં મહાલ્યો હતો, એવી ખબર મળી હતી, પરંતુ રાણી સાહેબે મોકલેલા

વકીલોનો તો કંઈ પત્તો જ લાગ્યો નથી. ૬૦,૦૦૦ રૂપિયા લઇને તેઓ ગયા તે ગયા જ, સમાચારે મળ્યા નથી અને તેઓ પાછા ફર્યા કે કેમ તે જણાયું પણ નથી.

આણી તરફ કોર્ટ ઓફ ડાયરેકટરે તા. ૨ જી આગસ્ટ સને ૧૮૫૪ ને દિવસે હિંદુસ્તાનની સરકારે મોકલેલા કાગળપત્રો અને રાણીસાહેબના ખલિતા ઉપરથી, ઝાંશી સંસ્થાન ખાલસા કર્યું તે યોગ્ય જ થયું છે, એવો છેવટનો ઠરાવ* કરી, તે હિંદુસ્તાનની સરકાર ઉપર મોકલ્યો અને તેમાં પહેલાંના સને ૧૮૦૪ માં શિવરાવભાઉ સાથે થયેલા તહનામાને વ્યક્તિ-વિશેષ ઠરાવી, હાલ બેવારસ થયેલા ઝાંશી સંસ્થાનને ખાલસા કરવામાં અમને કંઈ વાંધો નથી, એમ જણાવ્યું. કોર્ટ ઓફ ડાયરેકટરની હિંદી સરકારના ઠરાવને પૂર્ણ સંમતિ મળતા, ઝાંશી સંસ્થાન પાછું મળનાર નથી, એવું ભવિષ્ય વજ્રલેપ થઇ ગયું; છતાં 'વિલાયત ગયેલા વકીલો કંઇક ખટપટ કરશે' એવી રાણીને આશા બંધાઈ રહી. હવે વ્યર્થ આશા રાખવામાં કંઈ સાર નથી, એમ અંતઃપુરમાં રહેનારી એક રાજ અબલાથી શી રીતે સમજાય ? †

---

* Political letter to India, dated 2nd August 1854.

† આ બાબતમાં લખતા સર જ્યોર્જ કે ઘણાજ હ્રદયદ્રાવક ઉદ્‌ગાર કાઢે છેઃ-

'In vain the widow of the late Rajah, whom the political Agent described 'as a lady bearing a high character and much respected by every one at Janshi protested that her husband's house had ever been faithful to the British Government—in vain she dwelt upon services rendered in former days to that Government and the acknowledgments which they had elicited from our rulers—in vain she pointed to the terms of the treaty, which did not to her simple understanding, bar succession in accordance with the laws and usages of her

બુંદેલખંડમાં કાચા સોના જેવો ઝાંશી પ્રાંત, લોર્ડ ડેલહાઉસી સાહેબના સારા હેતુ પ્રમાણે આખરે બ્રિટિશ સરકારના અમલમાં આવ્યો, અને બુંદેલખંડના પોલિટિકલ એજંટ મેજર માલકમ સાહેબની સૂચના પ્રમાણે તે વાયવ્ય પ્રાંતોના ગવર્નર સાહેબના તાબામાં મુકાયો. ઝાંશી સંસ્થાન ખાલસા કરવા પાછળ અત્યંત શ્રમ લેનાર મેજર માલકમ સાહેબની સને ૧૮૫૪ ના મે મહીનામાં વડોદરાના રેસિડંટ કર્નલ ઓટ-રામની જગ્યાએ યોજના થઈ, અને તેમની જગ્યાએ કેપટન મેકફરસન ગ્વાલિયર સંસ્થાનનો પોલિટિકલ એજંટ થઇ આવ્યો, જેને ઝાંશી સાથે હવે કંઇ સંબંધ રહ્યો નહિ. ઝાંશીમાં કમિશનરનો અમલ ચાલુ થઈ, મેજર સ્કિનની તે જગ્યા ઉપર નિમણુંક થઇ. આ પ્રમાણે બ્રિટિશ સરકારના મિત્ર શિવરાવભાઉના ઝાંશી સંસ્થાનનું છેવટ આવ્યું ! લોર્ડ ડેલહાઉસી રાજપ્રકરણમાં કુશળ હતો, પરંતુ મનુ ભગવાનના કહેવા પ્રમાણેઃ—

इदमेव नरेन्द्राणां स्वर्गद्वारमनर्गलम् ।
यदात्मनः प्रतिज्ञा च प्रजा च परिपाल्यते ॥

---

country—in vain she quoted precedents to show the grace and favour sought for Janshi had been yielded to other states. The fiat was irrevocable. It had been ruled that the interests both of the Jansi state and the British Government imperatively demanded annexation. "As it lies in the midst of other British Districts," said Lord Dalhousie, 'the possession of it as our own will tend to the improvements of the general internal administration of our possession in Bundelkhand. That its incorporation with the people of Janshi a reference to the results of experience will suffice to show. The results of experence have since shown to what extent the people of Janshi appreciated the benefits of that incorporation.'

*History of the Sepoy war P. 92 Vol I.*

રાજનીતિનું જે મુખ્યતત્ત્વ પ્રતિજ્ઞાપાલન છે તેનો તેણે સ્વીકાર કર્યો નહિ અને પ્રતિજ્ઞાપાલન થયું નહિ તેથી જ, તેની કૃતિનાં કડવાં ફળ સમસ્ત બ્રિટિશ રાજ્યને ચાખવાં પડ્યાં* તે ઘણું જ ખોટું થયું.

* સંસ્થાન ખાલસા કરવાથી સંસ્થાનિકોને કેવું લાગ્યું હતું તેના સંબંધે મેજર ઇવાન્સ બેલ લખે છે કે—

The little Raja of Janshi had been conspicuous in its loyal attachment and useful services to the British Government. Its absorption by the Suzerain, uuder the shallow pretence of a 'lapse' was a proceeding not ouly most hateful and offensive in the eyes of all Native Princes and their ministers, but quite unitelligible to them, except ou the supposition of bad faith &c. &c.

*Retrospect and Prospect of India Policy P. 286.*

ઝાંશી ખાલસા કરવાથી બીજાઓને આવી અસર થઇ તો ઝાંશીના લોકને કેવી અસર થઈ હશે, તે વાચકોએ જ વિચારી લેવું. એક ઈંગ્રેજ ગ્રંથકાર લખે છે કે:—

Upon the extermination of a Native state, the Englishman takes the place of the Sovereign, under ther name of Comissioner, three or four of his associates displace as many dozen of the Native official aristocracy, while some hundreds of our troops take the place of the many thousands that every Native chief supports. The little court disappears—trade languishes—the capital decays—the people are unpoverished—the Englishman flourishes and acts like a sponge, drawing up riches from the banks of the Ganges, and squeezing them down upon the banks of the Thames. *A Plea for the Princes of India P. 67.*

મદ્રાસ સરકારના એક માજી કૌંસિલર જોન સલિવ્હન નામે યુરોપિયને સને ૧૮૫૩ માં આ પ્રમાણે વર્ણન આપેલું છે.



રાણી લક્ષ્મીબાઈ પાર્થિવ પૂજા કરે છે—પૃષ્ઠ ૮૧.

આ પ્રમાણે ઝાંશી પ્રાંતની વ્યવસ્થા થયા પછી, રાણી સાહેબે એમ મન વાળ્યું કે, 'આપણે પેલે ભવ સુકૃત કરેલાં નહિ તે ક્યાંથી પામીએ !' તેમણે પોતાના દુઃખી દિવસો તે પછી ઈશ્વરભજનમાં ગાળવાનો આરંભ કર્યો. વિધવા થયા પછી તેમનો કેટલોક કાળ ઉદાસીમાં ગયા પછી, તેમણે પ્રભાતના ચાર વાગતાં ઉઠી સ્નાનવિધિ કરી પાર્થિવ પૂજા કરવા માંડી. તે પછી રાજવાડામાં ઘોડા ફેરવતાં અને અગિયાર વાગે ફરીને સ્નાન કરી નિત્યદાન દઈ ભોજન કરતાં. સાંજના ત્રણ વાગતા સુધી ૧૧૦૦ રામ નામ લખી, તે માછલાંને નાંખતાં. સાંજના પુરાણ સાંભળતાં અને તે પછી કોઈને મળવું હોય તો મુલાકાત લેતાં તથા આપતાં. રાત્રે સ્નાન કરી ભોજન કરતાં, શુક્રવારે મહાલક્ષ્મી દેવી ઉપરની અપૂર્વ શ્રદ્ધાને લીધે ઉપવાસ કરતાં, અને સંધ્યાકળે તેમનાં દર્શન કરવા જતાં હતાં.

સંસ્થાન ખાલસા થયા પછી, દરબારી લોકોને રજા આપવામાં આવી હતી. રાણી સાહેબનો કારભાર તેમના પિતાશ્રી મોરોપંથ અને લક્ષ્મણરાવ બાંડે તપાસતા હતા. રાજવાડામાં શૂન્યકાર થઈ રહ્યો હતો અને રાણી પોતાનો વખત દૈન્યાવસ્થામાં ગાળતાં હતાં. આવી સ્થિતિમાં તેમની ઉપર દાઝયા ઉપર ડામ પાડવાને જ પ્રાપ્ત થઈ હોય એવી, તેમના દત્તક પુત્ર દામોદરરાવની ઉપવીતના પ્રસંગમાં એક વાત બની આવી.

દામોદરરાવ ઉર્ફે રાવસાહેબ ઉપર રાણીને અત્યંત પ્રીતિ હતી. ૧૮૫૫ ની સાલમાં તેને સાતમું વર્ષ બેસતાં મહા મહીનામાં ઉપવીત દેવાનો વિચાર થયો, પરંતુ રાણી સાહેબ પાસે ખરચ કરવા જેટલા પૈસા નહતા. મહારાજ ગંગાધરરાવની દરબારી સિલકમાંના ૭ લાખ રૂપિયા દામોદરરાવને નામે સરકારી ખજાનામાં જમે કરવામાં આવ્યા હતા, તેમાંથી જનોઇના પ્રસંગ માટે રાણી સાહેબે એક લાખ રૂપિયાની માગણી રૂપે ઝાંશીના કમિશનરને એક યાદી મોકલાવી. તેણે તે બાબત સરકારને પૂછી અને સરકારમાંથી એવો ઉત્તર આવ્યો કે,' રૂપિયા દત્તકને નામે જમે છે એટલે તમને અપાય નહિ, કારણકે ઉમ્મરમાં આવ્યા પછી દામોદરરાવ તે રૂપિયા માટે સરકાર ઉપર દાવો કરે તો સરકારને તે ભરી

આપવા પડે. તમને જો રૂપિયાની જરૂર જ હોય તો ચાર પ્રતિષ્ઠીત માણસની જામીનગીરી લખી આપો કે, છોકરો મોટો થયા પછી રુપિયા માગે તો અમે તમને પાછા આપીએ.' જુઓ! કાળની ગતિ કેવી વિચિત્ર છે ! ઝાંશીની રાણીને પોતાના દત્તક પુત્રને ઉપવીત આપવાને પોતાના સ્વામીના રુપિયા લેતાં પણ જામીનગીરી લખી આપવાનો પ્રસંગ આવ્યો. કેવું વિચિત્ર ! રૂપિયા વગર છુટકો નહતો તેથી આખરે રાણી સાહેબે મોરોપંથ તાંબે, શેઠ લક્ષ્મીચંદ જયપુરવાળા, અને બીજા બે શ્રીમાન ગૃહસ્થોના જામીન દઈ દામોદરરાવને જનોઈ દેવાના પ્રસંગ માટે ઈંગ્રેજ સરકાર પાસેથી એક લાખ રૂપિયા લીધા અને વ્રતબંધનનો સમારંભ માંડયો.

આ પ્રમાણે રાણી સાહેબનો કાળક્રમ ચાલતો હતો એટલામાં હિંદુસ્તાનના ઇતિહાસમાં નોંધાઈ ગયેલી, સન ૧૮૫૭ ની સાલ આવી અને રાણી સાહેબ ઉપર મોટા દુઃખનો પ્રસંગ આવ્યો. આ સંબંધે શ્રીમંત દામોદરરાવે જે ઉદ્દગાર કાઢેલો તે અત્યંત હૃદયદ્રાવક હોવાથી અત્ર તેની ઉપેક્ષા કરી શકાતી નથી.* તે જણાવે છે કે—'આ પ્રમાણે રાણી લક્ષ્મીબાઈસાહેબ સર્વ સંગ પરિત્યાગ કરી તથા રાજની આશા છોડી ઇશ્વરચિંતવનમાં પોતાનો કાળ ગાળતાં હતાં તેમાં દુર્દૈવ તેમની પાછળ લાગ્યો અને મનમાં એ નહિ અને ચિત્તમાંએ નહિ એવો પ્રસંગ

---

રાણી લક્ષ્મીબાઇ આ પ્રમાણે પોતાનો કાળ ગાળતાં હતાં છતાં ઈંગ્રેજ ઈતિહાસક તે વિષે કહે છે:—

* This ( annexation ) happened in 1854. The three years which had passed between that date and the period of which I am writing, had in no way reconciled the Ranee to a policy which she regarded as unjust to herself, and insultig to the family of her husband. On the contrary the yeart 1857 found her breeding over her grief and panting for revenge."

*Malleson's History of the Indian Mutiny.*

ઘેર બેઠાં બની આવ્યો અને તેણે મારૂં તથા તેમનું સદાનું સુખ હરી લીધું. એ પ્રસંગ આખરે તેમની દેહની આહુતિ અને મારી બાલ્યાવસ્થામાં મને નિરાધાર બનાવી સમાપ્ત થયો.' આ ઉદ્‌ગારથી કોના હૃદયમાં દયા ઉત્પન્ન નહિ થાય ! અને કયી કલમ નેત્રમાં અશ્રુ વગર તેને લખી શકે ! પરંતુ કઠોર હૃદય રાખી વાર્તાના પ્રવાહને વધારતાં ઝાંશી ઉપર આવેલા કાળ અંધાર વાદળનું આગળના પ્રકરણમાં આપણે વર્ણન કરીશું.

---

## પ્રકરણ ૬ ઠું.

### ઝાંશીમાં બળવો.



લોર્ડ ડેલહાઉસીએ સતારા, ઝાંશી, તંજાવર, નાગપુર અને અયોધ્યા વગેરે રાજ્યો સ્વતંત્ર બ્રિટિશ મુલકની સાથે જોડી દીધાં, એટલું જ નહિ, પરંતુ ઉત્તર હિંદુસ્તાનના ઘણાક જમીનદારો અને તાલુકદારોના હક હિંદુશાસ્ત્ર પ્રમાણે લેવાતા દત્તકને નામંજુર કરી રદબાતલ કર્યા તેથી, સરકારનું ધર્મ ઉપર કટાક્ષ છે,* એમ લોકના સમજવામાં

---

* સતારા, ઝાંશી, અને નાગપુર ખાલસા કરવાથી શું પરિણામ આવ્યું તે એક ઈંગ્રેજ ઈતિહાસકે નીચે પ્રમાણે વર્ણવ્યું છે.

**In three of these instances, Satara, Nagpur nad Janhsi, the Governor General not only terrified the native governing class thrughont India with the spectre of a resistless centralization, but stuck at the root of Hindu religion, and out of Hindu Law its highest and gentlest enactment.** ***'Dalhousie' s Administration of British India. Vol. II. P. 108.***

આવ્યું. આ પ્રમાણે થતાં બ્રિટીશ રાજનીતિ અસમાન છે એવો લોકમત થયો. રાજા પ્રજાના પ્રેમભાવમાં દિન પ્રતિ દિન ઘટાડો થતો ચાલ્યો. લોકમત જ્યારે આવો હતો ત્યારે મોટા રજવાડાનાં સરકારી અમલદારોને હાથે અપમાન થયાના દાખલા પણ એની મેળે જ બની આવવા લાગ્યા. * છેવટ લોર્ડ ડેલહાઉસીનો અમલ ઉતર્યો અને સને ૧૮૫૬ ના વર્ષમાં તેણે પોતાનો ઓદ્ધો નવા ગવર્નર જનરલ લોર્ડ કેનિંગને સ્વાધીન કર્યો. આ વખત સર્વત્ર શાંતિ હતી અને કોઇપણ ઠેકાણેથી શત્રુ જાગી ઉઠવાની ધાસ્તી નહતી, પરંતુ લોર્ડ ડેલહાઉસીની ગાળવિજિયા રાજનીતિનાં ફળ તેને ચાખવાં જ પડશે, એમ લોર્ડ કેનિંગને લાગ્યું હતું. જ્યારે કોર્ટ એફ ડાયરેકટરોએ તેને હિંદુસ્તાનના ગવર્નર જનરલની પદવી ઉપર નીમ્યો ત્યારે તેણે જણાવ્યું હતું કે, 'હિંદુસ્તાનમાં મારી કારકીર્દી શાંતિવાળી ચાલી જાય તો સારું એવી મારી ઇચ્છા છે, પરંતુ ત્યાંના વાતાવરણમાં કોઇ એવી જાતનો દ્વેષાગ્નિ ધુંધવાતો જોવામાં આવે છે કે, જે

---

* નાગરપુરનાં મહારાણી બાંકીબાઇ તથા અન્નપૂર્ણાબાઇ વગેરે રાજસ્ત્રીઓની સાથે ઇંગ્રેજ અધિકારીઓ કેવી રીતે વર્ત્યા, રાજમિલકતનાં બઝારમાં કેવી રીતે લિલામ કરવામાં આવ્યા અને દરબારી જવાહીર વેચવાને ' સરકારના હુકમથી ' કલકત્તાની ' હેમિલ્ટન એન્ડ કંપનીદ્વારા ' મોર્નિંગ ક્રોનિકલ ' નામના વર્તમાન પત્રના તા' ૧૫ મી. અકટોબર ૧૮૫૫ ના અંકમાં કેવી રીતે જાહેરખબર છપાવવામાં આવી, ઈત્યાદિ વાતો ફરી ફરીને કહેવા જવી નથી. તંજાવરના રાજાની મિલકત સંબંધે મદ્રાસની સરકાર તેની રાણી પ્રતિ કેમ વર્તી હતી, તે સંબંધે તો મી. હિકીના ઉદ્દગારો જ ઉતારી લઇશું કેઃ—

'The acts of the Madras Government on this occasion might be declared to be, to use the mildest exprssion, shameful.'

અયોધ્યાના રાજકુટુંબ સાથે ત્યાંનો કમિશનર કેવી રીતે વર્ત્યો હતો તે તો લોર્ડ કેનિંગ તા, ૧૯ મી અકટોબર ૧૮૫૬ ને દિવસે લખેલા સખત ઝાટકણી કાઢનારા પત્ર ઉપરથી જણાય જ છે.

એક ક્ષણમાં આખું આકાશ સળગાવી મૂકી મારી દુર્દશા કરી નાંખશે, એ પણ મારે લક્ષમાં રાખવાનું છે.' આ ભવિષ્યવાદ થોડાજ કાળમાં તેના આવ્યા પછી ખરો પડયો, એ દિલગીરીની વાત છે.

સને ૧૮૫૭ ની સાલનો પ્રારંભ થયો, અને દેશમાં ચાલતી અવ્યવસ્થા પ્રતિદિન વૃદ્ધિગત થતી ચાલી. આવા વસવસાના વખતમાં વળી નવી જાતના કાર્તુસ વાપરવાનો લશ્કરમાં હુકમ થયો, અને તેની ઉપર ગાય તથા ડુક્કરની ચરબી લગાડેલી છે, એવી ગપ તેની સાથે જ ગામેગામ ને છાવણીએ છાવણી પ્રવર્તી રહી. ડમડમની છાવણીમાંથી આ ગપાટો પ્રથમ શરૂ થયો. હિંદુ અને મુસલમાન સિપાઇઓના મનમાં આવ્યું કે, બ્રિટિશ સરકાર બેઉ પ્રજાનો ધર્મ બુડાડવા ધારે છે. સિપાઇઓના મનમાં આવેલી ભૂલભરેલી સમજણ દૂર કરવા માટે અધિકારી લોકે જે જે યત્ન કર્યા તે બધા નિષ્ફળ ગયા, એટલુજ નહિ, પરંતુ તેથી તેમના દ્વેષને સામો વિશેષ પ્રજ્વલિત થવાનાં કારણ મળ્યાં. સિપાઇઓ વળી એમ પણ માની ગયા કે ઠેકઠેકાણના રાજાઓ તેમનાં રાજ્યો ખાલસા કરવાથી ધુંધવાઇ રહેલા છે તે, તથા અન્યાય પામેલા જાગીરદારો અને લોકો બંડમાં તેમને સાહાય્ય થશે. પ્રથમ બહારાનપુરની ૧૯ મી. કાળી પાયદળ પલટણે પોતાનું ખરૂં સ્વરૂપ દેખાડયું. બહારાનપુરાવાળી બાબત બહાર આવતાં જ સર્વત્ર ધુંધવાઈ રહેલો દેષાગ્નિ પ્રજ્વલિત થઇને ચારે તરફ એકદમ સળગી ઉઠયો. તા. ૨૪ મી. એપ્રિલ ૧૮૫૭ ને દિવસે મિરતની ત્રીજી નેટિવ કેવલરીના સિપાઇઓએ કાર્તુસ વાપરવાની સરકારને સાફ ના પાડી. અધિકારીઓ દમ બેસાડવા ગયા તેમાંથી પિંછાનું પારેવું થયું, અને જોતજોતામાં મોટો દંગો કરી સિપાઇઓએ બંડ જાહેર કર્યું. પિંઢારા લોકોએ બંડનો ઝૂંડો હાથ ધર્યો. તોફાન ઉપર ચઢેલા સિપાઇઓએ મે માસમાં રમખાણ મચાવી મુકયું. મિરતમાંથી બ્રિટિશ રાજસત્તાનો ઉચ્છેદ કર્યા પછી તેમણે દિલ્લીનો માર્ગ લીધો, અને ત્યાં આવતાં તેમને અનુકૂલતા મળી.

મિરત અને દિલ્લીમાં બંડ થયાના સમાચાર સર્વત્ર ફરી વળતાં જ્યાં ને ત્યાં મોટી હોહા થઈ રહી અને ઠેક ઠેકાણે ત્રાસ વર્તાઈ ગયો.

સૈનિકો ચારે તરફથી તોફાન કરી કરીને દિલ્હી ઉપર આવવા લાગ્યા. ફિરોજપુર, બરેલી, મુરાદાબાદ, શહાજહાનપુર, કાનપુર, લખનૌ વગેરે સ્થળે બંડનો પ્રારંભ થયો. ઈંગ્રેજ સરકારની અવકૃપાથી ત્રાસિત થયેલા શ્રીમંત નાનાસાહેબ જેવા રાજપુરૂષ, દિલ્હીના પાદશાહ, તથા અયોધ્યાના નવાબે બંડમાં સામેલ થઈ તેમની સત્તાનો સ્વીકાર કર્યો. વસ્તુતઃ આ 'સિપાઈઓનું બંડ' છે, એવી મોટી મહત્તા નહિ તો તેમને કયાંથી મળત? બેદિલ થયેલા ઘણાક રાજપુરૂષોની સહાય મળવાથી જ એ લોકના દંગાએ રાજકીય સ્વરૂપ પકડયું.*

મીરત અને દિલ્હીમાં થયેલા બંડની ભયંકર ખબર ઝાંશીમાં આવી પહોંચી. આ વખતે ઝાંશીમાં બંગાળ નેટિવ ઇન્ફન્ટ્રીની ૧૨ મી. પલટણ, ૧૪ મી. ઇરેગ્યુલર કેવલરી અને એક તોપખાનું, એટલું સૈન્ય હતું. † એ સૈન્યનો ઉપરી કેપટન ડન્લૉપ હતો. ઝાંશીનો કમિશનર અને રાજકીય ખાતાનો ઉપરી અધિકારી કેપટન એલેકઝાંડર સ્કિન હતો. મે મહીનામાં ઝાંશીના લશ્કરમાં કંઇક છુપી વાતો ચાલતી હતી, પરંતુ તેથી કંઈ ફૂટ

* સર હ્યુરોજ સને ૧૮૫૭ બળવા માટે લખે છે કે,

"The more events enroll themselves the more they seem to show that the revolt in India was not *purely* a military one but that the origin of the trouble was *in some degree* an outcome of a political conspiracy, at the head of which were the King of Dehli, The King of Oudh and Nana Sahib all three candidates for kingdoms."

† ઝાંશીમાં આ પ્રમાણે લશ્કર હતું.

Detail of Foot Artillery–Europeans, none Netives, 27. Wing of the 12th N. 1.–Europeans, 6, Natives 522. Headquarters and wing of the 14th Irregular cavalry–Europeans 5. Natives 332. In all–11 Europeans to 881 Natives."

*The Indian Empire. Vol. 11, P. 304.*

પડી નહતી. સર્વે ઠેકાણે સૈન્યમાં ભેદ પડ્યો હતો, પણ ઝાંશીના સૈન્યમાં કદી પણ ભેદ પડનાર નથી, એમ ત્યાંના યુરોપિયન અધિકારીઓને ભરોસો હતો. ઝાંશીથી કેટલેક દૂર નોગામ કરીને એક લશ્કરી છાવણીનું ગામ છે, ત્યાં કાર્તુસવાળી વાત પ્રસિદ્ધ થતાં, સૈનિકોમાં કેટલીક ચર્ચા ચાલવા માંડી, એટલે ત્યાંના સેનાપતિઓએ વધારે બંદોબસ્ત કરી દીધો. આ જોઇને ઝાંશીના અધિકારીઓને ઘણું જ આશ્ચર્ય લાગ્યું, કારણ કે, ઝાંશીનું લશ્કર અધિકારીઓના હુકમમાં રહેલું હતું અને તેમને કોઇ રીતે વધારે જાપતો રાખવાની જરૂર પડી નહતી. ઝાંશીનો કમિશનર કેપટન સ્કીન, ડેપ્યુટી કમિશનર કેપટન ગૉર્ડન, અને કમાન્ડિંગ ઓફિસર કેપટન ડન્લાપ, એ ત્રણે જણ એક વિચારથી ચાલતા હતા અને તેમને પોતાના સૈન્યમાં કંઈ કાળાં ધોળાં કારસ્તાન ચાલતાં હોવાનો સંશય આવ્યો નહતો. તા. ૧૮ મી. મે એ કેપટન સ્કિન સાહેબે સરકારપર જે રિપોર્ટ કરી મોકલ્યો હતો, તેમાં તેણે લખ્યું હતું કે, ઝાંશી માટે ભય રાખવાનું બિલકુલ કારણ નથી. મને લખતાં મોટો આનંદ થાય છે કે, અહિંનું લશ્કર એકનિષ્ઠાથી રહેલું છે એટલું જ નહિ, પણ દિલ્લી અને મીરતમાં થયેલા બંડની વાત સાંભળી તેઓ ગુસ્સે થયા છે, અત્રેનો સેનાધિપતિ કેપટન ડન્લાપ છે અને તે પોતાના સૈનિકો કેવી રીતે ચાલે છે તે બરોબર સમજે છે. એથી કરીને અત્રેના લશ્કરમાં જરા પણ ખટપટ જાગવાની મને ધાસ્તી રહેતી નથી. હવે બુંદેલખંડનાં નાંનાં નાંનાં રાજ્યો અને સંસ્થાનો સંબંધમાં વિચાર કરતાં એમ જણાય છે કે, ચૌદ વર્ષઉપર જ્યારે લોકોએ બંડ કર્યું હતું ત્યારે તેમને એવી શિકસ્ત આપવામાં આવી હતી કે, હવે તેઓ બંડનું નામ સાંભળતાં થરથર ધ્રુજી ઉઠે છે. વોરછા, છત્રપુર અને અજયગઢનાં રાજ્ય કેવળ નાનાં છે. દૂભાના રાજાને મોટા બંદોબસ્તથી બ્રહ્માવર્તમાં મોકલવામાં આવ્યો છે. સીમથરના રાજાને અસર થતાં તેને કિલ્લામાં કેદ કરવામાં આવેલો છે. બાકી પન્ના અને ચરખારીના રાજા રહ્યા, તે માત્ર નામધારી રાજાઓ છે, અને વળી હાલના હંગામથી

તેઓ તદન અલગ રહ્યા છે. આ રીતે આણી તરફ સર્વત્ર સુરક્ષિત છે. એમ મને ભરોસો છે. અહીંના લોકના ઉપર મને વિશ્વાસ છે, અને તે વિશ્વાસનુ કારણુ યથાર્થ છે એમ માનવાને મને ખાતરી મળી છે. તા. ૩૦ મી મેને દિવસે પુનઃ તેણે સરકારને રિપોર્ટ કર્યો તેમાં પણ લખ્યું કે, 'અહીં સર્વત્ર શાંતિ છે. સૈન્ય એક દૃઢનિશ્ચયી છે, પરંતુ શહેરના કેટલાક ધનવાન ઠાકોરો જેઓ કદાપિ સરકારની સાથે બરોબર રીતે ચાલતા જ નથી, તેઓ કંઇક બડબડાટ કરે છે, પરંતુ બીજી તરફ બંડવાળાઓને હરાવ્યાની વાત અહીં આવી ત્યારથી તેઓ મંદ પડી ગયા છે.' વળી તા. ૩ જી જુનને દિવસે તેણે ફરીને સરકારમાં લખ્યું હતું કે, 'હજી સુધી તો અમે સર્વે સુરક્ષિત છીએ. સોમવારે રાતે મારા સાંભળવામાં આવ્યું હતું કે, પાનનો ઠાકોર કુંચ ગામ ઉપર હલ્લો કરનાર છે. સેનાપતિને બોલાવીને મેં તેને ખબર આપી કે, તે ગામના રક્ષણ માટે તમે એક પલટણ મોકલવાનો બંદોબસ્ત કરો. મારા હુકમ પ્રમાણે બીજે દિવસે સવારે આઠ વાગે ઘોડેસ્વારની એક પલટણ તેણી તરફ મોટા ઉત્સાહથી રવાના થઇ અને રાતના ત્યાં પહોંચી, પરંતુ આ સમાચાર જતાં ત્યાંના લોકની ખટપટનો અંત આવી ગયો. આ બંડ સર્વત્ર પ્રસરેલું છે એવો લોકમત છે, તેના સંબંધમાં લખતાં હું આનંદથી જણાવવાને શક્તિમાન છું કે, ઝાંશીમાં બંડ પ્રસરેલું નથી, એટલુ જ નહિ, પરંતુ અહીંના લોક ફૂટી જવાના નથી. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ઝાંશીમાં બંડ ઉઠવાનાં કોઈ પણ કારણ ઉભાં થયાં હોય એમ મુદ્દલ જણાતું નથી. ઝાંશીનાં મહારાણી ઉદાર, બુદ્ધિવાન, સહનશીલ અને રાજનિષ્ઠ હતાં તેથી તથા ઝાંશી ખાલસા કર્યા પછી તેનો બધો અધિકાર ઈંગ્રેજ અધિકારીઓને હાથ હતો તેથી સ્કિન સાહેબને પૂર્ણ ખાતરી હતી.

ઝાંશીના ઈંગ્રેજ અધિકારીઓ સાવધ નહિ હોવાથી તા. ૧ લી જુનના દિવસથી ત્યાંના લશ્કરે પોતાનું ખરૂં સ્વરૂપ દેખાડવા માંડયું. પહેલે દિવસે ત્યાંના એક બંગલામાં આગ લાગી, પરંતુ તે આકસ્મિક

હશે, એમ સમજાયું, એટલે વધારે ચર્ચા થઈ નહિ. બે ત્રણ દિવસ સુધી જ્યાં ત્યાં સ્વસ્થતા રહી, પરંતુ તા. ૪ થી. જુનને દિવસે કાળી પાયદળ પલટણની ૭ મી. ટુકડીના સિપાઈઓએ બંડનો આરંભ કર્યો. એ પલટણના હવાલદાર ગુરૂબક્ષે કેટલાંક માણસોની સાથે ' સ્ટાર ફોર્ટ ' ને કબજે કરી લીધો. આ કિલ્લો નાનો હોવાથી ત્યાં બંદુકો, દારૂગોળો અને ખજાનો રાખવામાં આવતો હતો. બંડખોરોએ ત્યાં જતાં જ દારૂગોળાથી હાહાકાર વર્તાવી મૂક્યો. આ સમાચાર કેપટન ડન્લાપના જાણવામાં આવતાં જ, તેણે ૧૨ મી. પલટણના સિપાઈઓ તથા રિસાલાને એકત્ર કરી કવાયત લીધી અને તેમને ઠેકાણે લાવવાનો યત્ન કર્યો. સ્ટારફોર્ટના પહેરેગીરો ફૂટી જવાથી તેઓએ દારૂગોળો પોતાને કબજે કરી લીધો અને અંદરથી બહાર કરવા માંડ્યા. ભયનું સ્વરૂપ જણાતાં સઘળા યુરોપિયનો છાવણી છોડી શહેરમાં આવી ભરાઈ બેઠા. કેપટન સ્કિન અને ગૉર્ડને સઘળાઓને કિલ્લામાં પેશી જવાની ગુપ્ત રીતે સૂચના કરી. ઝાંશીની સેના એકદમ ફૂટી ગયેલી જોઈ કેપટન ડન્લાપે નૌગાંગના લશ્કરી અધિકારી ઉપર કુમકને માટે તાબડતોબ એક પત્ર લખી મોકલ્યો.*

બીજે દિવસે સવારે કેપટન સ્કિન અને ગાંર્ડન સાહેબે છાવણીમાં જઈ છુપી રીતે કેપટન ડન્લાપની મુલાકાત લીધી અને ત્યાં, ભવિષ્યમાં

* નીચેના પત્ર સિવાય ઝાંશીના બળવાનો બીજો પુરાવો યુરોપિયન લોકના હાથનો નથી.

'To the Officer Commanding at Nowgong,

*Jhansi, June 4th 1857, 4 p. m.*

SIR,

The Artillery and Infantry have broken into mutiny, and have entered the Star Fort. No one has been hurt as yet. Look out for stragglers.

Yours, & co,

J. DUNLOP.

કેમ કરવું તેની ઉપર વિચાર કર્યો. સ્કિન સાહેબ કિલ્લામાં પાછો આવ્યો. ગૉર્ડન સાહેબે પોતાને બંગલે 'છોટી હાજરી' લઈ આસપાસના રાજાઓને સૈન્યની મદદ મોકલવાના પત્રો લખ્યા અને પછી તે પણ કિલ્લામાં આવ્યો. કેપ્ટન ડન્લાપ દારૂગોળાની બરોબર તૈયારી કરી પત્રો મોકલવા પોસ્ટ ઑફિસ ભણી ગયો; ત્યાંથી એનસાઈન ટેલર નામે યુરોપિયનને પોતાની સાથે લઈ ફરીને કવાયત લેવાની જગાએ આવ્યો. એ બે જણ પાછા આવ્યા એટલે ૧૨ મી. પાયદળ પલટણે પોતાના દારૂગોળાનો તેમની ઉપર પ્રયોગ કરી તેમને ત્યાં ને ત્યાં જ ઠાર કરી નાંખ્યા. કેપ્ટન ડન્લાપ લશ્કરી અધિકારી હોવાથી ઘણો ઉપયોગી માણસ હતો, પણ તે તો અણધાર્યો અને ઓચિંતો માર્યો ગયો.

પહેલે જ સપાટે ઝાંશીનો મુખ્ય સેનાધિપતિ કેપ્ટન ડન્લાપ માર્યો જવાથી બંડવાળાઓનું કામ ચઢી વાગ્યું. વિજયાનંદથી ફુલાઈ જઈ તેમણે છાવણીના બીજા યુરોપિયનોને જમ રાજાને ત્યાં લોર્ડ ડેલહૌસીએ કરેલા ગેરઇન્સાફનાં લેખાં આપવા મોકલવાનો આરંભ કર્યો. સાર્જંટ મેજર ન્યુટન અને માપણી ખાતાના અધિકારી લેફ્ટેનંટ ટર્નબુલને તેઓએ બીજે સપાટે વધેરી નાંખ્યા. પછી તેમણે ૧૫ મી. નેટીવ ઇન્ફન્ટ્રીના અધિકારી લેફ્ટેનંટ કેમ્બેલ સાહેબ ઉપર હલ્લો કર્યો, પરંતુ તે હોંશિયારીથી તેમના સપાટામાંથી છુટીને કિલ્લામાં ભરાઈ જવા પામ્યો. કેપ્ટન સ્કીન, તેની સ્ત્રી અને બે છોકરાં ત્યાં હતાં. એ સિવાય જે યુરોપિયન કિલ્લામાં હતા તેમનાં નામ નીચે પ્રમાણે છે.—ઝાંશીનો ડેપ્યુટી કમિશનર કેપ્ટન ગૉર્ડન, સરવે ખાતાનો સાહેબ લેફ્ટેનંટ બર્ગેસ, ૧૨ મી. પલટણનો ડૉ. મે. કીગન અને તેની સ્ત્રી, ધરણ ખાતાનો અધિકારી લેફ્ટેનંટ પૉવિસ, તેની સ્ત્રી અને નાનો છોકરો, કસ્ટમનો કલેક્ટર ડબ્લ્યુ. એસ. કારસૉર અને તેનું કુટુંબ, ટી. અંડ્રુજ. આર. એંડ્રૂજ અને તેનું કુટુંબ, મિસિસ બ્રાઉન અને તેની પુત્રી. મિ. સ્કૉટ અને તેનું કુટુંબ, ક્રાફર્ડ નામના બે ભાઈઓ. પર્સેલ નામના બે ભાઈઓ,

ક્વીલિયટ, ફ્લેમિંગ અને બીજા નાના મોટા યુરોપિયન અને યુરેઝિયન કામદારો સૌ મળીને શુમારે ૪૫ જણ કિલ્લામાં ભરાઈ બેઠા હતા.

કેપ્ટન સ્કીન સાહેબે એ સઘળાઓને હથિયાર આપી સારા બંદોબસ્તથી કિલ્લામાં રાખ્યા હતા. તેમણે શત્રુથી હારી ન જતાં પોતાનું રક્ષણ કરવાનો નિશ્ચય કરેલો હતો. કિલ્લાનાં મજબુત બારણાં બંધ કરી તેની જોડે પત્થર વગેરે ગોઠવી પૂર્ણ બંદોબસ્ત કર્યો હતો, આણી તરફ બંડવાળાઓએ છાવણીમાં હાહાકાર વર્તાવી જે કોઈ યુરોપિયન હાથ આવ્યો તેનો પ્રાણ લઈ કિલ્લા તરફ નજર કરવા માંડી હતી. કિલ્લામાં ભરાઈ બેઠેલાઓએ મોટા યત્નથી બંડવાળાઓને પાછા હઠાવવાનો યત્ન કર્યો, પરંતુ સંક્ષોભ પામેલા બંડખોરોના સાગર સામે તે બિચારાઓનો શો આશરો !! બીજે દિવસે સવારે તેમણે ત્રણ જણને મહારાણીની પાસે મદદ માટે મોકલ્યા, પરંતુ મિ. સ્કોટ અને પર્સેલ બંધુઓને મહારાણી પાસે જતાં રસ્તામાં પકડી પાડી અધ્ધવચ્ચ બંડવાળાઓએ કતલ કરી નાખ્યા. ઝાંશીના સદર અમીન અંડ્ર્યુજ સાહેબને બંડખોરોએ રાજવાડાની પાસે જ ઠાર કરી નાંખ્યો હતો, એમ કહેવાય છે.

કેપ્ટન સ્કીન અને ગૉર્ડને નાગોડ તથા ગ્વાલિયરમાંથી કુમક મેળવવાના પત્રો પાઠવ્યા; પરંતુ ત્યાંથી મદદ આવે તે પહેલાં બંડખોરોએ પોતાના હેતુ સિદ્ધ કરવા માટે થોડો પરિશ્રમ કર્યો ન હતો. તા. ૭ મીને દિવસે બપોરે તેમણે કિલ્લાપર હલ્લો કરી તેને હસ્તગત કરવાનો નિશ્ચય કર્યો. તરતજ લડાઇની શરૂઆત થઈ. કિલ્લામાંના યુરોપિયનોએ પોતાનું શૌર્ય દેખાડી બંડવાળાઓને ઘણીવાર સુધી ફાવવા દીધા નહિ. બંડખોરોએ પોતાની તોપોનો ઉપયોગ કર્યો, પરંતુ તેમનામાં સારા ગોલંદાજ ન હોવાથી તેમનું કંઇ વળ્યું નહિ. કિલ્લાવાળા યુરોપિયનોએ બંડખોરો ઉપર તોપનો તથા બંદુકનો મારો એવી તો ચાલાકીથી ચલાવ્યો કે,

ેમને પાછા હઠવું પડયું, તથાપિ તેમનો સમુદાય મોટો હોવાથી તેઓ ારંવાર ચઢી આવવા લાગ્યા. બંડવાળાઓએ કિલ્લાનાં ચોર બારણાં ોધી કાઢવાનો યત્ન કર્યો. ઝાંશીના આસિસ્ટંટ સર્વેયર લેફ્ટેનંટ પૉવિસ ાહેબે, કિલ્લામાં આવતાં પોતાના વિશ્વાસુ સિપાઈઓ પાસે રાખ્યા હતા, ારંતુ તેઓ બંડવાળાઓની સાથે મળી ગયા અને તેમને કિલ્લામાં આવવાના ગુપ્ત માર્ગ દેખાડવા લાગ્યા. આ વાત પૉવિસ સાહેબના જાણવામાં આવતાં તેણે તેમને ઠપકો આપ્યો. એકજણે તે પરથી ગુસ્સે ાઈ પૉવિસ સાહેબનો પ્રાણ લીધો, પરંતુ કેપટન બર્ગેસે તેને વિશ્વાસ-ાતના બદલામાં દેહાંત દંડ દેતાં વાર લગાડી નહિ.

બંડવાળાઓએ કિલ્લો લેવાને માટે મોટી તૈયારી કરી, તે જોઈને અંદરના લોકો નિરાશ થવા લાગ્યા. બંડખોરોએ કિલ્લાના દરવાજા તોડી ાંખવાનો યત્ન કરવા માંડ્યો, ત્યારે કેપટન સ્કીન અને ગૉર્ડને તેમનાપર ોળીનો મારો ચલાવવા માંડ્યો, પરંતુ તેમની ગોળીઓનું કંઈ સારૂં ારિણામ આવતું હોય એમ જણાયું નહિ. બંડખોરોએ કિલ્લાની દેવડી ાર કરી કોટ ઉપર ચડવા માંડયું ત્યારે, અંદરના લોકોએ મારવું કિંવા ારવું, એવાં ઠરાવથી પ્રાણ ઉપર આવી જઈ લડવા માંડયું. આ વખતે ુરોપિયન લોકોની સ્ત્રીઓમાં પણ શૂરાતન આવ્યું હતું. કહે છે કે, ;પટન સ્કીનની મડમ તેને વારા ફરતી બંદુકો ભરી આપતી હતી. ી. કે સાહેબ એ વાતને વજન આપતો નથી, છતાં એટલુ તો સિદ્ધ જ છે ;, અણીનો વખત આવી પહોંચેલો હોવાથી મડમોએ શૂરાતનથી ાત્રુઓની સામે થનાર પોતાના સ્નેહીઓને મદદ કરી હતી. ૉર્ડન સાહેબ આ વખતે વિકરાળ બની ગયો હતો. દોઢી ઉપર નેશાન માંડી બંડખોરોની પડાપડી ઉપર તે એકસરખી નજર માડી ?હ્યો હતો. બંડખોરો મી. ગૉડનને સારી રીતે ઓળખતા હતા તેથી ત્યારે તે ચિંતા અને ક્રોધમાં બેઠેલો હતો ત્યારે એક તીરંબાજે ેવો તાકીને તેને તીર માર્યો કે લોથ થઈ તે પૃથ્વી ઉપર પડ્યો. ૉર્ડન સાહેબના ઉપર બધો આધાર હોવાથી યુરોપિયનો નિરાશ

થઈ ગયા. તેઓ પછી કિલ્લાની અંદરના ભાગમાં ભરાઈ ગયા. આ વખતે વળી કિલ્લામાંનો દારૂગોળો પુરો થઈ રહ્યો હતો. સ્કીન સાહેબ ગૉર્ડનના મરણથી અને દારૂગોળાની સમાપ્તિથી નિરાશ અને નિરૂપાય થઈ ગયો. ૧૪ મી. કેવલરીના રિસાલદાર કાલાખાન અને ઝાંશીના તેહેસીલદાર અહમદ હુસેને મોટા જોશથી કિલ્લાનો મુખ્ય ભાગ સર કરી લીધો, ત્યારે, અંદરના યુરોપિયન લોકોએ સંધિનો વાવટો ચઢાવ્યો.

તા. ૮ મી જુનને દિવસે સવારે વિજયાનંદથી ફુલાઈ જઈ શત્રુઓમાંના પ્રમુખનું એક ટોળું કિલ્લાની પાસે આવ્યું. તેમણે ઝાંશીના હકીમ સાલે મહમદને સ્કીન સાહેબની પાસે મોકલ્યો. સ્કીન સાહેબ તેને મળ્યો અને કહ્યું કે, 'જો અમને અખોવન સાગર જવા દો તો અમે તમને કિલ્લો સ્વાધીન કરીને ચાલ્યા જઈએ.' સાલે મહમદે તેમનો વાળ પણ વાંકો થશે નહિ, એવું અભય વચન આપ્યું ત્યારે દરેક યુરોપિયન હથિયાર મૂકી કિલ્લાનાં દ્વાર ઉઘાડી બહાર નીકળ્યા. આ અનાથ લોક બહાર આવ્યા કે તરત જ બંડખોરોએ 'દીન દીન' નો પોકાર પાડ્યો અને નિરાધાર ઈંગ્રેજ લોકના ઉપર તુટી પડી તેમને કેદ કરી લીધા. 'કાફરોને કાપી નાંખો' એવી ચારે તરફથી બુમો પડવા માંડી, પરંતુ બકરાંની માફક નિર્બળ સ્થિતિમાં આવી ગયેલા ઈંગ્રેજ લોકોમાંથી કોઈ ચું કે ચાં કરી શક્યું નહિ. બંડવાળાઓ તેમને મુસ્કેટાટ બાંધી માર મારતા ગામ બહાર જોગનબાગમાં લઈ ગયા, એટલામાં એક ઘોડેસ્વાર ટુકડી આવી તેણે જણાવ્યું કે ઈંગ્રેજોને જોગનબાગ પાસે કતલ કરવાનો રિસાલદાર સાહેબે હુકમ આપ્યો છે. બંડખોરોએ એ નિર્દોષ લોકનો શિરચ્છેદ કરવાનો ઠરાવ કર્યો.* ઝાંશીના જેલ દારો-

---

* બંડવાળાઓના આ ક્રૂર પ્રસંગનું વર્ણન એક ઇંગ્રેજ ગ્રન્થકાર આ પ્રમાણે કરે છે.

"Adverse and baneful influences, the demons of bloodshed, rapine, malice, and red-handed murder pervaded the air. The powers of the good spirit representing love, charity,

ગાએ ( જેનું બક્ષીસઅલી નામ હતું ) અનાથ લોકને સ્રીઓની, પુરૂષોની અને છોકરાંની એમ ત્રણ હારોમાં ગોઠવ્યાં. પછી પોતે સ્કીન સાહેબનું મસ્તક તેના ધડથી જુદું પાડી બીજાઓને એ જ પ્રમાણે કતલ કરવાની તાકીદ આપી. પત્થરના જેવા કઠણ હૃદયના બંડખોરોએ કલ્પાંત કરતી મડમો અને છોકરાંને તરવારની તીક્ષ્ણ ધારથી છેદી નાંખ્યાં. આ ભયંકર પ્રસંગનું વર્ણન કરવાને આ કલમ પણ અસમર્થ છે.*

---

sympathy, generosity and mercy—whose willing vocation and duty is to help, comfort and render aid and assistance to mankind in the difficulties and dangers when so persistently beset all, and which are unseparable from their earthly pilgrimage through this fickel and capricious, though beautiful and frequently joyous world of ours—were for the time paralysed, and in helpless grief they veiled their eyes, to shut out from view the blood-stained and brutal scenes so soon to be enacted before them, but which for some good reason, only known to the Creator they were incapable of preventing or interfering with."

*The Rane P. 223.*

* કેપટન સ્કોટ લખે છે કે:—

"The men died first, Burgess taking the lead, his elbows tied behind his back and a prayer-book in his hands. What a sad end for so kind hearted and unselfish a man! But to die confessing the faith is a noble death. The rest died in the same way. They tried hard to get the women and children saved.........The woman we are told, "stood with their babes in their arms, and the older children holding their gowns. They had to see the men killed," but there

એ કતલમાં માર્યા ગયેલા ઈંગ્રેજોની સંખ્યા સુમારે સાઠ હતી, એમ ઘણા ઈંગ્રેજ ઇતિહાસકો કહે છે. બીજા લોકો છાવણીમાં માર્યા ગયા, તેમની સંખ્યા ૬૭ જેટલી હતી એમ કેપટન પિંકને પોતાના રિપોર્ટમાં લખ્યું છે. જબલપુરના કમિશનર અર્સ્કિને ૭૬ માર્યા ગયા એમ જણાવ્યું છે અને ઈંદુરની પ્રતમાં ૭૫ મરદ, ૧૯ બઇરો, અને ૨૩ છોકરાં માર્યાં ગયાં, એમ લખેલું છે.

આ ઘોર કતલમાં મહારાણી લક્ષ્મીબાઈ સાહેબ સામેલ હતાં કે નહિ એ એક મોટો પ્રશ્ન છે, અને તેનો નિકાલ કરવો તે અત્યંત મહત્વનું અને વિકટ કામ છે. ચમત્કારિક દૈવયોગથી રાણી સાહેબ પાછળથી ઈંગ્રેજોની વિરૂદ્ધ થયાં તેથી તેઓ પ્રથમથી જ બંડખોરોમાં સામેલ હતાં, એમ ઇતિહાસકો ભૂલથી લખી ગયા છે, પરંતુ કેટલાંક કારણ અને દાખલાઓથી તેઓ આ ભયંકર કતલમાં સામેલ ન હતાં એમ સિદ્ધ થાય છે. અણીને વખતે રાણી સાહેબે ઈંગ્રેજ ઇતિહાસકોએ સાહાય્ય કરી હતી, એવા પુરાવા મળ્યા છે છતાં ઈંગ્રેજ ઇતિહાસકોએ સામેલ હતાં એવાં પુષ્કળ કારણ બતાવ્યાં છે તેનો આપણે વિચાર કરવાની ઘણી જરૂર છે. આ સંબંધે નિશ્ચયાત્મક નિર્ણય ઉપર આવવું એ અગત્યનું છે.

' લૉર્ડ ડેલહાઉસીએ ઝાંશી પ્રાંત સર કર્યો, તેથી રાણી સાહેબ ગુસ્સે થયાં અને તેમણે ઈંગ્રેજ લોકનો પીછો પકડ્યો એમ દરેક ઇતિહાસકારે લખ્યું છે અને રાણી સાહેબ ઉપર પુષ્કળ વાક્પ્રહાર કર્યા છે.*

---

was every reason to believe "they were spared any violence save death."

*Captain Scot's letter—Times, Sept. 11th 1857.*
*( The Indian Empire )*

* રાણી સાહેબને માટે રૉબર્ટ મૉંટગોમરી કહે છે કેઃ—

" She was a heathen; the forgiveness of injuries was no article in her creed; and balieving hereself deeply injured

ઈંગ્રેજ સરકારે ઝાંશી સર કરીને જ રાણી સાહેબને અસંતુષ્ટ કર્યાં ન હતાં, પરંતુ તેમને રાગ આવે એવાં બીજાં પણ ઘણાં કૃત્યો કર્યાં હતાં. ઈંગ્રેજ ઇતિહાસકોએ આવાં ઘણાં કારણ દેખાડ્યાં છે. રાણી સાહેબને મળતું પેનશન બંધ કરી તેમના સ્વામીના દેવામાં આપવા માંડયું હતું. મહાલક્ષ્મીના દેવસ્થાનનાં બે ગામ ઉપર જપતી મૂકી, અને ઝાંશીમાં ગોવધ કરવા માંડ્યો, વગેરે બાબતોથી રાણીના ક્રોધમાં વધારો થયો એમ તેઓ લખે છે. પરંતુ તેમાંનું એકે કારણ માનવાને આધાર મળી આવતો નથી. રાણી સાહેબે મરણપર્યંત ઈંગ્રેજ સરકાર પાસેથી પેનશન લીધું નથી. વળી તેમના સ્વામીનું દેવું હતું નહિ, તેથી પેનશનની વાત મનાતી નથી. બંડ થયું અને તેમાં રાણી સાહેબને પાછળથી સામેલ થવું પડયું, એટલે કાકતાલીય ન્યાય પ્રમાણે ઈંગ્રેજ ગ્રંથકારોએ ભળતી બાબતો સામેલ કરી દીધી લાગે છે, પણ એકેને માટે સાધાર પુરાવો મળતો નથી. રાણી સાહેબે બંડના વખતમાં ઈંગ્રેજ લોકને ઘણી સારી મદદ કરી હતી તેને માટે કેટલાક પુરાવા મળે છે અને તે બધી બાબત અત્ર સાદર કરવાથી સત્યાસત્ય તપાસનાર વાચકને વિચાર કરવાનું ઠીક પડશે, એમ ધારી તે બાબતો નીચે પ્રમાણે જણાવવી આવશ્યક લાગે છે.

જુન માસના પ્રારંભમાં ઝાંશીના સૈન્યમાં કંઇક સળવળાટ થતાં કેપટન ગોર્ડન તથા છાવણીના બીજા કેટલાક ગોરાલોક રાણી સાહેબની મુલાકાતે ગયા અને વિનંતિ કરી કે, કાલે અમારા ઉપર કંઈ આફત

by the infraction of the Hindu laws of adoption and inheritance, she threw aside every consideration of tenderness for sex or age, and committed herself to a deadly struggle with the supreme Governmnt by an act, for which as she must have well known, her own life would, in all human probability pay the forfeit."

*The Indian Empire. Vol. II. P. 303.*

આવશે કે કેમ, તેનો ભય છે તેથી આપે અમારૂં રક્ષણ કરવું અને ઝાંશીનો ૨૫ લાખનો પ્રાંત સુરક્ષિત રહે, તે માટે મદદ આપવી. આ વખતે રાણી સાહેબે પોતાની કાળી પલટણ તેમની મદદમાં આપવાનું તથા પોતાથી બનતી મદદ કરવાનું વચન આપ્યું હતું. રાણી સાહેબ પાસે માત્ર હજુરિયા તથા બીજા મળીને સો બસેં માણસ હતા, તેથી પોતાના રક્ષણ માટે તેમણે વધારે માણસ રાખી લેવાની ઈંગ્રેજ અધિકારીઓ પાસેથી રજા મેળવી અને તેમણે તે રજા તરત આપી.* વળી બીજે દિવસે રાતે મિ. ગૉર્ડન રાણી સાહેબને મળવા આવ્યો અને મુલાકાત થતાં જણાવ્યું કે, 'અમને કંઈ થશે તો તેની હરકત નથી, પરંતુ અમારી સ્ત્રીઓની રક્ષા કરવાનું તો આપે આપના હાથમાં રાખવાનું છે. તેમને આપ આપના મંદિરમાં જ આશ્રય આપીને રાખો, એમ હું ખોળો પાથરી માગી લઉં છું.' ગૉર્ડન સાહેબનો સંસ્થાનપર સારો પ્રેમ હતો તેથી રાણી સાહેબને દયા આવી અને તેમણે તેને જણાવ્યું કે, 'જ્યાંસુધી હું બેઠી છું ત્યાંસુધી તમારે તમારાં બૈરાં છોકરાંની ચિંતા રાખવી નહિ.' આ પ્રમાણે વાત થયા પછી રજા લઇ તે છાવણીમાં ગયો, અને બીજે દહાડે સવારે ગોરા લોકનાં બૈરાંછોકરાં રાજવાડામાં આવ્યાં. રાણી સાહેબે તેમને સુરક્ષિત જગ્યામાં

---

* રાણી સાહેબે આ વખતે ઇંગ્રેજોને મદદ કરી હતી, તે આ ઉપરથી જણાય છે.--

* "It was at this time the Rani wrote to Colonel + + + a letter protesting that she was loyal and asking his permission in consideration of the disturbed state of the country, to enlist a large body of armed men for her protection and that of her property."

"This (Colonel), knowing that he had but little voice in the matter, but wishing to retain as long as he was able, at least the semblance of friendly relations with Luchmee Bai, consented to."—*The Rane p. 180.*

ઉતારો આપી તેમના રક્ષણ માટેની ગોઠવણ કરી. પછી છાવણીમાં દંગો થયો અને બંડખોરોએ સરકારી બંગલો બાળી મૂકી દારૂગોળો અને ખજાનો ઉડાડી મૂક્યાં, ત્યારે સાહેબ લોક પણ કિલ્લામાં ગયા. કિલ્લામાં પોતાનું સારી રીતે રક્ષણ થશે, એમ ધારી સાહેબ લોકો રાજવાડામાંથી પોતાનાં બૈરાં છોકરાંને ત્યાં લઈ ગયા. **કિલ્લામાં ગયા ત્યારથી રાણી સાહેબે સર્વ સાહેબ લોકને વારંવાર ધીરજ આપી એટલું જ નહિ, પરંતુ બે ત્રણ દિવસ સુધી રોજ રાતે ત્રણ મણ ઘઉંના રોટલા અને બીજો ખોરાકીનો સામાન મોકલવાનો બંદોબસ્ત રાખ્યો.*** રાણી સાહેબે ઈંગ્રેજ લોકોને કટાકટીને વખતે આ પ્રમાણે મદદ કરેલી તેમ છતાં કેટલાક ઈંગ્રેજ ઇતિહાસકો તેમની ઉપર વાક્પ્રહાર કરે છે તેમને શું કહેવું! કર્નલ મેલિસન કહે છે કે, તા. ૬ જૂનને રોજ બપોરે રાણી સાહેબ એ સ્વારની સાથે બહાર નીકળ્યાં હતાં અને હસન-અલ્લી નામના મુલ્લાંને મુસલમાન લોકને વાયજ અપાવી તેમને ઈંગ્રેજ સામે ઉશ્કેર્યા હતા. આ કેવી મોટી ગેરસમજુતી છે. પડદામાં રહેનારી એક હિંદુ રાણી ખરે બપોરે બહાર નીકળે, એ સંભવિત જ નથી. વળી બંડવાળાઓએ રાણી પોતાના કામમાં સામેલ છે, એમ જણાવવાને સ્વારીનું ધતિંગ કર્યું હોય એમ કેમ ન કહેવાય?

રાણી સાહેબની બંડખોરોને બિલકુલ સાહાય્ય નહતી એમાં કંઈ

---

* એક ઈંગ્રજી ઇતિહાસક લખે છે કે:—

"Whether the Europeans in the fort held any communication with the Ranee is not known; but they are stated to have remained unmolested till the 7th June, and to have employed during the interval, in endeavouring to get provisions and ammunition into the fort &c. &c."

*The Indian Empire* P. 305.

શંકા નથી. જો રાણી સાહેબ પાસે આ વખતે થોડું પણ સારૂં અને બળવાન સૈન્ય હોત તો ઝાંશીમાંના એકે યુરોપિયનનો વાળ વાંકો થયો હોત નહિ. રાણી સાહેબ પાસે સૈન્ય નહતું અને બંડખોરો વધારે પ્રબળ હતા એટલે, સાહાય્ય પણ શી કરી શકે ? તથાપિ બંડવાળાઓ ઝાંશી છોડી દિલ્હી તરફ ગયા પછી, તેમણે સઘળા યુરોપિયન લોકનાં શબ ઠેકાણે પડાવ્યાં. કતલમાંથી જે બે સાહેબો અને એક મડમ છુપી રીતે બચી ગયાં હતાં તેમની રાણી સાહેબે તજવીજ કરાવી સારો બંદોબસ્ત કરી આપ્યો. ઝાંશીની કતલમાંથી બચી ગયેલાઓમાંનો એક માર્ટિન નામનો સાહેબ આગ્રામાં હજી પણ હયાત છે. તા. ૨૦ આગસ્ટ ૧૮૮૯ માં રાણી સાહેબના દત્તક પુત્ર શ્રીમંત દામોદરરાવને એક પત્ર લખી તેણે નીચે પ્રમાણે જણાવ્યું હતું:—

" Your poor Mother was very unjustly and cruelly dealt with–and none knows her true case as I do. The poor thing took no part whatever in the massacre of the European residents of Jhansi in June 1857. On the contrary she supplied them with food for 2 days after they had gone into the Fort–got 100 match–lock men from Kurrura, and sent them to assist us, but after being kept a day in the Fort, they were sent away in the evening. She then advised Major Skene and Captain Gordon to fly at once to Dattia and place themselves under the Raja's protection, but this even they would not do; and finally they were all massacred by our own troops–the Police, Jail &c. "

" તમારાં ગરીબ માતુશ્રી પ્રતિ, અસત્ય અને નિર્દય રીતે વર્તવામાં આવ્યું છે. તેમની ખરી બાબત મારા સિવાય બીજું કોઇ જાણતું નથી. ૧૮૫૭ ના જૂનમાં થયેલી ઝાંશીના યુરોપિયનોની કતલમાં તેમણે બિચારાંએ કંઈ પણ ભાગ લીધો નહતો, ઉલટું તેમણે તો કિલ્લામાં ગયા પછી બે દિવસ સુધી ઈંગ્રેજોને ખોરાક પહોચડાવ્યો હતો, એટલું જ નહિ કિંતુ

કરેરાથી ૧૦૦ હથિયારબંધ માણસ મંગાવી તેમને મદદે મોકલ્યાં હતાં. એક દિવસ તેમને કિલ્લામાં રાખી સાંજે પાછા મોકલ્યા હતા. તેમણે, મેજર સ્કીન અને કેપ્ટન ગૉર્ડનને એકદમ દતિયા જઈ ત્યાંના રાજાના રક્ષણમાં રહેવાની સલાહ આપી હતી, પરંતુ તેમણે તેમ કર્યું નહિ અને આખરે અમારા પોતાના સૈનિકોને હાથે તેઓ સઘળા કતલ થઈ ગયા. ”

ઝાંશીમાં થયેલા બંડ અને કતલમાંથી બચી ગયેલા આ વૃદ્ધ યુરોપિયનના લખવાથી સિદ્ધ થાય છે કે, રાણી સાહેબનો બંડવાળાઓમાં બિલકુલ હાથ નહતો. આ મહત્વનો અને જીવતો પુરાવો છે તો પછી બીજા પુરાવાઓની શી જરૂર છે ? તથાપિ તેના સંબંધમાં પ્રસિદ્ધ ઇતિહાસક મિ. કે સાહેબ શું કહે છે તે જણાવવું અગત્યનું ધારી અત્રે લેવું ઉચિત લાગે છે:—

“ I have been informed, on good authority, that none of the Ranee's servants were present on the occasion of the massacre. It seems to have been mainly the work of our own old followers. The Irregular Cavalry issued the bloody mandate and our Gaol Darogah was foremost in the butchery. ”

“ સારી સત્તાથી મને ખબર મળી છે કે, કતલને વખતે રાણીનો એકપણ નોકર તેમાં હાજર ન હતો. એમ જણાય છે કે, તે સઘળું કામ આપણા પોતાના જ જુના માણસોનું હતું. ઇરેગ્યુલર કેવલરી તરફથી જ એ રુધિરપાતક આદેશ બહાર પડ્યો હતો અને આપણા પોતાના જેલ-દારોગાએ કતલમાં આગેવાની લીધી હતી. ”

## પ્રકરણ ૭ મું.

## રાણીની રાજ્યભક્તિ.



બંડવાળાઓએ ઝાંશીના યુરોપિયનોને મારી નાંખ્યા પછી રાણી લક્ષ્મીબાઈ ઉપર કહેણ મોકલાવ્યું કે, "અમારે દિલ્હી જવું છે માટે વાટખર્ચીના ત્રણ લાખ રૂપિયા આપો, નહિ તો રાજમહેલ ઉપર તોપનો મારો શરૂ કરીએ છીએ." સંદેશો આવતાં રાજમહેલમાંનાં સર્વ ભયાતુર થઈ ગયાં. મામાસાહેબ તાંબે, અને દિવાન લક્ષ્મણરાવે આ સંકટમાંથી કેવી રીતે પાર ઉતરવું, તેને માટે રાણીની સલાહ પૂછી. રાણી જાતે સ્ત્રી છતાં તેમનું ધૈર્ય અપ્રતિહત હતું. અણીને વખતે જરા પણ ગભરાટ ન બતાવતાં તેમણે સ્વરક્ષણનો ઉત્તમ માર્ગ શોધી કાઢી બંડવાળાઓને એવું કહાવી મોકલ્યું કે, 'મારૂં રાજ્ય ખાલસા થયા પછી મારી પાસે કંઈ દ્રવ્ય રહ્યું નથી અને અમારી સ્થિતિ ઘણી ગરીબ થઇ ગયેલી છે, તેવી વેળાએ તમારા જેવા-ઓએ મારા જેવી અબળાને ત્રાસ આપવો એ કંઇ યોગ્ય નથી.' બંડવા-ળાઓએ આ જવાબ ઉપર લક્ષ ન આપતાં ઉલટું રાણી સાહેબને કહાવી મોકલ્યું કે 'જો તમારી પાસે અમને ખર્ચ આપવા જેટલા પણ રૂપિયા ન હોય તો અમે રાજમહેલને જમીનદોસ્ત કરી તમારા તાબાનો ઝાંશીનો મુલક સદાશિવરાવ નારાયણને આપી દઇશું.' આ હકીકત રાણીસાહેબને જણાવવામાં આવી ત્યારે તે નિરૂપાય થયાં અને બંડવાળાઓને જેમ તેમ કરી સમજાવી કાઢવા માટે તેમણે પોતાની ગાંઠના દાગીનામાંથી એક લાખ રૂપિયાનો અવેજ આપી સ્વરક્ષણનો ઉત્તમ માર્ગ સાધી લીધો. રાણી પાસેથી નાણું ઓકાવી પ્રસન્ન થયેલા બંડવાળાઓ પછી 'ખલ્ક ખુદાકા મુલ્ક, બાદશાહકા, અમલ રાણી લક્ષ્મીબાઈકા' એવી દુવાઈ ફેરવી દિલ્લી અને નૌગાહ્ગ તરફ નીકળી પડ્યા.

બંડવાળાઓ ઝાંશી છોડીને ચાલ્યા ગયા પછી રાણી સાહેબે ગોપાળરાવ લધાટે સાગરકર, ફોજદારી શિરસ્તેદાર અને અહસાન–અલ્લી શિરસ્તેદાર માલ તથા કમિશનરના શિરસ્તેદાર વગેરે મોટા મોટા ગૃહસ્થોને બોલાવી 'હવે શું કરવું' તેસંબંધી સલાહ પૂછી. ઈંગ્રેજ સરકારની ઝાંશીમાંની કાળી પલટણે જે દુષ્ટ કર્મ કર્યું તેથી રાણી સાહેબને બહુ લાગી ગયું અને તેમણે પોતાથી બને તેટલી ઈંગ્રેજ લોકને મદદ કરી, પરંતુ તે વખતે તેમનું કંઈ વળ્યું નહિ. ઈંગ્રેજ લોકને બીજી રીતે કંઈ મદદ કરવા માટે રાણી સાહેબે આ મસલત કરવા માંડી હતી. મોટા મોટા માણસોએ એ પ્રમાણે એકત્ર વિચાર કરી રાણી સાહેબને એવો અભિપ્રાય આપ્યો કે, સાગરમાં હજી કંઈ ફિસાદ થયેલ નથી. પરંતુ ઝાંશીનો વૃત્તાંત જાણી ત્યાંનું લશ્કર ફૂટવાનો સંભવ છે. ત્યાંના કમિશનરને ઝાંશીનો કેવો બંદોબસ્ત કરવો તે પૂછવું. આ પ્રમાણે વિચાર થયા પછી ગોપાળરાવ શિરસ્તેદારે એક ખલીતો લખી સાગરના કમિશનર ઉપર મોકલાવ્યો. એ ખલીતા ઉપરથી ત્યાંના અધિકારીઓએ સાવધ થઈ પાકો બંદોબસ્ત કરી દીધો અને બીજા યુરોપિયનો આવે તેટલા વખત સુધી ઝાંશીની વ્યવસ્થા રાણી સાહેબે પોતે જ રાખવી, એવી સુપરત કરી, એમ કહેવાય છે.

આ વખતે રાણી સાહેબની પાસે ચતુર મુત્સદ્દી લોક પણ રહ્યા નહતા. રાજ્ય ખાલસા થતાં કાર્યભારી લોક ચાલ્યા ગયા હતા અને બીજા પોતાને ઘેર સ્વસ્થ થઇ બેઠા હતા. કોઈ જાતનો રાજ્યકીય ગુંચવાડો ઉત્પન્ન થતો તો તેનો યોગ્ય નિકાલ કરવા માટે મસલત કરવા જોગ કોઈ માણસ ઝાંશીમાં રહ્યું નહતું. રાણીસાહેબ પોતે ચતુર હોવાથી કાર્યભારી મંડળીની સાથે વિચાર કરીને એક નિશ્ચય ઉપર આવતાં, મામા સાહેબ તાંબે ખાસ દિવાન અને લક્ષ્મણરાવ બાંડે બધો કાર્યભાર ચલાવતા હતા. મામા સાહેબ કાર્યભાર કુશળ નહતા, અને લક્ષ્મણરાવ છેક કારકુનીથી વધીને રાણી સાહેબના હાથ તળે મોટા પદ ઉપર પહોંચેલો માણસ હતો. પરંતુ તેનામાં રાજ્યતંત્ર ચલાવવાને જોઇતી હોશિયારી નહતી. માણસો તો ઘણા હતા, પરંતુ રાજ્યકીય બાબતમાં નજર પહોંચાડી સલાહ આપે

એવો જુનો અને માહિતગાર કોઈજ માણસ નહતો. ઈંગ્રેજ સરકાર તરફથી ઈંગ્રેજીમાં લખાઈ આવતા કાગળ પતરોની વ્યવસ્થા કરી રાણીસાહેબનો ઉદ્દેશ અને મિત્રભાવ બતાવે તેવો માણસ પણ નહતો. ટુંકામાં કહીએ તો, આ વખતે રાજવાડામાં સલાહ લેવા જોગ કે મસલત કરવા જોગ કોઈ પણ માણસ રહ્યો નહતો. રાણીસાહેબ બ્રિટિશ રાજ્યની સાથે કેવા સ્નેહથી વર્તે છે તે વ્યક્ત કરનાર કોઈ રહ્યું નહતું. દરબારમાં ઈંગ્રેજી જાણનાર પણ કોઈ નહતું એટલે સઘળી ગેરસમજણ થઈ રહી હતી. પ્રાંતનો બંદોબસ્ત કરવા માટે જે નવા માણસો નીમવામાં આવ્યા હતા તે બધા વોરછા વગેરે સ્થળેથી આવેલા હોવાથી અરાજ્યનિષ્ટ અને બિનઅનુભવી હતા. રાણી સાહેબનો ખરો હેતુ ઈંગ્રેજોને કોણ જણાવે ? રાણી સાહેબે ઈંગ્રેજ લોક ઉપર પોતાનો પ્રીતિભાવ જણાવનારા પત્રો લખ્યા હતા, અને બંડ થયા પછી તેવો પ્રયત્ન પણ કર્યો હતો, એમ સિદ્ધ થાય છે. ઝાંશીનો કમિશનર કેપટન પિંક આ બાબત સ્પષ્ટ લખે છે કેઃ—

"It is stated on the most trustworthy authority, that at the same time, she endeavoured to keep terms with our Government, by writing to the Commissioner of Jabbulpoor and to others lamenting the massacre of our countrymen, stating she was in no way concerned in it, and declaring that she only held the Jhansi District till our Government could make arrangements to reoccupy it."

"બહુજ વિશ્વસનીય સત્તાને આધારે કહેવું જોઈએ કે, આ વખતે જબલપુરના કમિશનર અને બીજા ઈંગ્રેજ અમલદારોને આપણા સ્વદેશીઓની કતલ માટે દિલગીરી બતાવતાં રાણી, સરકાર સાથે સંબંધ રાખવાની તજવીજ કરતાં હતાં અને લખતાં હતાં કે, પોતે તેમનાથી દૂર રહેલાં છે અને સરકાર પુનઃ ઝાંશીને પોતાના કબજામાં લે ત્યાંસુધી તેઓ ઝાંશી સંસ્થાનને સરકારની વતી સાચવી રહ્યાં છે."

"જબલપુરના કર્નલ સ્કીન અને આગ્રાના વડા કમિશનર કર્નલ ફ્રેઝર ઉપર લખેલા ખલીતા મેં પોતે હાથોહાથ તેમને આપી રાણી સાહેબનો ખુલાસો સાંભળવાને વિનવ્યા હતા, પરંતુ નહિ, ઝાંશીની રાણી તેમાં સામેલ છે એમ માની ખલીતા તિરસ્કારી કાઢી તેનું કંઈ જ સાંભળ્યું નહતું."

આ સિવાય એ ખલીતો હાથોહાથ આપનાર માર્ટિન સાહેબ અદ્યાપિ હયાત છે તે શ્રીમંત દામોદરરાવ સાહેબના પત્રમાં લખે છે કેઃ—

"She sent kharreetas to Col. Erksine at Jabbulpore, to Col. Frasor, Chief Commissioner of Agra, which *I handed to him with my own hand,* to hear her explantion, but–No !–Jhansi had been a byword and was condemned unheard !"

આ ઉપરથી રાણી સાહેબ ઈંગ્રેજોની વિરુદ્ધ નહતાં અને ઈંગ્રેજ સરકારનું ઝાંશીમાં કોઈ ન રહેતાં તેમના હુકમ પ્રમાણે ઝાંશીનો બંદોબસ્ત રાખવાનું તેમને સોંપવામાં આવ્યું હતું, એમ જણાય છે.

ઝાંશી પ્રાંત ઉપર બ્રિટિશ સત્તા હવે બિલકુલ રહી નહિ ને તે પ્રાંતનું સ્વામીત્વ મહારાણી લક્ષ્મીબાઈ સાહેબની પાસે આવ્યું એમ જોઈને કેટલાક રાજ્યલોભી પુરુષોએ તેનો લાભ લેવાનો યત્ન કર્યો. રાણી સાહેબ પડદે રહેનારી એક અબળા સ્ત્રી છે, તેનું આપણી આગળ શું ચાલનાર છે? એવો ભ્રમમૂલક વિચાર મનમાં લાવી સદાશિવરાવ નારાયણ, જે ઝાંશીના રાજ્યવંશનો પુરુષ હતો તેણે રાજ્યપદ મેળવવાને યત્ન ચલાવ્યો. બીજા રઘુનાથરાવે ઝાંશી સંપાદન કર્યું ત્યાર પહેલાં જ તેમના વડીલ હરિ દામોદર ને સદાશિવ દામોદર વિભક્ત થયા હતા. સદાશિવ દામોદર પરોળેની જાગીર ઉપર પોતાનો નિર્વાહ કરતા હતા. તેના વંશના આ માણસનો કંઈ હક પહોંચતો ન હોવા છતાં, મહારાજ ગંગાધરરાવના સ્વર્ગવાસ પછી ઝાંશી આવી તેણે પોલિટિકલ એજંટની મારફતે ઈંગ્રેજ સરકાર ઉપર કેટલીક અરજીઓ મોકલાવી હતી.

હિંદુસ્તાનની સરકારે તેનો હક રદ બાતલ ગણ્યો તેથી તે ઈંગ્રેજ સરકારની વિરુદ્ધ થયો હતો. અનાયાસે ઝાંશીમાં બંડ થયું અને તે ન ધણિયાતું રાજ્ય થયું છે એવો સાંધ જોઈ તેણે પોતાનાં સો બસો માણસોની મારફતે ઝાંશીની આસપાસના મુલકમાં લુંટફાટ અને ધિંગામસ્તી ચલાવવા માંડી. ઝાંશીથી ત્રીસ માઇલપર આવેલો કરેરાનો કિલ્લો ઈંગ્રેજ સરકારના થાણદારને મારી કાઢીને તેણે હાથ કરી લીધો. એ કિલ્લામાં થોડાં નવાં માણસનો ઉમેરો કરી આસપાસના ઠાકોર લોકને રગડી તેમની પાસેથી ધાન્ય અને વસુલ એકઠી કરવા માંડી. થોડા દિવસ પછી તેણે ઝાંશીની ગાદીને પડતી રહેવા દઈ કરેરામાં જ પોતાને ઝાંશીનો રાજ્યાભિષેક કરાવી, 'મહારાજ સદાશિવ નારાયણ' એ પદ ધારણ કર્યું.* તે જ વેળાએ તેણે પોતાના નામનાં જાહેરનામાં કાઢી આસાપાસના ઠાકોર લોક ઉપર, હુકમ મોકલાવ્યા. સંવત્ ૧૯૧૪ ના અશાડ વદિ ૮ ને દિવસે તેણે રાજપુર દિહિલાના થાણદાર ગુલામ હુસેન ઉપર એક પત્ર લખી તેને જણાવી દીધું કે, 'તમને રાજપુર દિહિલાના થાણદાર તરીકે કાયમ રાખ્યા છે, માટે તમે તે કામ અમારે નામે ચલાવજો અને તમારા તાબામાં સર્વે ગામનાં 'મહારાજ સદાશિવરાવ નારાયણ ઝાંશીના રાજા થયા છે એવી ખબર આપી અમારા નામની દુવાઈ ફેરવજો.' થાણદારે એ હુકમને માન્ય રાખ્યો નહિ. સદાશિવરાવે તે ઉપરથી તેને તે સ્થાનમાંથી બરતરફ કરવાને માટે તેના ઉપર અશાડ વદિ ૧૦ મે બીજો એક ખલીતો મોકલ્યો અને તેના ઘોડા અને માલમતા લુંટી લીધાં. આ પ્રમાણે સદાશિવરાવે ઝાંશી પ્રાંતમાં પોતાની મારતેમિયાંના જેવી સત્તા ચલાવવા માંડી. આ વાત રાણી સાહેબના જાણવામાં આવતાં તેમણે તેને પરાજીત કરવાને પોતાનાં એક હજાર માણસ મોકલ્યાં. તે માણસોએ કરેરાના કિલ્લા ઉપર ઘેરો ઘાલી તેને સર કર્યો. મહારાજ

---

* કે સાહેબ લખે છે કે, રાણી સાહેબે તેને પરાજીત કરી સિંધિયાની સરહદમાં નસાડી મૂક્યો હતો.

સદાશિવરાવ સિંધિયાના મુલકમાં આવેલા નરવર ગામમાં નાસી ગયો, ત્યાંથી નવું સૈન્ય એકઠું કરીને વળી તેણે ઝાંશી જવાનો વિચાર કર્યો. રાણી સાહેબના જાણવામાં તે વાત આવી ત્યારે તેમણે તેને ત્યાંથી પકડી મંગાવી ઝાંશીના કિલ્લામાં બંધીવાન તરીકે પુરી દીધો. આ પ્રમાણે મહારાણીએ ઈંગ્રેજ લોકના એક શત્રુને કેદ કરી તે પ્રદેશમાં ચાલતું અંધેર શાંત પાડી નાખ્યું. તે જોઈને 'ટકુ માર્યે તેંજી કંપે' તેમ બુંદેલા અને ઠાકૂર વગેરે બદમાસ લોકો પણ દંગો ફિસાદ કરતા બંધ પડી ગયા.

એક શત્રુને પરાજીત કરી રાણી સાહેબ સ્વસ્થ થયાં ન થયાં એટલામાં, ઝાંશીની પાસેના વોરછા નામના બુંદેલ સંસ્થાનનો દિવાન નથેખાં વીસ હજાર માણસ ભેગું કરી ઝાંશી ઉપર ચઢી આવ્યો. તેણે એકે એકે ઘણાંક ગામ લઈ લીધાં. ઝાંશીથી ત્રણ ગાઉ ઉપર આવી વેત્રવતી નદીના કિનારાપર છેલ્લે તેણે પડાવ નાંખ્યો. આ વખતે રાણી લક્ષ્મીબાઈની પાસે ઘણું થોડું સૈન્ય હતું. રાણીના સૈન્યને સપાટાબંધ ફેંદી નાંખીશું, એમ તેના મનમાં ફાંકો હતો, તેથી તેણે રાણી ઉપર પેગામ મોકલ્યો કે, 'ઈંગ્રેજ સરકાર તમને જે પેનશન આપે છે તે પેનશન હું તમને આપીશ, માટે તમારે મને ઝાંશીનો કિલ્લો મુંગે મોઢે સોંપી દેવો.' પેગામ આવ્યા પછી રાણી સાહેબે પોતાના દિવાન તથા મુત્સદ્દી લોકને બોલાવી તેમની સલાહ લીધી. તેમણે ગભરાઈ જઈ એવી સલાહ આપી કે, જો વોરછાની રાણી આપણને પેનશન આપે તો લડવાની ખટપટ કરવાનું આપણે શું પ્રયોજન છે? આ ઉત્તર સાંભળી મહારાણીને મહા પરિતાપ થયો, અને તેમણે એ નામર્દાઈનો ઉત્તર માન્ય ન રાખતાં, નથેખાંને એવો જવાબ મોકલાવ્યો કે, 'હું શિવરાવભાઉની વહુ છું. તમારા જેવા બુંદેલ લોકને અબળા બનાવી મૂકવાનું મારામાં સામર્થ્ય છે, માટે તમે વિચાર કરી લડાઈ કરવાને આવજો.' આ સંદેશો પહોચતાં નથેખાંને ધુનધુન લાગી આવ્યું અને તે એકદમ ઝાંશી ઉપર ચઢી આવ્યો.

આણી તરફ રાણી સાહેબે ઝાંશી સંસ્થાનના નેક નોકર ઠાકૂર અને બુંદેલાઓને બોલાવી દરબાર ભર્યો. દિવાન જવાહરસિંગ, દિવાન દિલીપસિંગ કટિલાવાળા, પવાર વેરછાવાળા રાજાના જમાઈ, દિવાન રઘુનાથસિંહ, દિવાન દુલાજી કૈરનાઈવાળા વગેરે સરદારોને એકઠા કરી રાણી સાહેબે તેમને આ પ્રમાણે કહ્યું. 'તમે વેરછાવાળા રાજાના તાબેદાર હોવાથી આ ગાદીના સેવક છો તેટલા જ માટે, આ વખતે તમારે મારી આબરૂ સંભાળવાની છે.' રાણી સાહેબનું કહેવું સાંભળી સર્વ બુંદેલ સરદારોએ કહ્યું કે, 'ઝાંશીનું સાર્વભૌમ ઈંગ્રેજ સરકારની પાસે છે તેથી સર્વ અધિકાર તેમના હાથમાં છે, વેરછા એ આપણી બરોબરનું સંસ્થાન છે, તેને આપણું ઉપરી થઈ જવા દેવાનું કદી બનનાર નથી. જ્યાં સુધી અમારા જીવમાં જીવ છે ત્યાં સુધી અમે આ રાજ્ય કોઈને લેવા દેનાર નથી.' આ રીતે સર્વ સરદારોએ પણ લીધા પછી, તે પ્રમાણે એક પત્ર નથેખાં ઉપર લખી મોકલાવ્યો, અને તેની સાથે દારૂ તથા પાંચ ગોળા મોકલાવી કહાવ્યું કે, 'આ અમારી પાસે છે માટે તમારે ખુશીથી લડવા આવવું.'

નથેખાં તરત જ તૈયાર થઈ આવ્યો, પરંતુ રાણીસાહેબને ત્યાં બધી તૈયારી થયેલી નહતી. ઝાંશીનું સૈન્ય ઈંગ્રેજ સરકારે ઓછું કરી નાંખ્યુ હતું, કિલ્લા ઉપરની જુની તોપો અને દારૂ ખરાબ કરી નાંખ્યો હતો. નથેખાંના સૈન્યની સામે ટક્કર લઈ તેને પાછું કાઢવાની રાણી સાહેબની નેમ બર આવવી, એ બહુ મુશ્કેલ કામ હતું. રાણી સાહેબે આમ છતાં પણ પોતાના બુદ્ધિચાતુર્યથી આ પ્રસંગમાં પાર પડવાનો વિચાર કર્યો. સદાશિવરાવવાળા માણસોમાં વધારો કરી પ્રથમ તેમણે પાંચ હજાર માણસ એકઠાં કર્યાં. પછી ઝાંશીમાં દારૂગોળો તૈયાર કરવાનાં કારખાનાં શરૂ કરાવરાવ્યાં. કિલ્લામાં પહેલાંની ત્રણ તોપો હતી તે અને રાજવાડામાં ચાર તોપો ગુપ્ત રાખેલી હતી તે બહાર કઢાવી કિલ્લાના મજબુત બુરજ ઉપર ચઢાવરાવી. ઝાંશી સંસ્થાનના સરદાર અને ઠાકોર લોકને નિમંત્રણ લખી મોકલ્યાં એટલે સૌ સરદારો પોતપોતાના

સૈન્ય લઈ ઝાંશીમાં આવ્યા. રાતોરાત તોપોના મારાનો બંદોબસ્ત કરી તેના ઉપર હોશિયાર ગોલંદાજ નીમી દીધા. સવારના પહોરમાં દિવાન જવાહરસિંગને રણુંકંકણ બાંધી સેનાધિપતિના પદ ઉપર નીમ્યો. તેણે શહેરના દરેક મોરચા ઉપર માણસોની નીમણુંક કરી, એક હજાર માણસને બહાર પડવા માટે હથિયાર આપી તૈયાર કર્યાં. પઠાણી દરવેશ પહેરી રાણીસાહેબ પોતે મુખ્ય બુરજ ઉપર આવીને હાજર થયાં અને પેશવાએ તથા ઈંગ્રેજોએ આપેલા "યુનિયન જેક" નામના વાવટાઓ કિલ્લા ઉપર ચઢાવી દીધા.

આણી તરફ દિવાન નથેખાં ઝાંશીને કચરી નાંખવું એ સહેલ સમજી ઘણો જ ફુલાઈ ગયો હતો. 'મારા જેવા શૂરવીરની સાથે ઝાંશીની એક વિધવા બ્રાહ્મણી શું લડી શકનાર છે? હું એક અરધી ક્ષણમાં ઝાંશી સર કરીશ.' આવા અભિમાનમાં તે ગરકાવ થઈ ગયો હતો અનંત ચતુર્દશીને દહાડે તેણે ઝાંશી ઉપર હલ્લો કર્યો. વોરછાનું સૈન્ય ઝાંશી ઉપર ચઢી આવે છે, એવું જોઈને રાણીએ કિલ્લાને દક્ષિણ વિભાગે તેને અંદર આવવા દીધું અને તે તોપના મારાને શુમારે આવ્યું એટલે પોતાના ચતુર ગોલંદાજ ગુલામ ગોષખાંને નથેખાંનો જરી પટકાના ઓઢાવાળો હાથી દેખાડી તેની ઉપર પહેલા ગોળાથી શકુન કરવાનો તેમણે હુકમ આપ્યો. તરતજ ગોલંદાજોએ તોપનો મારો ચલાવવાની શરૂઆત કરી. નથેખાંના શૂરવીર બુંદેલાઓ પણ બંદુકો તથા તીર છોડવા લાગ્યા ને પહોર સુધી મહા ભયંકર યુદ્ધ ચાલ્યું, પરંતુ કિલ્લા ઉપરની પ્રચંડ તોપોના અસહ્ય મારા આગળ નથેખાંના લશ્કરના પગ ટકી શક્યા નહિ. તેણે પોતાના સૈન્યને પાછું ફેરવી કિલ્લાની આસપાસ ઘેરો ઘાલ્યો. દરરોજ બેઉ પક્ષના લશ્કરમાં યુદ્ધ ચાલવા માંડ્યું પરંતુ એકેવાર નથેખાંના લશ્કરને યશ મળ્યો નહિ. પહેલે સપાટે જ તેનો જરીપટકાનો હાથી ગોળાથી પટકાઇ જતાં, તેના સૈન્યનું હીર જતું રહ્યું. ઝાંશીની વિધવારાણી એક અબળા આપણા જેવા જવામરદને મુઠીઓ વાળીને વારંવાર નસાડવાને શક્તિમાન થાય છે, એ ઘણું જ

શરમ ભરેલું છે, એવો વિચાર કરી નથેખાંએ ઝાંશીના કિલ્લાના વોરછા દરવાજા સામે ચાર તોપો મૂકી તથા સૈન્યના ચાર ભાગ પાડીને ઝાંશીના સૈન્ય ઉપર રાત્રે હલ્લો કર્યો. રાણી સાહેબની પાસે સૈન્યની ખરેખરી તજવીજ હતી, તથાપિ જે વખતે નથેખાંએ ચાર તોપનો વોરછા દરવાજા ઉપર એક સરખો મારો ચલાવવા માંડ્યો તે વખતે, જો દરવાજામાં જરા પણ ગુબારું પડશે તો શત્રુઓને અંદર આવવાનું સહેલ થઈ પડશે, એમ જણાવા લાગ્યું. રાણી પોતે જાતે વોરછાને દરવાજે આવીને ઉભાં રહ્યાં અને મોટા પ્રેમભાવથી ત્યાં આગળના સૈન્યને ઉત્તેજન આપવા માટે તેમને શાબાશી આપી બક્ષીસો વહેંચી. રાણીની બક્ષીસથી ઉત્તેજિત થયેલા માણસોએ તોપનો એવો મારો ચલાવ્યો કે, દરવાજો શત્રુના હાથમાં જઈ શક્યો નહિ. રાણીસાહેબે પોતાના લાલાભાઉ બક્ષીને બોલાવી ‘ કડકવિજળી ’ નામની તોપ કિલ્લા ઉપર અણાવી અને ગોલંદાજોને સોનાનાં કડાં ભેટ આપી મારો શરૂ કરાવરાવ્યો. આ તોપ શરૂ થતાં સામાપક્ષના ગોલંદાજો ભયભીત થઈ નાસી ગયા અને તેમની તોપો ઝાંશીના સૈન્યે તાબે કરી લીધી. આ રીતે ઘણા દિવસ સુધી બેઉ વચ્ચે લડાઇઓ થઈ તેથી વિપક્ષનાં હજારો માણસ માર્યાં ગયાં અને ઘણાંક ઘાયલ થયાં. ઝાંશીની પાસેના એક પહાડમાં રઘુનાથસિંહ જરૈયા પડાવ નાંખી રહ્યો હતો તેણે વિપક્ષને ઘેરી લઈ વિખેરી નાંખ્યો અને તેમાંનાં ઘણાં માણસો ઝાંશી આણ્યાં. દિવાન રઘુનાથરાવ ૨૦૦ માણસ સાથે બીજે ઠેકાણે બંદોબસ્ત ઉપર ગયો હતો ત્યાંથી રાણીએ તેને બોલાવ્યો છે, એવી ખબર પડતાં શત્રુએ તેના માર્ગમાં અટકાવ નાંખવાની યોજના કરી. સૈન્યના અધિપતિ રઘુનાથસિંહ અને શત્રુના સૈન્ય વચ્ચે હાથોહાથ યુદ્ધ ચાલ્યું તેમાં તરવારોથી લડાઇ થઈ, પરંતુ તેમાંય શત્રુઓને નાસી જવું પડ્યું. એ લડાઈમાં પચાસ માણસ મરણ પામ્યું. આ પ્રમાણે નથેખાંનો પરાજય થયાના સમાચાર મળતાં જ રાણીસાહેબે રઘુનાથસિંહની સ્તુતિ કરી અલંકાર તથા ઉમદા વસ્ત્રોનો તેને સરપાવ આપ્યો.

ઝાંશીના લશ્કર આગળ આપણું કંઇ ચાલવાનું નથી, એમ ખાતરી થતા વોરછાવાળા નથેખાંએ સંધિને માટે સંદેશો મોકલ્યો. મહારાણી

લક્ષ્મીબાઈએ વેરછાની પૂર્વ મહત્તાને ધ્યાનમાં લઈ તરત તહનામું કર્યું અને વેરછાની રાણી 'લઢયી' અને 'લક્ષ્મીબાઈ' બે બહેનોની માફક મળ્યાં ભેટયાં. આ સંધિપત્ર કરાવવામાં બાણપુરના રાજા મર્દનસિંહે અને કલિંજરના ચોબા જાગીરદારે મધ્યસ્થ રહીને કામ કર્યું હતું. મહારાણીએ ઝાંશી પ્રાંતનો સારો બંદોબસ્ત કર્યો. આ બાબતનો હેમિલ્ટન સાહેબ ઉપર હેવાલ લખી મોકલાવ્યો, પરંતુ નથેખાંએ તે ખલીતો લઈને જતા સાંઢણી સ્વારને મારી નાંખી એકે પત્ર સાહેબને પહોંચવા દીધો નહિ, એટલું જ નહિ, પણ ઉલટું તેણે સાહેબને એમ લખી મોકલ્યું કે, રાણી બંડવાળાઓમાં સામેલ થઈ છે માટે હું તેની સામે થયો છું. ગમે તેમ હો, પરંતુ એટલું તો સત્ય જ છે કે, મહારાણી લક્ષ્મીબાઈએ બ્રિટિશ રાજ્યને માટે ઝાંશીનો સારો બંદોબસ્ત રાખ્યો, પરંતુ તેની તુલના થઈ નહિ. રાણીની રાજ્યભકિત એળે ગઈ.

---

## પ્રકરણ ૮ મું.

### રાણીની કારકિર્દી.



મહારાજ ગંગાધરરાવ હયાત હતા ત્યાં સુધી તો, રાણીને અંગે રહેલા કેટલાક ગુણ બિલકુલ પ્રકાશ પામ્યા નહતા, પરંતુ તેમની તેજસ્વિતા તો પ્રસિદ્ધ થઇ જ હતી. રાણીની દાસીઓ અને બીજા નોકર માણસો તેમની પાસે જતાં ધ્રૂજતા હતા, એટલું જ નહિ, પરંતુ એમ કહેવાય છે કે, મહારાજ પોતે પણ એકવાર તેમનો તીવ્ર સ્વભાવ જોઈ નારાજ થયા હતા. મહારાજ ગંગાધરરાવના પરલોકવાસ પછી કેટલાક દિવસ સુધી રાણીનું મન ખિન્ન રહ્યું, પરંતુ સર્વ કામકાજનો

ઓજો તેમને માથે આવી પડવાથી પતિનિધનનો શોક ઓછો કરી શ્રીમંત દામોદરરાવને નામે ઝાંશી સંસ્થાનને પૂર્વવત્ ચાલુ રાખવા તેમણે યોગ્ય પ્રયત્ન ચલાવવા માંડ્યા, અને એમાંથી બ્રિટિશ સરકારપ્રતિ તેમની પૂજ્ય બુદ્ધિ અને રાજ્યનિષ્ઠા સારી રીતે જણાઇ આવ્યાં. એ પ્રયત્નોમાં તેમને યશ મળ્યો નહિ તથાપિ તેથી ક્રોધે ન ભરાતાં તેમણે પોતાનું સુશીલત્વ અને ઉદારબુદ્ધિ જેવાંને તેવાં સ્થિર રાખ્યાં અને દુર્દૈવે ઝાંશીમાં બની આવેલા ભયંકર પ્રસંગમાં તેમણે પેલા બે ગુણનો સારો ઉપયોગ કર્યો અને એમ કરવા માટે તેમની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડી છે. બંડની સમાપ્તિથી સ્વતંત્ર થયેલા ઝાંશી સંસ્થાનના લોકને બંડવાળાઓનો ત્રાસ વેઠવો ન પડે તે માટે, ઈંગ્રેજ સરકારની વતી રાણીસાહેબે તેનો રાજ્યકાર્યભાર પોતાના હાથમાં લીધો અને સદાશિવરાવ નારાયણ તથા નથેખાંએ જે ગડબડ કરી હતી તે દાબી દઈ, પોતાની પ્રજાને નિરુપદ્રવ કરવાનો યત્ન કર્યો. ઝાંશી સંસ્થાનમાંથી ઈંગ્રેજી સત્તા નષ્ટ થયા પછી નવ દસ માસ સુધી રાણીસાહેબે તેમનાં વતી રાજ્ય લગામ હાથમાં લઈ ઝાંશી સંસ્થાનનો કાર્યભાર એવી સારી રીતે ચલાવ્યો કે, જેથી તેમની કાર્યદક્ષતા, પ્રજાવાત્સલ્ય અને ન્યાયચાતુર્ય આદિ ગુણો લોકપ્રસિદ્ધ થયા. અંતઃપુરમાં રહેનારી એક રાજસ્ત્રી પોતાના કોમળ અને અજ્ઞાન વિચાર મૂકી દઈ રાજ્યકાર્યમાં કુશળતા અને વિચાર ક્ષમતા દર્શાવે એ કેટલું આશ્ચર્યકારક છે! પરંતુ નહિ, એમાં આશ્ચર્ય પામવાનું કંઈ જ નથી, કારણ કેઃ—

**स्त्रियो हि नाम खल्वेता निसर्गादेव पण्डिताः ।**
**पुरुषाणां तु पाण्डित्यं शास्त्रैरेवोपदिश्यते ॥**

રાણીએ ઝાંશીનો રાજ્યકાર્યભાર ઘણા જ થોડા દિવસ ચલાવ્યો છતાં તેમનો કાર્યભાર પ્રજાને બહુ જ અભિનંદનીય અને આનંદજનક નીવડ્યો. રાણીના રાજ્યકાર્યભારનું કંઈક દિગ્દર્શન કરવું અત્ર જરૂરનું જણાય છે.

મહારાણી લક્ષ્મીબાઈના હાથમાં ઝાંશીનો રાજ્યકાર્યભાર આવતાં દરબારમાં પૂર્વની શોભા આવી અને પૂર્વના રિવાજ પ્રમાણે અઢાર કારખાનાં શરુ થતાં સર્વત્ર રાજસી ઠાઠ જણાવા લાગ્યો. જે વખતે ઈંગ્રેજ સરકારે સંસ્થાન ખાલસા કર્યું તે વખતે સર્વ વૈભવ રાણીસાહેબને સ્વાધીન કર્યો હતો, પરંતુ રાજસત્તા નષ્ટ થવાથી તે નિસ્તેજ દેખાતો હતો. રાજસત્તા પાછી મળતાં જ તે અત્યંત શોભાયમાન જણાવા લાગ્યો. સુબેદારોની કારકિર્દીમાં જે પ્રમાણે ઝાંશી શહેરની શોભા જણાતી હતી અને ' દક્ષિણમાં પુના તથા હિંદુસ્તાનમાં ઝાંશી ' એવી તેની કીર્તિ ગાજતી હતી તે જ પ્રમાણે રાણીસાહેબની કારકિર્દીથી પણ તેને એક પ્રકારનું વિશેષ સૌંદર્ય આવી તે ઘણું રમ્ય અને ભભકાદાર નગર દેખાવા માંડ્યું. મુખ્ય રાજમહેલ ચાર મજલાનો અને આઠ ચોકીઓનો હોઈ ઘણો જ ભવ્ય હતો, પરંતુ રાજસત્તાના અભાવે તે કેટલાક દિવસ શૂન્ય અને ઉદાસ લાગતો હતો, જે આ વખતે મનોહર બની સિપાઈ અને પ્યાદા વગેરે લોકોથી ઉભરાઇ જતો જણાવા લાગ્યો. રાણીસાહેબ વૈભવનો યોગ્ય ઉપભોગ લેનારાં હોવાથી તેમને સ્વરાજ્યના વિશેષ ઉત્કર્ષની ઇચ્છા થઈ અને પ્રજાનાં મુખકમળ પ્રફુલ્લ દેખાવા લાગ્યાં.

રાણીસાહેબની દિનચર્યા સંબંધી તેમની પાસે રહેલા એક ગૃહસ્થે નીચે પ્રમાણે વર્ણન આપ્યું છેઃ—રાણીસાહેબ પ્રાતઃકાળમાં પાંચ વાગે ઉઠી, નિત્યકર્મ આટોપી ઉત્તમ સુગંધિદાર દ્રવ્યોથી મંગળ સ્નાન કરતાં. સ્નાન કરી સ્વચ્છ ધવલ ચંદેરી સાડી પહેરી આસન ઉપર બેસતાં, પછી પ્રથમ પતિના મરણ પાછળ વાળ રાખવા માટે ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવાનું શાસ્ત્રમાં કહેલું છે તે પ્રમાણે કરી, રુપાના વૃન્દાવનમાં તુલસીની પૂજા કરતાં. પછી જ્યારે પાર્થિવપૂજાનો પ્રારંભ કરતાં ત્યારે સરકારી ગવૈયા ગાયન ગાતા અને પૌરાણિકો પુરાણની કથાઓ પણ તે જ વખતે શરૂ કરતા. તે પછી સરદાર અને આશ્રિત લોકની સલામ લેવાતી. રાણી એવાં દક્ષ હતાં કે, દોઢસો સલામ ભરનારાઓમાંથી એકાદ જણ એકાદ દિવસ ગેરહાજર રહ્યો હોય તો બીજે

દહાડે સલામ લેવાતાં 'આપ કાલે કંઈ જણાયા નહતા' એમ ચોકસી કર્યા વગર રહેતાં નહિ. દેવાર્ચન થયા પછી ભોજન લેતાં અને તે પછી થોડી વાર વામકુક્ષી કરતાં અથવા બીજા કામમાં પડતાં. સવારે આવેલું નજરાણું, જે ચાંદીના તાટમાં રેશમી રૂમાલ ઢાંકી રાખી મૂકવામાં આવતું હતું, તે મંગાવી તેમાંથી મન પસંદ વસ્તુ લઈ બાકીની વસ્તુઓ આશ્રિતમંડળમાં વહેંચી આપવા માટે કોઠારીને સ્વાધીન કરાવતાં હતાં. ત્રણ વાગ્યાને શુમારે કચેરીમાં બિરાજતાં અને તેમ કરતાં બહુધા પુરુષનો વેષ ધારણ કરતાં. પગે પાયજામો, શરીરે વાદળી રંગના અંબવાનું અંગરખું, માથે ટોપી તેના ઉપર સુંદર બાંધેલી બત્તી, કમ્મરે કસબી દુપટ્ટો અને તેણે લટકાવેલી રત્નજડિત તરવારથી તે ગૌરમૂર્તિ ગૌરી દેવી જેવાં લાગતાં હતાં.* કોઈ કોઈ વાર વળી સ્ત્રીપોષાક પણ પહેરતાં.

* રાણી લક્ષ્મીબાઈના પોષાક સંબંધી Gillean નામના લેખકે નીચે પ્રમાણે વર્ણન કર્યું છે:—

Her dress, though that of a woman, was not the ordinary costume generally worn by female of her class and position in life. On her head she had a small cap of bright coloured scarlet silk, with a string of pearls and rubies encircling and laced into it, and round her neck a diamond necklace sparkled, of not less value than a lac of rupees at least. Her bodies, freely opened in front, showed a well shaped voluptuous bust, and terminated at the waist, which was some what tightly drawn in by a belt worked over and embroidered with gold, and in it were ostentatiously stuck two elaborately-carved, silver mounted pistols, of Damascus make, together with a small but elegantly shaped 'posh kubs' or hand dagger, the point of which, it was whispered, had been dipped in a subtle poison, whereby a wound, however slight, must prove

વિધવા થયા પછી વાળી વગેરે અલંકાર તેમણે કદી પહેર્યાં ન હતા, છતાં હાથે હીરાની બંગડીઓ, ગળામાં મોતીની માળા અને આંગળીએ હીરાની વિંટી રાખતાં હતાં. આ સિવાય બીજા અલંકાર તેમના અંગ ઉપર જણાતા નહિ. વાળનો જુડો બાંધી ધોળું વસ્ત્ર અને ધોળી ચોળી પહેરતાં. આ પ્રમાણે કોઇવાર પુરૂષવેષમાં તો કોઇવાર સ્ત્રીવેષમાં તે દરબારમાં આવીને બેસતાં પણ કોઇની નજરે પડતાં નહિ. તેમને બેસવાની જગા દિવાનખાનાની પાસે ચક નાંખી બંધ કરેલી હતી. દરબારની સામે રહેતો ચક, જરિયાન વેલબુટીની ચીકનો હતો. અંદર મશરૂની ગાદી ઉપર રાણી તકિયાને અઢેલીને બેસતાં અને બહાર સોના રૂપાની છડીઓવાળા બે ચોપદાર ઉભા રહેતા હતા. ચકની સામે રાજેશ્રી લક્ષ્મણરાવ દિવાન કમ્મર બાંધી હાથમાં કાગળનું પોટલું લઇ ઉભા રહેતા અને બન્ને બાજુની ગાદીઓપર હજુરના કારકુનો બેસતા હતા. રાણીની બુદ્ધિ ઝીણી હોવાથી કોઇપણ કામની સમજ પડતાં તેમને વાર લાગતી નહિ અને તરત તેનો જવાબ લખાવતાં અથવા કોઇવાર જાતે લખતાં હતાં. ન્યાયના કામમાં તેઓ ઘણાં ચતુર હોવાથી ફોજદારી અને દિવાની કામ ઘણી જ કુશળતાથી ચલાવતાં હતાં.*

---

**fatal. Instead of the usual cloth, or patticoat she wore a pair of loose trousers from which protruded two small prettily rounded, barefeet, which rested on a cushion placed in front of her.'**

*The Raue P. 47–48.*

*મેડોજ ટેલરે રાણીના દરબારનું આ પ્રમાણે વર્ણન કર્યું છે:—

**'The Ranee Lukshumeebye, Mahratha Brahmin had no affection of personal concealment; and she sat daily on the seat or Gadee, of her deceased husband, receiving reports, giving directions, hearing petions, and comforting herself as a brave and determined woman had need**

આગળ કહેવામાં આવ્યું છે કે, રાણીને મહાલક્ષ્મી દેવી ઉપર ઘણી ભક્તિ હતી અને પ્રત્યેક શુક્રવારે તથા મંગળવારે સ્વારી તૈયારી કરાવી દામોદરરાવને સાથે લઇ સંધ્યાકાળે તળાવ ઉપરના મંદિરમાં જતાં હતાં. મંદિર તળાવની વચ્ચે હોવાથી તેની આસપાસ કમળની શોભા સારી ખીલી રહેતી હતી. રાણીની સ્વારીનો ઠાઠ અવર્ણનીય થઇ રહેતો. કોઇવાર મેનામાં બેસીને તો કોઇવાર ઘોડેસ્વારી કરીને તેઓ દર્શન કરવા જતાં હતાં. જ્યારે મેનામાં બેસતાં ત્યારે મેના પર કીનખાબના કપડાનો જરીથી ભરેલો પડદો નાંખવામાં આવતો હતો અને તેથી મેનાની શોભા ઘણી સારી લાગતી હતી. જ્યારે તેઓ પુરુષને વેષે ઘોડેસ્વારી કરતાં ત્યારે તેમની બત્તીનો જરિયાનનો છેડો ઘોડાના વેગથી હવામાં ફરફરતો હતો. મેનામાં સ્વારી નીકળી હોય ત્યારે ચાર પાંચ દાસીઓ તેની સાથે દોડતી હતી. સ્વારીની સાથે રહેનારી દાસીઓને, જામદારખાનામાંથી સુવર્ણ અને રત્નના દાગીના પહેરાવવાનો, લીલાં, લાલ, અથવા ખાખી રંગનાં પેઠણી સોળાં પહેરાવવાનો અને પગમાં મોટાં સિંધિયાસી સાંકળાં અને લાલ જરી ભરેલા જોડા પહેરાવી, કોઇવાર સાડીનો કચ્છ વળાવી હાથમાં સોના રૂપાના હાથાની ચમૂરીઓ અપાવી રાણીસાહેબના મેનાના દ્વાર આગળ ચમ્મર કરતાં સાથે રહેવાનો ચાલ હતો. અલંકાર ધારણ કરેલી અને વગર પરણેલી આ દાસીઓ સ્વારીમાં ઘણી જ સુંદર લાગતી હતી. સ્વારીની પાછળ ડંકો નિશાન રહેતાં અને કોઇવાર ઝીણા રાગે વાગતાં રણવાદ્ય પણ વગાડવામાં આવતાં હતાં. નિશાન ડંકાની પાછળ ૨૦૦ વિલાયતી લોક અને પુંઠે સો ઘોડેસ્વાર ચાલતા હતા. મેનાની સાથે સંસ્થાનના કાર-

---

to do in her position. In appearance she was fair and handsome with a noble presence and figure and a dignified and resolute, indeed stern, expression which appeared to have usurped the place of the peculiar softness which when she was younger and had good hope of prosperous life, and distinguished her.' *Seeta P. 247.*

ભારી. મુત્સદ્દી, માનકરી, અને સાહેબ ઉપાસને વગેરે આશ્રિતો કોઇવાર ઘોડા ઉપર તો કોઇવાર પગે ચાલતા આવતા હતા. વળી તેમની સાથે શિરબંદીના લોક પણ આવવા હતા. આ પ્રમાણે મોટા ઠાઠમાઠથી રાણીની સ્વારી કિલ્લામાંથી બહાર નીકળતાં જ દરવાજા ઉપરનાં ટકોરખાનાં સુસ્વરથી વાગવા માંડતાં હતાં અને તેની સાથે જ મહાલક્ષ્મીના મંદિરનાં ચોઘડિયાં વાગવા માંડતાં. રાણી પાછાં ફરતાં ત્યાં સુધી તે વાગ્યા કરતાં. રાણી જ્યારે ઘોડાની સ્વારીએ દર્શન કરવા જતાં ત્યારે દાસીઓ અને આશ્રિતોને સાથે લેતાં ન હતાં. માત્ર વિલાયતી ઘોડેસ્વાર અને સિપાઈઓ જ સાથે જતા હતા. મહાલક્ષ્મીદેવી ઝાંશીવાળાઓનાં કુળદેવતા હોવાથી દેવસ્થાનનો બંદોબસ્ત મોટા ખરચથી ચલાવવામાં આવતો હતો. દીપ, પૂજા, મહાનૈવેદ્ય, ચોઘડિયાં ગાનારા, નાચનારીઓ અને ધર્મશાળા વગેરેની ગોઠવણ ભભકાદાર રાખવામાં આવતી હતી. આ ઉપરથી જણાય છે કે, રાણીનું વળણ ભક્તિ તરફ હતું.

આશ્રિતમંડળ ઉપર રાણીને ઘણી માયા હતી. તેમના ખાવાપીવાના, કપડાં લત્તાંના અને બીજાં સુખતરફ તેઓ ખાસ લક્ષ આપતાં હતાં. તેમને સર્વ ગુણોની સારી પરીક્ષા હોવાથી તેમની બુજ થતી હતી. તેમની પાસે મોટા મોટા શાસ્ત્રી, વિદ્વાન્, વૈદિક, અને યાજ્ઞિક બ્રાહ્મણો હતા. વડીલોપાર્જિત સંસ્થાનના રિવાજ પ્રમાણે ઝાંશીમાં પુસ્તકોનો સારો સંગ્રહ હતો, ઇતિહાસ જાણનાર પુરાણી, ગાનવાદ્ય ચતુર, સંગીત શાસ્ત્ર જાણનારા, અને કુશળ કારીગર વગેરે અનેક પ્રકારના ગુણી લોક તેમને આશ્રયે રહેતા હતા. રાણીસાહેબ પોતે નિષ્કપટ અને નિર્મળ વૃત્તિએ ચાલતાં હોવાથી સર્વ ઉપર તેમનો પ્રેમ રહેતો હતો, અને તેમના સદ્ગુણની કીર્તિ સાભળી સાંભળીને દૂરદૂરના ગુણી માણસો તેમની પાસે આવતા હતા. દરેકનો સારી રીતે સત્કાર થઈ તેમની યોગ્યતા પ્રમાણે, રાજદરબારમાં તેમની યોગ્ય સંભાવના થતી હતી. કીર્તન કરનારા, ગવૈયા અને

શાસ્ત્રી વગેરે લોકની રાજદરબારમાં હાજરી ન હોય એવો એક પણ દિવસ ખાલી જતો નહિ.*

રાણી સાહેબને ઘોડાની પરીક્ષા પણ ઘણી સારી હતી. ઉત્તર હિંદુસ્થાનમાં તે કાળે અશ્વપરીક્ષા કરવામાં તેમનું નામ મશહુર હતું. એક નાનાસાહેબ પેશવા, બીજા બાબાસાહેબ આપટે અને ત્રીજા ઝાંશીનાં રાણી લક્ષ્મીબાઈ સાહેબ. તેમાં પણ રાણીસાહેબ અબળા હોવાથી અશ્વપરીક્ષાના નૈપુણ્યમાં અગ્રગણ્ય ગણાતાં હતાં. અશ્વપરીક્ષા સંબંધી તેમની ઘણીક વાતો છે, જેમાંની એક એવી છે કે, એકવાર કોઈ સોદાગર સારા દેખાવડા અને ચાલાક ઘોડા લઈ આવ્યો હતો. રાણીસાહેબે સ્વારી કરી જોઈ તેની કિમ્મત ઠરાવી જેમાં એકની હજાર અને બીજાની ૫૦ રૂપિયા કરી. દરબારીઓ આ જોઈ વિસ્મય પામ્યા. બેઉ ઘોડા દેખાવમાં સતેજ અને ઉમદા હોઈ કોઈ રીતે ઉતરતા જણાતા ન હતા, તેમ છતાં તેમની કિમ્મતમાં કેમ ફરક પડ્યો તે કોઈથી સમજાયું નહિ. રાણીએ તેમના વિસ્મયનો ખુલાસો કરતાં જણાવ્યું કે, બેઉ ઘોડા દેખાવમાં સારા અને સરખા છે, તેમ છતાં એક ઘોડાની છાતી ફૂટેલી છે, તેથી તે નિરુપયોગી છે. આ ઉપરથી સોદાગરે રાણીના ચાતુર્યની પ્રશંસા કરી કબુલ કર્યું કે, એ ઘોડાને મેં ઉત્તમ મસાલા આપી તેજ રાખ્યો છે. હું ઘણે ઠેકાણે ફર્યો પરંતુ તેની

* ગ્વાલિયરની એક પ્રતમાં નીચે પ્રમાણે લેખ છે:—ગ્વાલિયરમાં એકવાર હોળીના તહેવારનો પ્રસંગ જોઈ કોંકણથી ૫૦ નાટક મંડળી આવી હતી. ઝાંશીના લોકે કાગળ લખી તેઓને તેડાવ્યા. જાહેરમાં કેટલાક ખેલ થયા પછી રાણીએ દરબારમાંથી તેમને સીધું ચાલુ કરાવી કેટલાક ખેલ રાજવાડામાં કરાવ્યા. સદોબા નામના નાટકવાળાએ એક વાર હરિશ્ચંદ્રના ખેલમાં રાણીસાહેબને પૂછ્યું કે 'આ ખેલમાં સ્મશાનવાળા ડેડને ત્યાં હરિશ્ચંદ્રના માથાઉપર એક માટીનો ઘડો ફોડવો પડે છે, જો પરવાનગી હોય તો તેમ કરૂં. રાણીએ રજા આપી અને તેમ કરવામાં આવ્યું, પરંતુ ઘડો ફોડાયો તે વખતે દરબારીઓને ઝાંશીમાં અપશકુન થયાનો વહેમ આવ્યો. રાણીએ નાટકવાળાઓને યોગ્ય બક્ષીસ આપી વિદાય કર્યા.

પરીક્ષા કોઈ ઠેકાણે થઈ નહિ, રાણીસાહેબે પોતાની રીતપ્રમાણે કરાવેલી કિમ્મતથી તે બેઉ ઘોડા લઈ સોદાગરને બક્ષીસ આપીને વિદાય કર્યો.

રાણીના દાતૃત્વ અને ઔદાર્ય એ બે ગુણ નિરુપમ જ હતા. તેમની પાસે કોઈપણ દરિદ્રી, ભિક્ષુક, અથવા કોઈ અકિંચન જન આવી કદી પણ વિમુખ પાછો ફર્યો નથી. એકવાર એક કાશીકર વિદ્વાન બ્રાહ્મણ, ઉપાધ્યાયની મારફતે રાજમહેલમાં નિત્યદાન લેવા ગયો. ત્યાં લાલુભાઉ દેંકરેએ તેની વિદ્યા તથા શીલવિષે ઘણી સ્તુતિ કરી અને રાણીસાહેબને કહ્યું કે, પહેલી સ્ત્રી મરી જવાથી બીજી વારનાં લગ્ન કરવાની ભટજીને ઇચ્છા છે. પરંતુ કન્યાના ઘણા પૈસા પડતા હોવાથી સંકોચાય છે. આ સાંભળી રાણીસાહેબે પ્રશ્ન કર્યો કે, 'રૂપિયા આપો તો કન્યા દેનાર કોઈ છે કે?' ભટજી નમ્રતાથી બોલ્યા કે. 'અમારી નાતનો દેશસ્થ બ્રાહ્મણ કાશીમાં છે. તેની કન્યા બાર વર્ષની હોઈ રૂપમાં પણ સારી છે. લગ્ન અને મળતી રાશ બેઠાં છે પરંતુ કન્યા માટે તેને ચારસેં રૂપિયા આપવા જોઈએ. હું ગરીબ બ્રાહ્મણ તે કયાંથી લાવું?' આ શબ્દો સાંભળી રાણીસાહેબે પાંચસેં રૂપિયા આણી જળ મૂકી ભટજીને આપ્યા અને કહ્યું કે, 'લગ્ન થાય ત્યારે અમને કુંકુમપત્રિકા મોકલવાનું ભૂલતા નહિ.' આ પ્રમાણે કૃતાર્થ થયેલો બ્રાહ્મણ પછી ત્યાંથી ચાલી ગયો.

એક દિવસ રાણીસાહેબની સ્વારી મહાલક્ષ્મીમાં દર્શન કરી પાછી ફરતી હતી. સ્વારી દક્ષિણ દરવાજામાં દાખલ થઈ ત્યારે હજારો ભિખારી લોક રસ્તામાં એકઠા થઈ કલબલાટ કરતા હતા. રાણીસાહેબે તેમના કલબલાટનું કારણ દિવાન લક્ષ્મણરાવને પૂછ્યું. તેણે જણાવ્યું કે, 'એ લોક ઘણા ગરીબ છે અને કહે છે, કે આપ નામદારે દયા કરી અમારે માટે કંઈક વિચાર કરવાની કૃપા કરવી.' રાણીસાહેબને આથી અસર થઇ અને તેમણે તરત સદય અંતઃકરણે હુકમ કર્યો કે, 'આજથી ચોથે દિવસે સઘળા ભિખારી લોકને એકઠા કરી તેમને દરેકને એક ફદાર બંડી, ટોપી અને કાળી અથવા સફેત કામળી અપાવજો.

રાણીનો હુકમ થતાં જ, બીજે દિવસે શહેરના સઘળા દરજીઓને એકઠા કરી ટોપીઓ તથા બંડીઓ સિવડાવવાનો આરંભ કર્યો. નિયમિત દિવસે દાંડી પીટાવી રાજમહેલની સામે સઘળા ભિખારી લોકને ભેગા કરવામાં આવ્યા ત્યારે સામાન્ય ગરીબ લોક પણ તેમના ભેગા ઘુસી ગયા. રાણીસાહેબે તે સર્વને વસ્ત્રદાન આપી સંતુષ્ટ કર્યા.

રાણીની દયાર્દ્રતા અને પરોપકારબુદ્ધિ ઝાંશીના લોકને નથેખાંવાળા યુદ્ધના વખતે પૂર્ણપણે સમજાઈ હતી. તે વખતની હકીકત ત્યાં સમક્ષ હાજર રહેલા એક ગૃહસ્થે આ પ્રમાણે આપી છે 'ઝાંશીના સૈન્યમાંના ઘાયલ સૈનિકોને જ્યારે શહેરમાં આણી રાણીસાહેબની સમક્ષ તેમને મલમપટા કરવામાં આવતા, ત્યારે તે શૂરવીર સૈનિકો રાણીસાહેબને જોઇ ભક્તિથી ગદ્ગદ થઇ જતા. આંખમાં પાણી આણી તેમને ધન્યવાદ આપી જ્યારે રાણી પોતાનો હાથ તેમના ઉપર ફેરવતાં ત્યારે તેમને પોતાના જખમનું દુઃખ વીસરાઈ જતું અને તેમનામાં નવું જીવન આવતું. શૂરવીરતા બતાવી રાણીસાહેબ સમક્ષ જાણે પોતાનું ઋણ આપી છૂટવું એમ તેમને થતું. ખરેખર આટલી માયાથી પોતાના સૈનિકો સાથે વર્તનારી સદ્ગુણી રાણી ઉપર સર્વ પ્રજા માતાસમાન ભક્તિ રાખે અને તેના અનેક ગુણ ગાય એમાં શું આશ્ચર્ય?

રાણીસાહેબની દામોદરરાવ ઉર્ફે રાવસાહેબ ઉપર અત્યંત પ્રીતિ હતી અને તેને લાડ લડાવવામાં તેમણે કદી કમીના રાખી ન હતી. કૃપાળુ બ્રિટિશ સરકારની મહેરબાનીથી હવે જરૂર રાવસાહેબ ઝાંશીની ગાદીના અધિપતિ થશે, એવી રાણીને પૂર્ણ ખાતરી હતી. સને ૧૮૫૭ ના જૂન પછી ઈંગ્રેજ અધિકારીઓને કરેલી મદદ અને ઝાંશી પ્રાંતના સંરક્ષણ પાછળ કરેલા સતત શ્રમને બદલે બ્રિટિશ સરકાર તરફથી યોગ્ય મોબદલો મળશે; જબલપુરના કમિશનર, સેંટ્રલ ઈંડિયાના પોલિટિકલ એજંટ અને આગ્રાના કમિશનર ઉપર મોકલેલા ખલિતાના સારા ઉપયોગ થશે; ન્યાય પ્રીતિ અને ઉદારબુદ્ધિ બતાવનારા વિલાયતની સરકાર તરફ મોકલેલા વકીલનું કામ સફલ થશે; અને છેવટ કૈલાસવાસી મહારાજ ગંગાધરરાવની ઇચ્છા પ્રમાણે દામો-

દરરાવને ઝાંશી સંસ્થાનની ગાદી મળશે, એવી રાણી લક્ષ્મીબાઈને પ્રબળ આશા બંધાઈ હતી, પરંતુ આણી તરફ ઝાંશીપ્રાંત બંડવાળાઓના તાબામાં છે, આવી ગેરસમજુતીને લીધે યુદ્ધકળા પારંગત પ્રસિદ્ધ સેનાધિપતિ સર હ્યુરોઝ સબળ સૈન્ય લઈ ઝાંશી ઉપર ચઢી આવ્યો, અને–

**रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं**
**भास्वानुदेष्यति हसिष्यति पद्मजालम्**
**इत्थं विचिंतयति कोशगते द्विरेफे**
**हा हंत हंत नलिनीं गज उज्जहार ॥**

કવિ કુલગુરુ ભગવાન્ કાલિદાસની ઉપલી ઉક્તિ પ્રમાણે અવનવા બનાવ બની આવી રાણીની સર્વ આશા નાશ પામી એ મોટા ખેદની વાત છે. ઝાંશી સંસ્થાનની પ્રજાના અભાગ્યને લીધે, કિંવા આપણા હિંદુસ્તાનદેશને આ સ્ત્રીરત્નનો ઘણા દિવસ લાભ મળવાને નહિ લખેલો હોય તેને લીધે કે કોઈ પણ કર્મે કહો પણ સર્વ વિપરીત પ્રકાર બની આવ્યા, તેમાં કોઇનો ઉપાય જ ચાલ્યો નહિ. અસ્તુ, જે બન્યું તે ખરું, કારણ કે, **ईश्वरेच्छा बलीयसी.**

---

## પ્રકરણ ૯ મું.



## સર હ્યુરોજની ઝાંશીપર ચઢાઈ.

**तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ।**
**सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥ १ ॥**



રાણી લક્ષ્મીબાઈએ સ્વતંત્ર થયેલા ઝાંશી પ્રાંતની રાજ્યવ્યવસ્થા ઈંગ્રેજ સરકારની વતી પોતાના હાથમાં લીધી અને ચારે તરફ બંડખોર તથા લુંટારુ લોકોએ ચલાવેલી ઝોટિંગ બાદશાહી દાબી દઈ પ્રજાનાં સંરક્ષણ માટે યોગ્ય બંદોબસ્ત કર્યો; તથાપિ રાજ્યકાર્યનું યોગ્ય ધોરણ લક્ષમાં લઈ-

ઈંગ્રેજ અધિકારીઓની કૃપા સંપાદન કરવાના કામમાં રાણીના નવીન મુત્સદ્દી માણસોએ ગફલત કરી તેથી, કિંવા ઇતિર કોઈ કારણથી રાણીની રાજનિષ્ઠા ઈંગ્રેજ સરકારને વિદિત થઇ નહિ. તેમણે જબલપુર અને આગ્રાના કમિશનરને પૂર્વે અનેક ખલિતા મોકલ્યા હતા, પરંતુ તેનો કોઈએ ઉત્તર આપ્યો નહિ. મધ્ય હિંદુસ્તાનના પોલિટિકલ એજંટ સર રોબર્ટ હેમિલટનને પણ નથેખાં વગેરે પરરાજ્ય લોભી લોકથી ઝાંશીપ્રાંત હસ્તગત કરવાને થયેલી ચઢાઈની હકીકતથી ભરપુર પત્ર લખ્યા હતા, પરંતુ તે વખતે સર્વ ઠેકાણે બંડખોરલોકનું પ્રાબલ્ય વધારે હોવાથી તે સર્વ ખલિતા તેમને સુરક્ષિત મળ્યા કિંવા નહિ તે સંબંધે કંઈજ સમાચાર આવ્યા નહિ. રાણીને એવી કલ્પના હતી કે, ઝાંશીના રાજ્યની આપણે જે વ્યવસ્થા કરી છે, તે ઈંગ્રેજ સરકારને પસંદ છે અને દિલ્હી, લખનૌ વગેરે સ્થળના બંડવાળાઓને દાબી દીધા પછી યોગ્ય અધિકારી મોકલી આપણો પ્રાંત આપણા તાબામાંથી સંભાળી લેશે, અથવા આપણી રાજનિષ્ઠાના અભિનંદનમાં આપણા પૂર્વના ખલિતાઓનો યોગ્ય વિચાર કરી મોટા સંતોષથી આપણને સોંપી દેશે. આવી ભાવિ આશા ઉપર દૃષ્ટિ રાખી રાણીસાહેબે ઝાંશી પ્રાંત અન્યાયથી હસ્તગત કરવા ઇચ્છનારા નથેખાંનું અને સદાશિવરાવ નારાયણનું યોગ્ય પારિપત્ય કર્યું,* પરંતુ એ સર્વ બાબત ઈંગ્રેજ સરકારને રાણીના હેતુપુરઃસર તેમના

* ઝાંશીમાંથી બ્રિટિશ અમલ નાશ પામ્યા પછી તહેરી અને દતિયા સંસ્થાનવાળાઓએ ઝાંશી લઇ લેવા પ્રયત્ન કર્યો, પરંતુ રાણીએ તેમને ફાવવા દીધા નહિ. આ વિષે મિ. માર્ટીન લખે છે કે—

* * * After the mutinous troops had quitted Jhanshi she certainly took possession of her country, when the two States Dettia and Teherree who could easily have protected our people, but would not do so much as raise a finger to help us, though the Orcha boundary was not more than a mile and a half from Jhanshi parade grounds, and that of Dattia

કારભારીઓએ જાણાવી નહિ એ મોટા ખેદની વાત છે. ઝાંશી પ્રાંતની રાજસત્તા અલ્પકાળને માટે હાથ આવતાં અધિકારમદથી આંધળા થઇ નવા કારભારીઓએ ઝાંશીના જુના અને રાજભકત માણસોની સલાહ–મસલત લીધી નહિ. ઈંગ્રેજી સૈન્ય ઝાંશી ઉપર ચઢી આવે છે, એવી ખબર ઇંદુર અને કાશીથી ઝાંશીમાં આવી પહોંચી, તથાપિ નવા કારભારીઓએ કંઇ વિચાર કર્યો નહિ. ઝાંશી દરબારના જુના મુત્સદ્દી લાલાભાઉ બક્ષી, નાના ભોપટકર વગેરેએ નવા કારભારી લક્ષ્મણરાવ બાંડેને બહુ પ્રકારે સમજાવી કહ્યું, ત્યારે તેણે ગર્વિષ્ટપણાથી તેમના કહેવાને ધિક્કારી કાઢયું, એટલું જ નહિ, પરંતુ તેઓને રાણીપાસે જવા દેવાની પણ બંધી કરી, છતાં પાછળથી નાના ભોપટકરે સ્વસ્થપણે રાણીની મુલાકાત લીધી અને મહત્વની રાજકીય બાબતનો ઉહાપોહ કરી એવી પ્રાર્થના કરી કે–" મેં પુષ્કળ વખત ઝાંશી સંસ્થાનના રાજાની સેવામાં ગાળેલો છે માટે મારી વિનંતિ ઉપર લક્ષ દઈ ઈંગ્રેજ સરકારપ્રતિ આપણે આપણો વકીલ મોકલવો જોઈએ. બંડ સાથે આપણને કોઇ જાતનો સંબંધ નથી અને ઈંગ્રેજોના હુકમથી જ આપણે સંસ્થાનનો બંદોબસ્ત કર્યો છે અને તેમને જ માટે આપણે વોરછાવાળાના ફોજનો પણ પરાજય કર્યો છે. આ સર્વ બાબત ઈંગ્રેજ સરકારને સ્પષ્ટ સમજાવીને કહેનારો કોઈ હોશિયાર વકીલ જવો જોઈએ છીએ. આપે મોકલેલા ખલિતા એવા સમયમાં સુરક્ષિત રીતે તેમને મળ્યા હોય

---

**only 6 miles—with large bodies of armed men on their respective frontier watching the doings of our troops. Imagining that the Ranee being unprepared, and that they would with ease wrest her country from her hands, attacked her with their combined forces, and were, from time to time, thrashed back by that gallant Lady.**

***Letter from Agra dated 20th August 1989.***

એવો ભરોસો નથી." નાના જેવા દૂરદૃષ્ટિ અને વિચારવાન ગૃહસ્થનું એ ભાષણ સાંભળી રાણીએ ગ્વાલિયર અને ઈંદુરના પોલિટિકલ એજંટ તરફ ઈંગ્રેજી ભાષા જાણનારો વકીલ મોકલવાનો કારભારીઓને હુકમ કર્યો.

રાણી સુવિચારી અને સરલ સ્વભાવનાં હોવાથી તેમણે નાના ભાપટકરની ઉપયુક્ત સૂચનાનો સ્વીકાર કર્યો, પરંતુ તે અમલમાં આણવાનું કામ કારભારીઓના હાથમાં હોવાથી, તે જેવું થવું જોઇએ તેવું થયું નહિ. તેમણે પોતાની મંડળીમાંથી એક અનુભવી રાજ્યવ્યવહારથી અજાણ ગૃહસ્થની તે કામ ઉપર યોજના કરી, તેથી તેનો કંઈ ઉપયોગ થયો નહિ. એ નવીન વકીલે ગ્વાલિયર અથવા ઈંદુર જઈ એજંટની મુલાકાત ન લેતાં સિંધિયા સરકારના રાજ્યમાં ઇસાગઢ નામના તાલુકામાં જઈ, રામચંદ્ર બાજીરાવ નામના ત્યાંના સુબાને ત્યાં ધામા નાંખ્યા અને ત્યાંથી ખોટા જ પત્રો ઝાંશી લખી મોકલવાની શરુઆત કરી. ઝાંશી દરબારની નવી કાર્યભારી મંડળી તે વકીલના પત્રો ઉપર વિશ્વાસ રાખી સ્વસ્થ બેસી રહી. તાત્પર્ય કે—दुर्मंत्री राज्य नाशाय એવું જે નીતિવચન છે તેનો ઝાંશી દરબારમાં યથાર્થ અનુભવ આવ્યો.

આણી તરફ ઈંગ્રેજ સરકારની બાજુએ જે પ્રકાર બની આવ્યો તે વળી જુદો જ હતો, છતાં તેનું સંક્ષિપ્ત વર્ણન આપવું અત્ર જરૂરનું છે.

સન ૧૮૫૭ ના જૂન મહીનામાં ઝાંશી આગળ બંડવાળાઓએ જે મહાભયંકર જંગ મચાવી દીધો હતો, તેનું વૃત્તાંત સાંભળી ઈંગ્રેજ લોકનાં અંતઃકરણ ખળભળી ઉઠ્યાં હતાં. બંડવાળાઓ ઉપર તેમને એટલું બધું વેર વસી આવ્યું હતું કે, કતલનું વેર લેવાને તેમનાં અંતઃકરણ તલપી રહ્યાં હતાં. ઝાંશીના ઈંગ્રેજ લોકોની ભયંકર કતલમાં રાણી અગ્રેસર હતાં, એવી સર્વે ઈંગ્રેજ અધિકારીઓની ગેરસમજ હતી.* તેમાં

* ઈંગ્રેજોના મનની આ વખતની સ્થિતિ સર હ્યુરોજ સાથે આવેલા ડૉ. લોએ આ પ્રમાણે વર્ણવી છેઃ—

The horrid massacres at this city, instigated by the

વળી પ્રાંતના રક્ષણમાટે રાણીએ રાખેલી સેના જોઈ ઈંગ્રેજ લોકની 'રાણી આપણી વિરુદ્ધ છે' એવી ખાતરી થઇ હતી. મધ્ય હિંદુસ્તાનના ઘણા ખરા ભાગમાં બંડ થઈ બ્રિટિશ રાજસત્તાનો પાયો તૂટી પડશે કે શું? એવી ભીતિ ઉત્પન્ન થવાથી હિંદુસ્તાનના ગવર્નર જનરલ લોર્ડ કેનિંગે વિલાયત સરકારની સંમતિએ ઈંગ્લંડમાંના તથા હિંદુસ્તાનમાંન યુદ્ધકળા વિશારદ સેનાપતિઓ એકત્ર કરી તથા પ્રબળ સૈન્ય જમાવી સર્વ બંડવાળાઓનો પરાભવ કરવાનો નિશ્ચય કર્યો હતો. ઉત્તમ સેનાની સિવાય એકલી પ્રચંડ સેનાથી કદી પણ યશ મળતો નથી. સીઝર જેવા સેના-ધિપતિને લીધે જ રોમન લોકોએ ગોલ પ્રાંત જીત્યો હતો, હેનિવાલની હિંમત ઉપર જ કાર્થેજિયન લોકોએ રોમના દરવાજા સુધી પોતાની જિત વધારી હતી, એલેકઝાંડર જેવા સેનાનીને પ્રતાપે જ મેસીડેનિયન લોકો

---

Ranee (?) had only been exceeded by the bloody deeds at Cawnpore under the orders of Nana. The same course of events had marked the mutiny here as elsewhere—the extermination of every soul, followed up by general spoliation and ruin, so as to obliterate every trace of British existence. * * * Ten moons only had shone upon the gory pit in which the seventy-four mangled bodies of our fellow countrymen had been thrown, and the day of avenging had arrived their spirit had risen up against their murderers who were now hemmed in on every side, and the voices from the grave were soon to be answered by the deafening roar of cannon and the shouts of vengeance falling with the merciless sword. No mandlin clemency was to mark the fall of this city. The Yesebel of India was there—the young energetic, proud, unbending, uncompromising Ranee and upon her head rested the blood of the slain, and a punishment as awful awaited her

*Central India P. 235–236.*

સિંધુ ઉપર પોતાનો ઝુંડો રોપવાને શક્તિમાન થયા હતા, ટયુરેનને લીધે જ ફ્રેંચ લોકો વેસર અને ઇન સુધી પોતાનો અમલ વધારી શક્યા હતા અને પ્રુશિયા દેશ ઉપર યુરપના ત્રણ મોટાં રાજ્યોએ સાત વર્ષ લગી ઘેરો નાંખ્યો હતો, છતાં ફ્રેડરીક ધી ગ્રેટ જેવા સેનાનીને પ્રતાપે જ પ્રુશિયાનું રક્ષણ થયું હતું. તે પ્રમાણે કોઈ એક અપ્રતિમ સેનાની મળ્યા વગર હિંદુસ્તાનની રાજસત્તા બ્રિટિશ સરકારના હાથમાં પાછી આવવી, એ ધીરે ધીરે અશક્ય જણાવા માંડ્યું હતું. આવા પ્રસંગે બ્રિટિશ સરકારના સુદૈવે ઈંગ્લંડથી જે શૂરવીર સેનાની હિંદુસ્તાનમાં આવ્યો અને જેણે સ્વપરાક્રમથી બંડવાળાઓનો પરાજય કરી અદ્વિતીય યશ મેળવ્યો તેનું નામ મેજર જનરલ સર હ્યુરોજ હતું. સિરિયા દેશમાં કૉન્સ્ટેન્ટીનોપલ અને સીબાસ્ટપુલના ઘનઘોર સંગ્રામમાં તેણે જે બુદ્ધિચાતુર્ય અને રણ-કૌશલ્ય બતાવ્યું હતું તે ઉપરથી હિંદુસ્તાનમાં આવેલા અણીના પ્રસંગે તેની યોજના કર્યા સિવાય છુટકો થવાનો નથી, એવો વિચાર કરી ડયુક ઑફ કેમ્બ્રીજે સર હ્યુરોજને હિંદુસ્તાન મોકલ્યો હતો. મોટી ઉમેદ અને ઉત્સુકતાથી તા. ૧૯ મી. સપટેમ્બર સને ૧૮૫૭ ને દિવસે તે મુંબાઈ બંદરે આવી ઉતર્યો હતો.

આ પ્રસંગે મધ્ય હિંદુસ્તાનના પૂર્ણ માહીતગાર અને લોકપ્રિય પોલિટિકલ એજંટ સર રોબર્ટ હેમિલટન રજા લઈ વિલાયત ગયા હતા, તે પણ હિંદુસ્તાન પાછા આવ્યા અને તેમણે લોર્ડ કેનિંગ અને કમાન્ડર-ઇન-ચિફ સર કૉલીન કેમ્બેલની સલાહથી ઉત્તર હિંદુસ્તાન સર કરવા માટે મોટા ચાતુર્યથી સેનાના જુદા જુદા ભાગ તૈયાર કરાવ્યા. તેઓએ કયે રસ્તે જઈ કેવી રીતે યુદ્ધ કરવું તે પ્રથમ નક્કી કર્યું. મધ્ય હિંદુસ્તાનમાં ઝાંશી બંડવાળાઓનું મુખ્ય સ્થાન હોઇ તેને સર કરવું સૌથી મહત્ત્વનું કામ છે, એવો લોર્ડ કેનિંગ આદિ મંડળીનો મત હતો, કારણ કે, ઝાંશીનો કિલ્લો અત્યંત મજબુત હોવાથી તેજ બંડવાળાઓનો મુખ્ય આધાર છે, ને યમુના નદી ઉપર જેમના અજરય સૈન્યનું સર્વ સામર્થ્ય આધાર

રાખે છે, એમ તેઓ માનતા હતા. સર રોબર્ટ હેમિલ્ટને એવી યોજના કરી કે, મુંબાઈ અને મદ્રાસથી આવનારાં સર્વ સૈન્યોના સ્વતંત્ર બે ભાગ કરી તેમાંના પહેલા પાસે મહૂમાં થાણું નખાવવું અને તેણે ત્યાંથી માંડીને યમુના નદી ઉપરના કાલ્પી શહેર પર્યંત ઝાંશી સુદ્ધાંત સર્વ પ્રાંત હસ્તગત કરવા. બીજા ભાગે જબલપુરને મુખ્ય સ્થાન રાખી અલ્હાબાદ અને મિરઝાપૂર એ બે ઠેકાણાનાં સૈન્યનું છિન્નભિન્નત્વ થઇ ગયું હતું તે પૂર્વવત્ ચાલુ કરાવવું, અને બુંદેલખંડ ઉપર ચઢી જઇ બાંદા સુધીનો પ્રદેશ હસ્તગત કરી લેવો. આ પ્રમાણે પહેલા ભાગ ઉપર સર હ્યુરોજની નિમણુંક કરી અને બીજા ભાગ ઉપર બ્રિગેડિયર જનરલ વ્હિટ લૉકની યોજના કરી. ઉત્તર હિંદુસ્તાનમાં લખનૌ, દિલ્હી, અને કાનપુર ઇત્યાદિ સ્થળે સર કોલિન કેમ્બેલ આદિ અનેક શૂરવીરો બંડવાળાઓનો પરાજય કરવામાં ગુંથાયા હતા અને તેમને દક્ષિણથી સૈન્યની મદદ મળવાની જરૂર હતી. નર્મદા નદીની ઉત્તર તરફનો ઘણો ભાગ, માળવા અને બુંદેલખંડ, એ સર્વ પ્રદેશ બંડવાળાઓને તાબે હતો. કાલ્પી પાસેનો સઘળો મુલક ગ્વાલિયરના બંડવાળાઓએ લઇ લીધો હતો. આવે સમયે આ પ્રાંતો ઉપર સર હ્યુરોજ જેવા શૂરવીર અને રણાંગણમાં પૂર્ણ અનુભવ પામેલા સેનાપતિની યોજના થઇ, તે યોગ્ય થયું, નહિ તો બંડવાળાઓના હાથમાંથી તે પ્રાંત પાછો મળવાની લગારે આશા નહતી.

સર હ્યુરોજ સાહેબે પોતાના સૈન્યની બે ટુકડીઓ પાડી જેમાંની પહેલી ટુકડી ઉપર મુંબાઇની પલટણવાળા બ્રિગેડીઅર સી. એસ. સ્ટુઅર્ટને મુખ્ય નેતા નીમ્યો અને બીજી ઉપર ૧૪ મી. લાઇટ ડ્રાગુન્સના બ્રિગેડિયર સ્ટુયુઅર્ટની યોજના કરી. પહેલી ટુકડીમાં મુખ્ય કરીને મુંબાઈની ૩ જી. રિસાલ, ૧૪ મી. ડ્રાગુન્સ, હૈદરાબાદ કંટિન્જંટ ફોજમાંની બે ઘોડેસ્વાર પલટણો, ૩ જી. બાંબે યુરોપિયન રેજીમેન્ટ, ૨૪ મી. બોંબે ઇન્ફન્ટ્રી, હૈદરાબાદ કંટિન્જંટની એક પાયદળ પલટણ, ભોપાળ

સંસ્થાનનું તોપખાનું અને મદ્રાસ લેન્સર્સની એક કંપની, એટલું સૈન્ય હતું. આ સૈન્યની પહેલી ટુકડી મહૂમાં અને બીજી સિહોરમાં રાખવામાં આવી. આ સર્વ સૈન્યનું આધિપત્ય સર હ્યુરોજે તા. ૧૭ મી. ડિસેમ્બર સને ૧૮૫૭ ને દિવસે પોતાના હાથમાં લીધું અને તેની એકંદર તપાસ કરી મહૂથી ઈંદુર સુધીની સ્વારી કરવાનો નિશ્ચય કર્યો.

તા. ૬ ઠ્ઠી. જાનેવારીને દિવસે સર હ્યુરોજ અને સર રોબર્ટ હેમિલટને સિહોરમાં બીજી ટુકડીને મળવા માટે મહૂથી કુચ કરી. માર્ગે જતાં ભોપાળની રાજનિષ્ઠ બેગમ સીકંદરાએ મોકલેલાં ૮૦૦ શૂરવીર માણસો તેમને આવી મળ્યાં. તેઓને પોતાના સૈન્યમાં સામેલ કરી, સર હ્યુરોજે બંડવાળાનું મુખ્ય સ્થાન સાગર સર કરવાનો નિશ્ચય કર્યો. મજલ દર મજલ કુચ કરતાં તેઓ રહાટગડ આવ્યા. બુંદેલખંડના પ્રસિદ્ધ સ્થાન સાગરથી ચોવીસ માઇલને છેટે રહાટગઢ એક મજબુત કિલ્લાવાળું સ્થળ છે. વિલાયતી ( અફગાન ) અને પઠાણ લોકોએ તેને હસ્તગત કરી તેનો યોગ્ય બંદોબસ્ત કર્યો હતો, પરંતુ ઈંગ્રેજ સેનાએ ચાર દિવસ સુધી લડાઇ કરી આખરે ત્યાંના બંડવાળાઓનો પરાભવ કર્યો. આ લડાઈમાં વિરુદ્ધ પક્ષનો પિંઢારી મહમદ ફજલખાન અને બીજા લોક માર્યા ગયા તેથી બંડવાળાઓનું ધૈર્ય જતું રહી તેઓ ઘણી ત્વરાથી ત્યાંથી નાસી છૂટ્યા* અને કિલ્લો ઈંગ્રેજોને સ્વાધીન થયો. આ પ્રમાણે

* રહાટગઢનો કિલ્લો ઘણો મજબુત હોવાને લીધે જ્યારે ૧૮૧૦ માં તેને સર કરવામાં આવ્યો ત્યારે દોલતરાવ સિંધિયા જેવા શુરવીરને પણ સાત સાત માસ લડાઇ કરવી પડી હતી, તે કિલ્લો સર હ્યુરોજના સૈન્યે માત્ર ચાર દિવસમાં સર કર્યો એમ જણાવી ઈંગ્રેજ ઇતિહાસકો તેની સ્તુતિ કરે છે, તે બરોબર હશે, તથાપિ તેમાં વધારે આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે, સર હ્યુરોજના બળવાન સૈન્યે તેને ઘેરો ઘાલ્યો તેથી બંડવાળાઓને બહાર જવાનો માર્ગ બંધ થયો એટલે તેઓ અત્યંત વિકટ કરાડ ઉપરથી નીચે કુદી પડીને

રહાટગઢની પહેલી લડાઇમાં સર હ્યુરોઝને સારો યશ મળ્યો અને તેણે પોતાના સૈન્યને આગળ વધાર્યું. રહાટગઢથી શુમારે ૧૫ માઇલ ઉપર બરોડિયા કરીને એક ગામ છે. ત્યાં કુદરતીઝાડો ઘણી હોવાથી સૈન્યનું અનાયાસે સંરક્ષણ થવા જેવું ધારી, બાણપુરના બંડખોર રાજાએ પોતાના માણસોને ત્યાં રાખ્યા હતા. આ બાબતની સર હ્યુરોઝને ખબર મળતાં જ તેણે તેમની ઉપર હલ્લો કર્યો. બંડવાળાઓ અને ઈંગ્રેજ લોક વચ્ચે ત્યાં આગળ ભારે લડાઇ થઈ. ઈંગ્રેજોનો કેપટન નેહેલી રણ-સંગ્રામમાં પડ્યો, તથાપિ આખરે બંડવાળાઓનો પરાજય થઈ ઈંગ્રેજ લોકોને વિજય મળ્યો.

તા. ૩ જી ફેબ્રુવારીએ સર હ્યુરોઝે સાગર ઉપર નજર નાંખી અને ત્યાં એકઠા થયેલા બંડવાળાઓને મારી વિખેરી નાંખ્યા, અને જે ઈંગ્રેજ લોક ત્યાંના કિલ્લામાં કેદ પડેલા હતા તેમને બંધનમુકત કર્યા. જે વખતે ૧૪ મી. ડ્રાગુન પલટણના સૈનિકો સાગરના કિલ્લા ઉપર ધસી ગયા તે વખતે ત્યાંના યુરોપિયન લોકને અત્યંત આનંદ થયો. તેમણે ઈંગ્રેજ સૈન્યને માન આપવા કિલ્લા ઉપરથી તોપોની સલામની આપી, અને હાથી, ઘોડા, અને બગીચાઓમાં બેસી તેઓ સર હ્યુરોઝની સામે આવ્યા. આ પ્રમાણે થોડા વખતમાં સર હ્યુરોઝે સાગર સુધીનો મુલક ઈંગ્રેજ

---

ઈંગ્રેજ સૈન્યને દાદ ન આપતાં નાસી ગયા. ત્યાં પ્રત્યક્ષ હાજર રહેલો ડૉકટર લૉ લખે છે કેઃ—

**The most amazing thing was to see the place from whence they had escaped. To look down the precipitous path made one giddy, and yet down this place, where no possible footing coud be seen, they had all gone—men and women—in the dead of the night! One or two mangled bodies lay at the bottom, attesting the difficulty of the descent. Nothing bnt despair could have tempted them to have chosen such a way!**

સરકારને કબજે કરી આપ્યો. સાગરથી ૨૫ માઈલને છેટે ગડાકોટા કરીને એક મજબુત કિલ્લો છે, અને બંગાલી સિપાઈઓની ૫૧ અને ૫૨ મી. બંડખોર પલટણ તે પોતાને કબજે કર્યો હતો. સર હ્યુરોજે તે પણ સર કરી લીધો. એ કિલ્લામાંથી ઈંગ્રેજ સેનાને પુષ્કળ સામગ્રી અને દારૂગોળો પ્રાપ્ત થયો. વળી લડાયક સામાનની પ્રાપ્તિથી તેમનામાં વધારે ઉત્સાહ અને હોંશ આવ્યાં.

સર હ્યુરોજે નર્મદાની ઉત્તર તરફનો ઘણો પ્રદેશ પોતાને કબજે કર્યાં પછી બુંદેલખંડ ઉપર ચઢાઈ કરવાનો વિચાર કર્યો. બુંદેલખંડનું મુખ્ય સ્થળ ઝાંશી બંડવાળાઓના તાબામાં હોવાથી તેને પ્રથમ સર કરવાની ઘણી જરુર છે, એમ તેને નિશ્ચય થયો. કમાન્ડર–ઇન–ચીફ સર કોલિન કેમ્બેલે પણ ' ઝાંશી સર કર્યા વગર ઉત્તર હિંદુસ્તાનમાં બંડવાળાઓનો પરાભવ કરવાનું ઠીક પડશે નહિ, ' એવો વિચાર કરી સર હ્યુરોજને ઝાંશી સર કરવાનો આગ્રહપૂર્વક એક પત્ર લખ્યો.* પરંતુ ઝાંશી સંસ્થાન પર્યંતની મજલો કરવી એ ઘણું વિકટ કામ હતું, કારણ કે, સાગરથી કાનપુર સુધીનો સર્વ પ્રદેશ બંડવાળાઓના તાબામાં હોઈ ઈંગ્રેજ સૈન્યને સામાન પુરો પડવો એ બહુ અશક્ય થઈ પડેલું હતું. સર હ્યુરોજે દક્ષતાથી બનતી

* તા. ૨૪ મી. જાનેવારી ૧૮૫૮ ને દિવસે સર કોલિન કેમ્બેલે પોતાના ચિટનીસની મારફતે પત્ર લખી સર હ્યુરોજને એમ જણાવ્યું હતું કે:—

Sir Colin will be glad to learn if Jhanshi is to be fairly tackled during your present campaign. To us it is all important. Until it takes place, Sir Colin's rear will always be inconvenienced and he will be constantly obliged to look back over his shoulder as when he relieved Lukuow. The stiff neck this gives to the Commander-in-chief and the increased difficulty of his operations in consequence you will understand.

*Clyde and Straithnairn P. 105.*

તજવીજે સાગરથી સામાન મેળવવાની સોઈ કરી લીધી અને આગલા પ્રાંત ઉપર કુચ ચાલુ કરી.

સાગરથી બુંદેલખંડ જતાં માર્ગમાં નારૂત, માલથોન, મદનપુર, અને ધમોની ઇત્યાદિના વિકટ ઘાટ ઉલ્લંઘવાના હતા. તે સર્વ ઘાટ બંડવાળાઓએ સર કરી લીધેલા હતા. ઈંગ્રેજ સૈન્ય ઘાટમાંથી જ જશે એમ તેઓનું ધારવું હોવાથી ઠેકઠેકાણે તેમણે નાકાબંધી કરી હતી. સર હ્યુરોજ પણ યુદ્ધકળામાં નિષ્ણાત હોવાથી શત્રુની ધારણા તેનાથી સમજાઈ ગઈ. પોતાના સૈન્યના જુદા જુદા ભાગ પાડી તેમને ભિન્ન ભિન્ન માર્ગે આગળ પ્રેરી પોતે પ્રથમ નારૂતના ઘાટ તરફ જવાનો વિચાર કર્યો. નારૂતનો ઘાટ ઘણો જ વિકટ અને દુર્લંઘનીય હોવાથી બાણપુરનો રાજા મોટું લશ્કર લઈ શત્રુઓ સામે યુદ્ધ કરવાને તે ઠેકાણે તૈયાર થઈ ઉભો હતો, તેને લીધે નારૂત ઉપર થઈને જવું એ અશકય હતું. આમ હોવાને લીધે શાહગઢના રાજાના તાબાના મદનપુર ઉપર થઈ જવાનો તેણે વિચાર કર્યો, તથાપિ મદનપુર ઉપર થઈને જતાં બાણપુરનો રાજા શાહગઢવાળાની મદદે આવે અને જબરજસ્ત પ્રતિબંધ થાય, એવો ભય હતો તેથી તેણે કલાઇવ સાહેબના જેવી નવી જ યુકિત કરી. નારૂતના ઘાટ તરફ થોડુંક સૈન્ય મોકલી બાણપુરના રાજાને લડાઇમાં રોકી મદનપુરના ઘાટ પાછળ થઈ શત્રુ ઉપર તૂટી પડી તેમનો પરાજય કરવો. એ વધારે લાભકારક જણાયાથી નારૂત ઉપર સૈન્ય મોકલવાનું બહાનું કરી એકદમ પોતે મદનપુર ઉપર ચઢી ગયો અને ત્યાં છાપો મારી શત્રુને વિખેરી નાંખ્યા. આ લડાઇમાં બંડવાળાઓએ ઈંગ્રેજો સાથે મોટા શૌર્યથી યુદ્ધ કર્યું. નેટિવ ઇન્ફન્ટ્રીમાંની બેદિલ થયેલી ૫૦ મી પલટણે ઈંગ્રેજ સેના ઉપર તોપોનો જબરો મારો ચલાવી સર હ્યુરોજ જેવા જવાંમર્દને પણ આશ્ચર્યચકિત કરી નાંખ્યો, તેમાં તેને એક ગોળી લાગી તથા તેનો ઘોડો માર્યો ગયો.*

* સર કોલિન કેમ્બેલને લખતાં સર હ્યુરોજે આ પ્રમાણે ઉદ્ગાર કાઢયો છેઃ—
'As rapid and hot a fire as I ever saw.'

હૈદરાબાદવાળી કંટિન્જંટ ફોજે આ યુદ્ધમાં ઘણી જ શૂરવીરતા દેખાડી શત્રુનો પરાભવ કર્યો અને તેમના ઘણા બુંદેલ લોક લડાઈમાં માર્યા ગયા. આ પ્રમાણે મદનપુરના ઘાટમાં તથા આસપાસના ડુંગરોમાં પ્રતિબન્ધ નાંખી પડેલા બંડવાળાઓને પાછા હઠાવતાં હઠાવતાં ઈંગ્રેજ સૈન્ય શાહગઢ સંસ્થાનમાં આવેલા સિરાઈના કિલ્લા નજદીક આવી પહોંચ્યું. સિરાઈનો કિલ્લો એક નાની ટેકરી ઉપર આવેલો હતો. તેના ઉત્સંગ પ્રદેશમાં રાજાનો એક સુંદર બંગલો તથા બાગ હતા. આ ઠેકાણે પડાવ નાંખી ઈંગ્રેજ સૈન્યે સારી રીતે વિશ્રાંતિ લીધી અને બીજે દિવસે મુરોવરા ગામ ઉપર સ્વારી કરી ત્યાંના કિલ્લાને કબજે કર્યો. બંડવાળાઓનો પૂર્ણ રીતે નિકાલ થઈ ગયેલો જોઈ ગવર્નર જનરલના એજન્ટ સર રોબર્ટ હેમિલટને શાહગઢ સંસ્થાન ખાલસા કરી તે બ્રિટિશ રાજ્યમાં સામેલ કર્યું અને સરાઈના કિલ્લા ઉપરથી તોપોની સલામતી આપી, બ્રિટિશ સરકારના વિજયધ્વજ રોપી. શાહગઢનો રાજા કાંઈ નાસી ગયો અને તેના કેટલાક સરદાર વગેરે લોક, જે પકડાયા તેમને ફાંશી દેવામાં આવ્યા.* આ રીતે શાહગઢના રાજાનો નિકાલ કરી ઈંગ્રેજ સૈન્ય બાણપુર તરફ વળ્યું.

---

* આ લોકોમાં શાહગઢના રાજાનો એક જોષી હતો, જેને રાજાએ લડાઈમાં પોતાની સાથે રાખ્યો હતો અને તે જેમ કહે, તેમ લડાઇ કરવામાં આવતી હતી. તેની દરેક વાત ખોટી પડી અને આખરે ફિરંગી લોક હારશે, એ પ્રશ્ન પણ ખોટો પડ્યો ! એ જોષી સર હ્યુરોજની પાસે ગયો ત્યારે તેણે કહ્યું કે, મારા પ્રશ્નો ખોટા હતા. ડોકટર લો આ જોષી માટે લખે છે કે:—

The Raja of Shahgadh has escaped, and his astrologer, who was now in our hands, confessed that he had been mistaken in his prediction of the fitting day for the annihilation of the Feringhees. He evidently had read the stars through a glass darkly that night and had woefully proved himself a false prophet.

આવા જોષીની સલાહથી ચાલેલી લડાઇમાં કયાંથી યશ આવે.

ઝાંશીની પશ્ચિમ દિશાએ વેત્રવતી નદી આગળ બાણપુર એક નું સંસ્થાન છે. ત્યાંનો રાજા મર્દનસિંહ, ઝાંશી સંસ્થાનનો માંડલિક ઈંગ્રેજ સરકાર તરફ બેદિલ થવાને લીધે કાળી પલટણ સાથે ડવાળાઓમાં જોડાયો હતો. પોતાના શહેર ઉપર ઈંગ્રેજ સેના ચઢી વે છે, એમ સાંભળતાં જ તેણે પોતાની પ્રજાને ગ્રામાંતર કરવાનો કમ કર્યો અને પોતાનાં બૈરાં છોકરાંને બીજે ઠેકાણે મોકલાવી દીધાં. . ૧૦ મી માર્ચે ઈંગ્રેજી ફોજ બાણપુરમાં આવી, પરંતુ આખું શહેર જડ પડેલું હોવાથી તેને હસ્તગત કરતાં કંઇ શ્રમ પડ્યો નહિ. સર રોબર્ટ મિલટને બ્રિટિશ સરકારની દુવાઈ ફેરવી પ્રજાને નિર્ભય કરી. બાણપુરના જાનો વૈભવ મોટો હોવાથી તેનો રાજમહેલ પણ સુન્દર અને મોટો તો. ઈંગ્રેજ અધિકારીઓએ રાજમહેલ લુંટી લઈ તેનો નાશ કરવાનો કમ આપ્યો. મેજર ગૅાયલોએ તા. ૧૧ મી માર્ચે તેનો કેટલોક ભાગ મીનદોસ્ત કરી બાકીના ભાગની વ્યવસ્થા કરવાનું કામ અગ્નિદેવને પ્યું. તે દિવસે આખી રાત બળતા રાજમહેલનો પ્રકાશ દૂર દૂર સુધી પાયો હતો અને અંદરનાં સુગંધી તેલો તથા દ્રવ્યોની સુવાસના ધુમાડી થે સર્વત્ર પ્રસરી ગઈ હતી. ઈંગ્રેજી સૈન્યથી ભય પામી બાણપુરનો જા વેત્રવતીના વિશાળ ભાડાના જંગલમાં ભરાઈ ગયો છે એવી વાત રત જ ઝાંશીમાં જઈ પહોંચી.

તા. ૧૨ મી. માર્ચને દિવસે બાણપુરથી કુચ કરી ઈંગ્રેજ સૈન્યે લમેહુત શહેર ઉપર મોરચો માંડ્યો. આ ઠેકાણે બંડવાળાઓ કિલ્લામાં પાશ્રય લઈ રહ્યા હતા. પ્રથમ તેમની અને મેજર ઑરની વચ્ચે ળી બહારની થોડી લડાઈ ચાલી, પરંતુ ઈંગ્રેજ સેના પ્રબળ છે, મ જોઇ બંડવાળાઓએ છુપાછુપ છપાંચ ગણ્યા. એ કિલ્લો ઈંગ્રેજોને થ આવ્યો. તે એક નાની ટેકરી ઉપર બાંધેલો હતો અને તેમાંથી આસ-સનું મનોહર સૃષ્ટિસૌંદર્ય જણાતું હતું. આ સુન્દર કિલ્લા ઉપર ઈંગ્રેજ હાદુરના વાવટાનું આરોપણ થતાં તેના શોભામાં ઓર વધારો થયો. આ

પ્રમાણે સર હ્યુરોજને સર્વ ઠેકાણે યશ મળવા માંડ્યો અને બંડવાળાઓની ખરાબી થતી ગઈ. તા. ૧૭ માર્ચે બેટવા નદી ઓળંગી ઈંગ્રેજ સૈન્યે તેની પેલી પાર ઉપર છાવણી નાંખી, તે જ દિવસે સર હ્યુરોજની પહેલી બ્રિગેડે ઇતિહાસ પ્રસિદ્ધ ચંદેરીનો કિલ્લો લીધો અને ત્યાંના બંડવાળાઓ ઝાંશી નાસી ગયા, એવી આનંદજનક ખબર છાવણીમાં આવી પહોંચી. તા. ૧૭ મી. માર્ચે ઈંગ્રેજ લોકનો 'સેન્ટ પેટ્રીક્સ ડે 'નો તહેવાર હોવાથી ઈંગ્રેજ છાવણીમાં વિજયાનંદ પ્રવર્તી રહ્યો. ચંદેરી તરફ ગયેલા ઈંગ્રેજ સૈન્યને ખાસ કરીને ૮૬ મી. પલટણને વિશેષ સ્ફુરણ ચઢ્યું અને બંડવાળાઓની ખોડ ભુલાવવાનો તેમણે નિશ્ચય કર્યો. ચંદેરીની લડાઈમાં પકડાયલા દરેક માણસને ' રોયલ કૉટી ડૉસ ' અને ૨૫ મી. પલટણે મળી યમસદનમાં મોકલાવી દીધા.*

ચંદેરીથી ઝાંશી તરફ નાસી ગયેલા બંડવાળાઓની ખોડ ભુલાવવાને ચંદેરી જીતનારૂં ઈંગ્રેજી વિજયી સૈન્ય તેની પુંઠે ગયું અને આણી તરફથી સર હ્યુરોજે તા. ૧૯ ને દિવસે બેટવા નદી ઉપરથી ડેરા ઉપાડી ચંદનપુર ઉપર છાપો માર્યો. ચંચનપુરથી ઝાંશી માત્ર ચૌદ માઈલ દૂર છે, ત્યાં આપણાં પરાક્રમની કસોટી થનાર છે, એમ વિચારી, ઈંગ્રેજ

* આ વખતે ઇંગ્રેજ સેનાના પ્રત્યેક સિપાઇને શૂર ચઢી આવ્યું અને કાનપુર તથા ઝાંશીમાં થયેલી ઈંગ્રેજોની ભયંકર કતલ યાદ કરી બંડવાળાઓ ઉપર સંપૂર્ણ વેર લેવાનો કીનો થઈ આવ્યો. પોતાને હાથ આવેલા બંડવાળાઓને તેમણે ઠાર કર્યા અને તે વખતે તેમના મુખમાંથી પાછળ લખ્યા પ્રમાણે ઉદ્ગાર નીકળ્યા, એમ ડો. લો. લખે છેઃ—

" Sure they had a thdram, aud the real blood was up, and by St. Patrick they could not spare one of the murderer ! " " Why should they, when they remembered the little babies and the poor ladies who were butchered in Canpore and Janshi ? "

સેનામાં એક પ્રકારનો ઉત્સાહ અને ઉમેદ ઉત્પન્ન થયાં. સર હ્યુરોજ સાહેબે ઝાંશીના યુદ્ધનો કાર્યક્રમ આગળથી જ નક્કી કરી રાખેલો હોવાથી, તા. ૨૦ મી. ને દિવસે બીજી બ્રિગેડમાંનું એક તોપખાનું અને એક ઘોડેસ્વારની પલટણ ઝાંશીનું અવલોકન કરી નાકાબન્ધી કરવા મોકલી. સર હ્યુરોજ પોતે તેમની પાછળ જવાના વિચારમાં હતો એટલામાં, ગવર્નર જનરલ સાહેબ તરફથી કેટલાક ઘોડેસ્વાર જરૂરના કાગળપત્રો લઈ આવ્યા. તેમણે સર રોબર્ટ હેમિલટન અને સર હ્યુરોજને અનુક્રમે ગવર્નર જનરલ અને કમાન્ડર-ઇન-ચીફના જરૂરી પત્રો આપ્યા. આ બે પત્રો વાંચી તે બેઉ સેનાનીઓને કેટલુંક આશ્ચર્ય ઉત્પન્ન થયું અને થોડી ચિંતા થઈ. એ બેઉ પત્રોનો સારાંશ ઘણો મહત્વનો હોવાથી તેમાંથી ગવર્નર જનરલ અને કમાન્ડર-ઇન-ચીફના ઉદાર અંતઃકરણની તથા પ્રમાણિકપણાની ઉત્તમ સાખ દેખાઈ આવી. એ પત્રોમાં તેમણે સર હ્યુરોજને એમ જણાવ્યું હતું કે, બુંદેલખંડમાં ચરખારીનો રાજા રતનસિંહ ઈંગ્રેજ સરકારનો મિત્ર રાજા છે અને તાત્યાટોપીએ તેના ઉપર સ્વારી કરી ચરખારીને ઘેરો ઘાલ્યો છે માટે પ્રથમ તેનો છુટકો કરી પછી ઝાંશી ઉપર સ્વારી કરજો.* ગવર્નર જનરલનો હુકમ જોઈ સર હ્યુરોજ અને સર રોબર્ટ બેઉજણ વિચારમાં પડ્યા, કારણ ચરખારી એંશી માઇલ અને ઝાંશી માત્ર ૧૪ માઇલ દૂર હતું. ઝાંશીની પાસે આવ્યા છતાં તેને કબજે કર્યા વગર આગળ ચાલવું, એ કોઇ પણ યુદ્ધકળાવિશારદને ઇષ્ટ લાગે નહિ. સર રોબર્ટ હેમિલટને આ વખતે સર્વ જોખમદારી પોતાને શિર

* આ પત્રમાં ગવર્નમેન્ટના સેક્રેટરીએ જે શબ્દો લખ્યા હતા તે અત્ર દર્શાવવા જેવા છે:—

"It is the Governor General's wish that this object should for the present be considered paramount to the operations before Janshi, and that Sir Hugh Rose should take such steps as may most effectually contribute to its acomplishment."

લીધી અને ગવર્નર જનરલ સાહેબને એમ લખ્યું કે, 'ચરખારીનો છુટકો કરવા જઇએ તો ઝાંશી લેવાની વાત પડતી મૂકવી પડે અને તેમ કરવાથી વળી કાલ્પી સંબંધી જે વિચારો અને ગોઠવણો કરવામાં આવી છે તે મોકુફ રાખવી પડે. કાલ્પી લેવું એ તો સર હ્યુરોજનું અવશ્ય કર્ત્તવ્ય છે. ચરખારીના રાજાને મદદ કરવાની જો કે અમને ઘણી ઉમેદ છે તોપણ હાલનું સૈન્ય ત્યાં લઈ જવું એ છેક જ અશક્ય છે. સર હ્યુરોજનો એવો મત છે કે, ઝાંશી ઉપર સ્વારી કરીશું એટલે ત્યાંના બંડવાળાઓ આપોઆપ અહીં આવશે. ઝાંશીનો કિલ્લો હસ્તગત કરતાં જ ત્યાંના બંડવાળાઓનો જમાવ ઓછો થશે અને ફરીને તેમનામાં ભરતી પણ થશે નહિ. વળી છેવટ જેનું નામ બંડ ઉત્પન્ન થવાના કારણભૂત બન્યું છે તે રાણીનું સર્વ સામર્થ્ય અને વજન ઓછું થઈ શકશે.'* સર હ્યુરોજે પણ તા. ૧૯ મી. માર્ચને દિવસે ગવર્નર જનરલ

* સર રોબર્ટ હેમિલટને લોર્ડ પામર્સ્ટનને તા. ૨૦ મી માર્ચ ૧૮૬૨ ને દિવસે જે રિપોર્ટ કર્યો હતો તેમાં તેણે લખ્યું હતું કેઃ—

"Sir Hugh Rose considered the order of the commander-in-chief imperative; there was not anything left to my discretion in my letter from the Governor General, it was clear to me it would be a great political mistake to draw off from Janshi, which our cavalry were investing and our force within fourteen miles; moreover, supposing the force moved on Charkhari, it was not possible to march the eighty miles before the rebels had carried the fort, the Rajas having provisions, and having lost the outworks, according to my intelligence. I therefore took on myself the responsibility for proceeding with our operations against Janshi, trusting to that course as the most effective to draw the enemy from Charkhari and I wrote to the Governor General.

પ્રસંગ આવી પડતાં ઈંગ્રેજ અધિકારીઓ કેવી જોખમદારીઓ પોતાને શીર લઇ લે છે તે અત્ર સ્પષ્ટ જણાય છે.

સાહેબને ઉપર જણાવ્યું તેવા અર્થનો પત્ર લખ્યો, અને પાછળથી લોર્ડ કેનિંગ સાહેબની તેને સંમતિ મળી. આવી રીતે વચ્ચે આવેલી આડખીલી કાઢી નાંખી, સર હ્યુરોજ સાહેબનું સૈન્ય તા. ૨૦ મી. માર્ચને દિવસે સવારે સાત વાગતાં ઝાંશી નજીક આવી પહોંચ્યું. સર હ્યુરોજ સાહેબ પોતે કેટલાંક માણસ સાથે લઈ ઝાંશીની રચનાનું અવલોકન કરી લડાઈની વ્યવસ્થા કરવા લાગ્યો.

'ઈંગ્રેજ સૈન્ય ઝાંશી ઉપર ચઢી આવ્યું છે' એવી વાત સાંભળતાં જ ઝાંશી દરબારના લક્ષ્મણરાવ દિવાન વગેરે મુત્સદી મંડળમાં ગભરાટ ચાલી રહ્યો. ઝાંશી દરબારમાં કોઈ ચતુર મુત્સદી રહેલો ન હોવાથી જેને જેમ ઠીક લાગ્યું તેમ તે કરવા લાગ્યો. નાના ભોપટકર વગેરે જુના કારભારીઓએ ગ્વાલિયર પેગામ મોકલી ત્યાંના વકીલની સલાહ મસલત પુછાવી અને તેના કહેવા પ્રમાણે ઈંગ્રેજ સૈન્યને કોઈ પણ પ્રકારે અડચણ નહિ કરતાં તેમના મુખ્ય અધિકારીઓને મળી થયેલી ગેર-સમજુતનો નિકાલ કરવો અને પહેલાંની માફક મૈત્રી જોડવી, એવો પુખ્ત વિચાર સૂચવ્યો, પણ તે કોઈને પસંદ પડ્યો નહિ. નથેખાંનો પરાજય કરવા અને ઝાંશી પ્રાંતનો બંદોબસ્ત કરવા વાસ્તે જે નવા માણસોની સૈન્યમાં ભરતી કરવામાં આવી હતી, તે લોક ઝાંશીના જુના નોકર હતા, પણ ઈંગ્રેજ સરકારે પ્રાંત ખાલસા કરતાં તેમને રજા આપી હતી તેથી તેમના મનમાં ઈંગ્રેજ સરકાર ઉપર દાઝ હતી.* ઈંગ્રેજ સૈન્ય ઝાંશી આવ્યું છે

* દેશી સંસ્થાનો ખાલસા કરવાથી ત્યાંના સૈનિકોનાં મન બેદીલ થયાં હતાં, એમ સને ૧૮૫૭ ના બળવા ઉપરથી જણાય છે. અયોધ્યામાં એમ જ બન્યું હતું અને ઝાંશીના સૈન્યની પણ એ જ સ્થિતિ થઇ હતી. જે સંસ્થાનોમાંથી સૈન્યને કાયમની રજા આપવામાં આવી હતી તેમનાં મન કેટલાં બેદીલ થયાં હશે તે આ ઉપરથી સમજી લેવું. અયોધ્યા સંસ્થાન ખાલસા કર્યું તેના વિષે બંડ થયાં પહેલાં સર હેનરી લોરેન્સે પોતાનો એટલો અભિપ્રાય જણાવ્યો હતો કે,—

**'The Sepoy is not the man of consequence he was. He dislikes annexations—among other reasons, because each**

એવું સાંભળી, તેમને એક પ્રકારનો દ્વેષ ઉત્પન્ન થયો અને તેઓ સાથે લડાઈ કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

રાણી સાહેબ કિલ્લામાં રહેતાં અને ચતુર પ્રધાનમંડળ સિવાય બીજા કોઈને તેમની પાસે જવાની પરવાનગી ન હતી ઈંગ્રેજ બાજુની ખરી હકીકત કંઈ પણ તેમના જાણવામાં આવી નહિ, તેમ રાણીની ખરી હકીકત ઇંગ્રેજ સૈન્યમાં પણ જાણવામાં આવી ન હતી. સર રોબર્ટ હેમિલ્ટન મધ્ય હિંદુસ્થાનમાં સંસ્થાનોનો ઘણા વખતનો પોલિટિકલ એજંટ હોવાથી તેને ઝાંશીવાળાઓનો સારો પરિચય હતો, છતાં તેને પણ રાણીસાહેબની ખરી હકીકત આખર સુધી સમજાઈ નહિ. કોઇ કહે છે કે, ઈંગ્રેજ સૈન્યમાંથી રાણી ઉપર એવો પત્ર આવ્યો હતો કે, 'તમે પોતે, લક્ષ્મણરાવ દિવાન, લાલાભાઉ બક્ષી, મોરોપંત તાંબે વગેરે આઠ માણસ સાથે નિઃશસ્ત્ર આવી અમને મળો, પરન્તુ આ વાત સ્વાભિમાની રાણીને પસંદ પડી નહિ, તેથી આખરે લડાઈ થઈ.' કોઈ કહે છે કે રાણી અને તેમના સરદાર, બંડવાળાઓ સાથે સામેલ છે, એવી ઈંગ્રેજોની સમજ હોવાથી તેમણે તેમને કેદ કરવાનો નિશ્ચય કર્યો છે, એવી વાત રાણીના જાણવામાં આવવાથી, દક્ષિણનો પ્રસિદ્ધ મોરોપંત કવિ કહે છે તેમઃ—

**मरण रुचे वीराला, न रुचे क्षणमात्र अपयशें मळणें,**

---

new province added to the Empire widens his sphere of service and at the same time decreases our foreign enemies, and thereby the Sepoy's importance. The other day an old Sepoy of the Bombay Cavalry at Neemuch being asked if he liked annexation replied, 'No! I used to be a great man when I went home; the best in the village rose as I approached; now the lowest puff their pipes in my face.'

*Raye's Lives of Indian officers P. 216.*

આવા ક્ષત્રિય ધર્મ પ્રમાણે તેમણે દીન થઈ શરણે ન જતાં પોતાની સમશેર હાથમાં લીધી અને આજ પર્યંત બતાવેલી રાજ્યનિષ્ઠાનું સાર્થક બરોબર થતું નથી. એમ માનીને મોટા દુઃખ અને સંતપ્ત અંતઃકરણે તીવ્ર વેર લેવાનો નિશ્ચય કર્યો. કોઇ કહે છે કે, ઈંગ્રેજોનું સૈન્ય ઝાંશી પાસે આવ્યાની ખબર જ્યારે ઝાંશીમાં આવી ત્યારે, લોકને એવો વિચાર આવ્યો કે, એ બધું નથેખાંનું સૈન્ય હશે અને તે પોતાના સૈન્યનું રૂપ બદલી તથા તેમને જુદી જાતનો પોષાક પહેરાવી પુનઃ ઝાંશી ઉપર ચઢી આવ્યો હશે. આવી સમજ હોવાને લીધે તેની સામે યુદ્ધ કરવાનો ઝાંશી દરબારમાંથી હુકમ થયો. કોઈ કહે છે કે, ઝાંશીમાં પહેરે આવેલા ઈંગ્રેજ સ્વારો ઉપર કિલ્લાપરના લોકોએ ગોળીબહાર કરવાથી લડાઈનો આરંભ થયો અને ઈંગ્રેજી સૈન્યે કોઇ પણ વાત કાન ઉપર લીધી નહિ તેથી રાણીને **विनाशकाले विपरीतबुद्धिः** થઇ, તેણે લડાઈ કરવાનો હુકમ આપ્યો. કોઇક લોકોએ રાણીને કહ્યું કે, ઈંગ્રેજ લોક આગળ આપણું કંઈ ચાલશે નહિ, તેમની સ્પર્ધા કરવામાં માલ નથી અને બાણુપુરના રાજાએ પણ ' માલથોનની લડાઈમાં મને યશ મળ્યો નથી ' એમ જણાવ્યું પરંતુ તેથી રાણી ઉપર કંઇ અસર થઇ નહિ. કોઈ કહે છે કે રાણીએ દોસ્તી કરવા માટે ઈંગ્રેજો ઉપર કેટલાક સરદારને મોકલ્યા પણ તેમનો કંઇ થાગ લાગ્યો નહિ અને ઈંગ્રેજોએ તેમને ફાંશી દીધા તે ઉપરથી પરસ્પરનાં મન શુદ્ધ નથી, એવું જણાઇ આવી લડાઈ થઇ. તાત્પર્ય એ જ કે, તે વખતે જે બન્યું તેનાં ખરાં કારણ સમજાયાં નહિ અને સમજવાનો માર્ગ પણ રહ્યો નહિ, તથાપિ ' ઝાંશી બંડવાળાઓનું મથક છે અને રાણી આપણી વિરૂદ્ધ છે ' એવી ઈંગ્રેજ અધિકારીઓને ગેરસમજ રહેવાથી તેમણે સ્વારી કરી અને ઝાંશી દરબારના મુત્સદીઓ રાજકાજ પ્રકરણમાં અકુશળ હોવાથી તથા ઝાંશીના સૈન્યમાં અંતઃસ્થ ઈંગ્રેજોપર દ્વેષ હોવાથી સર્વે જાતનો ગોટાળો અને ગેરસમજણ ઉભી થઈ અને રાણીને કૃપાળુ ઈંગ્રેજ સરકાર સાથે લડાઇ કરવાનો પ્રસંગ આવ્યો, એ અત્યન્ત ખેદની વાત છે! એવો પ્રસંગ ન આવતાં રાણીની બ્રિટિશ સરકાર તરફની રાજ્યનિષ્ઠા અને

પ્રેમભાવ સ્પષ્ટ થયાં હોત તો, બ્રિટિશ રાજ્ય તરફથી તેમનો કેવો સત્કાર થયો હોત.* પણ થનાર વસ્તુનો ઉપાય નથી. પ્રાચીન ગુજરાતી કવિએ થનાર વસ્તુવિષે એક ઠેકાણે કહ્યું છે તે ખરું જ છે કેઃ—

'થનાર વસ્તુ એણીપેરે થાય, જેમ શ્રીફળપાણી ભરે,
જનાર વસ્તુ એણીપેરે જાય, જેમ ગજેન્દ્ર કોઠું ગળે.'

વળી—

એક સંસ્કૃત કવિએ કહ્યું છે કેઃ—

लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ॥

---

* ડૉ. લો. ઈંગ્રેજ ગૃહસ્થ હોઇ પહેલેથી જ રાણી બંડવાળાઓની તરફ હતાં, એમ માનતો હતો છતાં રાણીને ઈંગ્રેજ સૈન્ય સામે ટકાવ કરતાં જોઈ તેણે આ પ્રમાણે કહ્યું છેઃ—

'This she well knew, and not one iota undoubted prepared a commensurate resistence. Such a one. indeed as would have shed honour and fame upon the name of any princess, whose hands were unstained by the blood of the innocent and unoffending'

*Central India P. 237.*

# પ્રકરણ ૧૦ મું.

## ઝાંશી ઉપર ઘેરો અને તાત્યાટોપી.



ઝાં શીનો કિલ્લો ઘણો જુનો અને મજબુત હોઈ તે શહેરની પશ્ચિમ દિશાએ એક નાની ટેકરી ઉપર બાંધેલો છે. મૂળ પહાડી જમીન ઉપર ચુનાગચ્ચીંનું મજબુત પાકું કામ કરેલું હોવાથી તે ઘણો મજબુત અને ભવ્ય બનેલો હતો. કિલ્લાનો ઓસાર ૧૬ થી ૨૦ ફૂટ જેટલો પહોળો હતો, એટલે તેની ઉપર જ્યાં જોઈએ ત્યાં તોપો ખેંચી લઈ જવાય તેમ હતું. તોપોના મારા માટે તેની ઉપર ઠેકઠેકાણે ભવ્ય ગુંબારો અને મોટા મોટા બુરજ મૂકેલા હતા. બુરજોમાં 'ગરગંજ' નામે એક ચોખુણ બુરજ ચાલીશ સમચોરસ હાથ લાંબો પહોળો અને સો સવાસો હાથ ઉંચો હતો. તેના ચાર ખુણા ઉપર ચાર તોપો હતી અને વચ્ચે ઝાંશીના સુબેદાર રામચંદરાવને બ્રિટિશ સરકાર તરફથી મળેલો 'યુનિયન જેક' નામનો વાવટો ફરકતો હતો. કિલ્લામાં ઠેકઠેકાણે પ્રચંડ તોપો ગોઠવેલી હતી જેની એકંદર સંખ્યા ૫૧ ની હતી. 'ભવાનીશંકર,' 'કડકવિજળી' 'ઘનગર્જ' અને 'નાલદાર' એ ચાર તોપો ઘણી જ મોટી અને અમીત શત્રુનો સંહાર કરવાને બસ હતી. નથેખાન સાથે થયેલા યુદ્ધ પછી આ સઘળી તોપોની વ્યવસ્થા રાણી લક્ષ્મીબાઈએ સારી રીતે કરી રાખી હતી, અને કિલ્લામાં પુષ્કળ જગ્યા હોવાથી તેમાં ખુલ્લા પાણીના હોજ બાંધેલા હતા. મુખ્ય સરકારવાડો પણ કિલ્લામાં જ હતો. કામદાર લોકનાં ઘર તેની પાસે હતાં. કિલ્લામાંના રાજવાડામાં સો બસેં માણસ રહી શકે તેવાં મોટાં મોટાં ભોંયરાં હતાં. શત્રુનો પ્રવેશ રોકવાને કિલ્લાની આસપાસ પરિખા બાંધેલી હતી, તાત્પર્ય એ કે, કિલ્લાની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હોવાથી લડાઈના પ્રસંગ માટે તે ઉપયુક્ત હતો.

કિલ્લાના નૈઋત્ય ખુણાથી દક્ષિણ તરફ ત્યાંથી પૂર્વ તરફ ફરીને પશ્ચિમસુધી પ્રસરતો શહેરનો કોટ હતો. તેનો પાયો મજબુત, જાડો અને ઓસાર મોટો હોવાથી મજબુત હતો. કિલ્લાઉપર ઠેકઠેકાણે બુરજો કાઢેલા હતા અને તેની ઉપર ભારે મોટી તોપો ગોઠવેલી હતી. તેમાં અંબાડી સાથે હાથી ચાલ્યા જાય એવા ભવ્ય પાંચ દરવાજા હતા. કોટની અંદર તેની પૂર્વ દિશાએ એક મોટું ખુલ્લું મેદાન હતું અને મેદાન ઓળંગ્યા પછી શહેરનો પ્રારંભ થતો હતો, તેથી શહેર છુટવાળું અને ભવ્ય લાગતું હતું. કોટમાં આવેલા શહેરનો વિસ્તાર ૪ા માઇલનો હતો. કોટની પૂર્વ દિશાએ બહારની બાજુપર સુન્દર તળાવ અને આંબલીના પુષ્કળ ઝાડો હતાં. તેની દક્ષિણે યુરોપિયન લોકના સુન્દર બંગલાઓવાળી છાવણી હતી. સને ૧૮૫૭ માં એ છાવણીમાં બંડખોરલોકોએ યુરોપિયન લોકને મારી નાંખ્યા હતા.

ઈંગ્રેજ સૈન્ય ઝાંશી ઉપર હલ્લો કરવાને શહેરની નજીક આવી ઉતર્યું છે, એવી ખબર ઝાંશીમાં આવી ત્યારે રાણીના કારભારી અને મુખ્ય મંત્રીમંડળના અદ્દરદર્શિત્વને લીધે કે બીજા કોઇ કારણથી રાણીને તેમના આવવાનો ખરો ઉદ્દેશ વિદિત થયો નહિ. ઈંગ્રેજ સેનાના અધિકારી સર હ્યુરોજ અને સર રોબર્ટ હેમિલ્ટનને રાણીની રાજ્યનિષ્ઠા અને અભિષ્ટ ચિંતનની ખબર પડી નહિ. એક બીજા વચ્ચેની ગેરસમજને પરિણામે લડાઈ કરવાનો ઠરાવ થયો. ઝાંશીના સંરક્ષણ માટે રાણીસાહેબે જે નવા સૈન્યની ભરતી કરી હતી, તેમાં ઘણા લોક ઈંગ્રેજ સરકારની વિરુદ્ધ લાગણીવાળા હતા. ચંદેરીથી નાસી આવેલા બંડવાળાઓએ તેમને ઈંગ્રેજ સરકારની સામે વધારે ઉશ્કેરી મૂક્યા હતા. રાણી અને સરકાર વચ્ચેની ગેરસમજ અને ઈંગ્રેજ વિરુદ્ધ લાગણીવાળા માણસોના જમાવને લીધે લડાઈ શરૂ થઇ અને રાણી તેમને અનુકૂળ થતાં તેઓ વધારે શૌર્યથી લડવાને તૈયાર થયા.

ઝાંશીની રાણી અબલા હોવા છતાં તેમનામાં ધૈર્ય, અપ્રતિમ સ્વાભિમાન અને અલૌકિક દૃઢ નિશ્ચય આદિ ગુણો હતા. નથેખાં સાથે

થયેલી લડાઈ દરમિયાન તેમણે ઉપરના ગુણો સર્વને બતાવી આપ્યા હતા અને સૈનિકો તેથી વિસ્મયાનંદ પામ્યા હતા. રાણીને પોતાના ઇતિહાસ-પ્રસિદ્ધ કુટુંબનું ઘણું અભિમાન હતું. પોતાને 'શિવરાવભાઉની વહુ' કહેવરાવવામાં તેઓ શોભા સમજતાં હતાં. તેમનો સ્વભાવ તેજસ્વી અને માની હતો. તેમનાથી પોતાનું અપમાન બિલકુલ સહન થતું નહિ. 'ઈંગ્રેજ સરકાર સાથે નેકીથી ચાલવા છતાં પણ તેઓ ઝાંશી ઉપર ચઢી આવ્યા છે અને લડાઈ પછી મને પકડી લેશે' એમ માનવાથી તેઓ લડવાને તૈયાર થયાં. તેમણે વિચાર કર્યો કે, **क्षणविध्वंसिनी काया का चिंता मरणे रणे ॥** આ કાયા ક્ષણમાં નાશ પામે એવી છે, ત્યારે લડાઇના મેદાનમાં પડી મરવામાં શી ચિંતા છે? કુળને શોભા મળે એવી રીતે યુદ્ધ કરી રણમાં પ્રાણ આપવો એ જ યોગ્ય છે. આમ વિચાર કરી રાણી સાહેબે પોતાના લશ્કરની ગોઠવણ કરવા માંડી. રાણીના લશ્કરમાં કેટલાક અફગાન અને બુંદેલ સૈનિકો ઘણા શૂરવીર હતા, તથાપિ કવાયત શીખેલા નહિ હોવાથી તેમનામાં અવ્યવસ્થા ઘણી હતી. રાણીએ સઘળા લશ્કરનું આધિપત્ય સ્વીકારી થોડા જ વખતમાં લડાઈની ગોઠવણ કરી. કિલ્લા ઉપર પોતાની દેખરેખ નીચે સમાર કામ કરાવી વ્યવસ્થા કરી અને બુરજો ઉપર મોરચા બાંધી ત્યાં તોપો ગોઠવાવી, નિશાનબાજ ગોલંદાજોની તોપખાના ઉપર યોજના કરી.* શહેરમાં તેવો જ બન્દોબસ્ત કરવામાં આવ્યો હતો. ઝાંશી સંસ્થાનના નેક અને વિશ્વાસુ ઠાકોર અને સરદારોને સૈન્યની ટુકડીઓ પાડી તેની ઉપર યોજી દીધા તથા થોડા જ કાળમાં રાણીએ કિલ્લાનો બન્દોબસ્ત કરી નાખ્યો.[1].

---

* સર હ્યુરોજ લખે છે કે, કિલ્લાનો અને કિલ્લા ઉપરની તોપોનો બંદોબસ્ત રાણીએ પોતે કર્યો હતો. "The women were seen working in the batteries and carrying ammunition. The garden battery was fought under the black flag of the fakirs. Everything indicated a general and determined resistance."

૧—ડૉ. લૉ. લખે છે કે—Soon after our arrival we saw them busily engaged in constructing a three-gun battery on the

ઈંગ્રેજ સેનાપતિ સર હ્યુરોજે ઝાંશીના કિલ્લાની તથા શહેરની નિરીક્ષા કરી, મોરચાની જગાઓ શોધી કાઢી. તોપો અને ફોજની ટુકડીઓની વ્યવસ્થા તા. ૨૧ મી. માર્ચે કરી. કિલ્લો અને શહેર મજબુત હોવાથી બહારથી તેને મદદ કરવાની ઘણી સગવડ હતી. સઘળા માર્ગ રોકી લઈ શહેરના દરવાજાઓની નાકાબન્ધી કરવા વાસ્તે તેણે ઘોડેસ્વાર અને તોપખાનાના ભાગ પાડી સાત ટુકડીઓ બનાવી અને તેમને જુદી જુદી દિશાઓમાં રક્ષણ માટે મોકલી. મુખ્ય મુખ્ય ઠેકાણે મોટી તોપો અને પાયદળ રાખ્યું. આટલી ગોઠવણ થઈ એટલામાં બ્રગેડિયર જનરલ સ્ટુઅર્ટ ચંદેરીથી પોતાના સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યો. તેના આવવાથી ઈંગ્રેજ સૈન્યને મદદ મળી અને ઘેરાનો બંદોબસ્ત વધારે સારો થયો. ઠેકઠેકાણે ટુકડીઓ રાખી તેમના રક્ષણ માટે જમીનમાં ખાઈઓ ખોદાવી અને દરેક ટુકડીના અધિકારીને એક બીજાની સાથે સૈનિક સંતલસ કરવાનું બની આવે તેટલા માટે તારની યોજના કરી. એક ઉંચી ટેકરી ઉપર મોટો થાંભલો ઉભો કરાવી શહેર અને કિલ્લામાં બનતા બનાવ જણાય તેવી દુરબીન ગોઠવાવી. નાની વેધશાળા બનાવી અને તેની જ સાથે તાર આફીસ ઉઘાડી. તા. ૨૩. માર્ચે લડાઇ જાહેર થઈ. ઝાંશીની આસપાસના સઘળા ટેકરા અને મેદાનો ઈંગ્રેજ સૈન્યથી ભરાઈ ગયાં હતાં. લડાઈનો હુકમ મળતાં જ ઈંગ્રેજ સેનાએ કિલ્લાઉપર ચઢાઇ કરવાનો યત્ન કર્યો, તથાપિ વિરુદ્ધ પક્ષમાં તોપખાનાનો બન્દોબસ્ત એવો સારો હતો કે તેઓનો યત્ન નિષ્ફળ ગયો. ઈંગ્રેજ ફોજ અને ઘોડેસ્વાર આગળ વધતાં જ કિલ્લા ઉપરના ગોલંદાજોએ તેમની ઉપર તોપનો આબાદ મારો ચલાવવા માંડયો. તોપના મારાને લીધે તેઓમાંના કોઇથી રણસંગ્રામમાં ટકી શકાયું નહિ. તે દિવસે રાત્રિનો

---

wall a little to the east of the south face of the fort. *They worked like bees and quicker than I ever saw native before.* The battery was soon made and finished off in a proper engineering style."

સમય થતાં ૩. જી. યુરોપિયન પલટણે આગળ ચાલવા માંડયું પણ શહેરમાં જાગર્તિ હતી અને લડાઇનાં રણવાદ્ય વાગી રહ્યાં હતાં. કિલ્લા ઉપરથી વારંવાર મશાલોનાં અજવાળાં દેખાતાં હતાં અને પહેરા ઉપરના સિપાઇઓની બંદુકોના પણ વખતો વખત બહાર થયા કરતા હતા, તેથી તેઓ આગળ વધ્યા નહિ. ઝાંશીનું લશ્કર આખી રાતની લડાઇની તયારીમાં હતું. ઈંગ્રેજ લોકોએ કિલ્લાથી ત્રણસેં વારને છેટે એક દેવાલયમાં તોપો ગોઠવી મોરચો બાંધ્યો. પહો ફાટતાં જ કિલ્લા ઉપરના હોંશિયાર અને દક્ષ ગોલંદાજોએ તોપના કાનમાં જામગરી મૂકી. કિલ્લા ઉપરના બે ત્રણ મોરચા ઉપરથી તોપો છુટવા માંડી અને તેના ગોળા લશ્કરના મસ્તક ઉપર થઇ દેવળ ઉપર આવી પડવા લાગ્યા. પ્રથમ તો ઈંગ્રેજોને કંઇ લાગ્યું નહિ, પરન્તુ કિલ્લા ઉપરની 'ઘનગર્જ' તોપ શરુ થતાં ઈંગ્રેજ સૈન્યમાં નાશભાગ થઇ રહી. આ તોપમાં એવી કરામત હતી કે, તેની જામગરીનો ધુમાડો દેખાતો નહતો એટલે શત્રુ પક્ષને ગોળાથી સાવધ રહેવાનો વખત જ મળતો નહિ. તેમાંથી છુટેલો મોટો ગોળો પવનમાં સુંસવાટ કરતો ઈંગ્રેજ સૈન્ય ઉપર આવી પડતો હતો. ઈંગ્રેજ લોકે આ તોપને 'વિસલીંગડીક' નું નામ આપ્યું હતું.

તા. ૨૪ મીએ ઈંગ્રેજ લોકોએ ચાર મોરચા તૈયાર કર્યા અને પૂર્વ તરફથી કિલ્લા ઉપર તોપનો મારો ચલાવવાની સોઇ કરી. તા. ૨૫ મીએ સવારે તેમણે તોપોનો મારો શરૂ કર્યો. કિલ્લામાં તથા શહેરમાં તેથી ગોળાઓનો વરસાદ વરસવા માંડ્યો. અઢાર અને ચોવીસ પાઉન્ડના ગોળા શહેર ઉપર આવી પડવા માંડ્યા તથા તોપખાના ઉપરના રાણીના કેટલાક ગોલંદાજ માર્યા ગયા તેથી તોપો બન્ધ પડી અને કોટની ભીંતમાં ભંગ થયો. બે ત્રણ દિવસ સુધી શહેર ઉપર મોરચા બાંધવાની ઈંગ્રેજોએ તજવીજ કરી, પરન્તુ તેમાં કંઈ વળ્યું નહિ. આખરે ત્રીજે દિવસે અન્દરના અથવા બહારના કોઈ ભોમિયા માણસે ઈંગ્રેજોને મોરચાની જગ્યા બતાવી અને તેઓએ ત્યાં મોરચો બાંધી પશ્ચિમ તરફથી ગરનાળી તોપ શહેર ઉપર છોડવા માંડી. વીજળીની લતાઓનો

પાત થતો હોય, તેમ ઈંગ્રેજોની ચાર તોપો શહેર ઉપર ચાલુ થઈ અને તેમાંથી છુટેલા પ્રચંડ ગોળા સુસવાટ કરતા શહેરમાં આવી આવીને પડવા લાગ્યા. એ ભયંકર ગોળા રસ્તા ઉપર અથવા ઘર ઉપર આવીને પડતાં ફૂટી જતા અને તેથી પાંચ સાત માણસના પ્રાણ જતા, કિંવા સાત આઠ માણસ ઘાયલ થતાં હતાં. શહેરનો વેપાર બંધ થયો. માણસોને રસ્તા ઉપર જવાની ધાસ્તી લાગવા માંડી, ગરનાળી તોપોના ગોળાઓથી કિલ્લામાં તથા શહેરમાં સર્વત્ર હાહાકાર વર્તાઈ રહ્યો. શહેરમાં અનેક ઘર આગને ભોગ પડી, તેની જ્વાળાઓ આકાશમાં ચઢતી જણાઈ. આ અનર્થકારક પ્રકોપ જોઈ રાણીસાહેબને બહુ દુઃખ થયું. નિરાશાનું પહેલું ચિહ્ન તેમની દૃષ્ટિએ પડવા માંડયું, છતાં તેઓ હિમ્મત હાર્યાં નહિ. ઠેકઠેકાણે માણસોમાં વધારો કરી તેમણે ફરીને યુદ્ધનો બંદોબસ્ત કર્યો. આગો લાગવાથી શહેરના લોક નિરાશ અને દીન બની ગયા ત્યારે રાણીએ ઘરબાર વગરના ગરીબ લોક ઉપર દયા કરી, તેમને અન્ન પાણી અપાવવા માંડ્યાં, દક્ષિણી બ્રાહ્મણો માટે ગણપતિના મંદિરમાં અન્નછત્ર ચાલુ કરાવ્યું, બીજા લોકોને માટે સદાવ્રત ચલાવ્યાં અને છેક નિરાધાર ગરીબોને માટે ધાણીચણા વહેંચવાની ગોઠવણ કરી.

સૈન્યના સિપાઇઓને રાણી તરફથી વારંવાર ઉત્તેજન મળતું રહેવાને લીધે ઈંગ્રેજોની કલુપી તોપના ગોળાની દરકાર કર્યા વગર તેમણે ઈંગ્રેજો ઉપર બંદુકોનો એક સરખો મારો ચાલુ રાખ્યો હતો. ઈંગ્રેજી ફોજના માણસોએ અડગ થઈ કિલ્લાની પાસે આવી લડવા માંડયું અને લડાઇમાં ઉભય પક્ષના ઘણા માણસો જખમી થઈ ધારાતીર્થમાં પડ્યા. ચોથે દિવસે એટલે તા. ૨૫ મી માર્ચે સર હ્યુરોજ સાહેબના આધિપત્ય નીચે ચંદેરી ઉપર વિજય કરી આવેલી ટુકડીએ જોસદાર હલ્લો કર્યો. આ ટુકડીમાં કેપટન ફેનવિકની સરદારી નીચે રોયલ એન્જીનિયર્સની એક ટુકડી, બોંબે સેપર્સની એક પલટણ, ઘોડેસ્વારનો એક રિસાલો અને ગાડી ઉપરની તોપો હોવાથી, ઝાંશીના સૈન્યને તેથી પરાજીત કરી શકાશે, એવી સર હ્યુરોજને આશા બંધાઈ.

આ દિવસ અતિશય ઉષ્ણુતાનો હતો, તેમાં ઈંગ્રેજ સૈન્યને શત્રુના ગોળાઓથી વધારે ગરમી લાગવા માંડી. તાપને ન ગણુકારતાં તેમણે ઉત્સાહથી લડાઇ ચાલુ કરી. તારીખ ૨૬ મીએ સવારે ૨૬ મી. મદ્રાસ સેપર્સ પલટણ રોયલ ઇન્જીનિયર્સની મદદે જઈ તેમની દક્ષિણ બાજુએ જે હલ્લો ચાલતો હતો તેને બળ આપવાને એક ઉંચી ટેકરી ઉપર નવીન મોરચો બાંધ્યો. કિલ્લામાં ત્રણ તોપોનો જે નવો મોરચો મંડાયો હતો તેનાથી આ જગા માત્ર ૪૦૦ વાર દૂર હતી, અને શત્રુ ઉપર ત્યાંથી એકસરખો મારો ચલાવી શકાતો હતો. એક ટેકરી નીચે એક રસ્તો અને રસ્તાની પેલી તરફ મેદાન હતું. તોપોનો એક સરખો મારો ચાલુ રાખી ઈંગ્રેજોએ તે જગા મોટા શૌર્યથી સર કરી રોયલ આરટીલરીના અધિકારી કેપટન ઓમાનીએ દશ ઇંચિના વ્યાસની જંજાળો ચાલુ કરાવી અને હૈદરાબાદવાળી આરટીલરીએ નાની નાની તોપો ખેંચી આણી શત્રુ ઉપર ગોળાનો વરસાદ વરસાવવા માંડ્યો. આ મારાની જગાનું સંરક્ષણ કરવામાં ૮૬ મી. રોયલ કૌંટીડ્રોસ; ૨૫ મી. બામ્બે નેટિવ ઇન્ફન્ટ્રી અને પાંચમી હૈદરાબાદ કંટિજન્ટ ઇન્ફન્ટ્રીએ સારી મદદ કરી.

કિલ્લાના દક્ષિણ બુરજ ઉપરની તોપ બે પહોર સુધી ઈંગ્રેજોએ બંધ પાડી અને એક પણ માણુસને બુરજ ઉપર આવવા દીધો નહિ. આવા સખત મારાથી કિલ્લામાંના માણુસો છેક હાલહવાલ થઈ ગયા. પશ્ચિમ તરફના બુરજ ઉપરના ગોલંદાજોએ મોરચામાંથી તોપને બહાર લઈઆવી દુરબીનથી ઉત્તમ જગા શોધી કાઢી, દક્ષિણ તરફ નવો મોરચો બાંધીને તોપ ચાલુ કરી. ત્રીજા બહારની સાથે જ ઈંગ્રેજ સૈન્યમાંના ઉત્તમ ગોલંદાજને ઉશાડી મૂકી તેમણે દક્ષિણ તરફની તોપ ચાલુ કરી ઈંગ્રેજોની તોપને બંધ પાડી.* રાણીએ આથી સંતુષ્ટ થઈ તે ગોલંદાજને ચાંદીનો

* આ હકીકત ઉજ્જન પ્રતમાં છે અને ડો. લો પણ લખે છે કે,

The greatest annoyance was experienced from the white tower guns, as from this bastion the enemy quite com-

ટોડો ભેટ આપ્યો. આ શૂરવીર ગોલંદાજનું નામ ગુલામ ગોષખાન હતું, અને નથેખાં સાથેની લડાઇ વખતે પણ તેણે જ ઝાંશીનો રંગ રાખી પરાક્રમ કર્યું હતું.

તા. ૩૧ મી. સુધી ભયંકર યુદ્ધ ચાલુ રહ્યું અને તેમાં ઉભય પક્ષના ઘણા શૂરવીરો રણભૂમિમાં પડ્યા. ઈંગ્રેજ સેનાની ટુકડીઓના ઉપરીઓ એક બીજાથી દૂર હતા અને તેમના સૈન્યની વ્યવસ્થા તથા કવાયત ઘણી જ સારી હતી, તેને લીધે સૈનિક રચનામાં અવ્યવસ્થા થઈ નહિ. તેમણે યોગ્ય રીતે લડાઈનું કામ ચલાવી તેમાં પોતાનાં શૂરાતન બતાવ્યાં. રાણી પોતે શૂરી ધીરાનાયિકા હતી, પરંતુ તેમના સૈન્યની બ્યવસ્થા પરપક્ષના જેવી ઉત્તમ નહતી, કારણ કે તેમાં ઘણા અણઘડ સૈનિકો હતા. બુંદેલ, ઠાકોર સરદાર, અફઘાન, આદિ કેટલાક સૈનિકો ઈંગ્રેજ સરકારની રણ-વિદ્યાથી જાણીતા હતા, પરંતુ બંડ કરી આવેલા તેઓ સૌ નિરંકુશ અને પોતપોતાના મનમાં સ્વાભિમાન રાખનાર ઉદ્ધત હતા. તેઓની ઉપર રાણીસાહેબ એકલાં જ દેખરેખ રાખનાર હતાં. બીજા મોટા અધિકા-રીઓની આ પક્ષમાં તંગી હતી. વ્યવસ્થા ન હોવાને લીધે રાણીની સઘળી કુશળતા નિષ્ફળ ગઇ તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. ઈંગ્રેજ સરકારના પ્રબળ સન્ય સામેઘણા દિવસ સુધી ટક્કર લઇ રાણી-સાહેબે યુદ્ધકળાવિશારદ યુરોપિયન સેનાનીઓના મુખથી પોતાના શૌર્યની પ્રશંસાના આશ્ચર્યજનક ઉદ્દગાર કઢાવ્યા, એ ઓછા મહત્વનું કાર્ય નથી. યુદ્ધકળાપારંગત અને મોટા શૌર્યશાલી ઈંગ્રેજ સૈન્યની સામે, તા. ૩૧ મી. મે. સુધી ટકાવ કરી રાણીસાહેબે તેમની સામે જે રૂંવા ઉભાં કરે તેવું ઘનઘોર યુદ્ધ કર્યું હતું તેનું વર્ણન ડો. લોએ અપક્ષ-પાતે કરેલું છે. એ વર્ણનને બરોબર મળતી આવતી રાણીના પક્ષમાં

---

**manded our position. × × × A round shot from the fort killed a subedar and a havaldar of the H. C. Artillary as they were laying a gun.**

*Central India, Page 241.*

હાજર રહેલા એક ગૃહસ્થે નીચે પ્રમાણે વિગત આપી છે. એ નજરે જોનારની હકીકત અત્ર ઉતારી લેવા જેવી છે:—

* તે લખે છે કે:—"On the 28th there was continued heavy firing from the batteries on both attacks and the enemy kept up a very smart fire upon our various works from their guns and from the whole line of the wall reaching from the fort to the right attack. We had silenced several of their guns, and as often as they were silenced so often did they reopen from them to our astonishment. In the midst of this din and roar, flash and smoke a great explosion occured in the fort on the east-face. This followed the constant shelling from the right attack, Every ten minutes in the twenty four hours shell—and shot fell in various parts of this doomed place, and fresh fires burst out among the different buildings—each fire greeted with loud hurrahs, by the men in our batteries. The excitement frequently became intense and the guners continued their work in the scorching gun as though it were winter time. By the 29th the parapets of the fort bastions were torn down from the left attack, and the enemy's guns were accordingly rendered useless.

" At the same time a breach was commenced in the town-wall near the fort. The cannonading went on with great spirit, while the enemy continued a determined opposition from the garden battery on the west side, and from musketry and light guns aiming the wall.

" During the midday heat scarcely a shot was fired by the enemy, but about 3-30 P. M. every evening they re-opened upon us with considerable spirit. Round shot of various sizes bounced over our heads and matchlock balls

"રાતને વખતે શહેર અને કિલ્લા ઉપર જે ગોળાઓ આવીને પડતા હતા તેનો દેખાવ ભયંકર જણાતો હતો. 'ગરનાળી' તોપમાંથી છુટેલો પચાસ સાઠ શેરનો ગોળો આકાશમાંથી આવતાં લાલ બિંદુ જેવો લાગતો હતો. દિવસે તડકાને લીધે ગોળા દેખાતા નહિ, પરન્તુ કાળી અંધારી રાતે તો તે ખરતા મંગળની માફક આમતેમ ઉડતા જણાતા હતા. માણસને એમ લાગે કે આ ગોળો મારી ઉપર આવીને પડશે, પરન્તુ તે જ ગોળો ત્યાંથી સાતસેં આઠસેં કદમ દૂર જઇ પડતો. રાત દિવસ આવું ભયંકર યુદ્ધ ચાલુ હોવાથી આખું શહેર ત્રાસ પામી ગયું હતુ. પાંચમે અને છઠે દિવસે આ પ્રમાણે યુદ્ધ ચાલ્યું, પહોર દોઢ પહોર સુધી રાણીસાહેબનો વિજય થતો જણાયો અને ઈંગ્રેજ સૈન્યમાં નાશ થતો તથા તેમની તોપ બંધ પડતી જણાઇ. તે પછી કેટલીક વાર સુધી ઈંગ્રેજોનો જય થતો જણાયો અને પલટણના લોક કાયર થતાં રાણીસાહેબની તોપો બન્ધ પડી. સાતમે દિવસે સૂર્યાસ્ત પછી પશ્ચિમ

---

whizzed like hail about us. From this hour till sunset was always a dangerous time, and our poor fellows were severely tried. The 'garden battery' had guns on the fort gate pestered us a good deal. Near the former battery we could see scores of the enemy among the trees sauntering about as though they were superintending a quiet, everyday matter of business although our shells occasionally dropped in the midst of them.

"The breaching and shelling were continued with unabated spirit on the 30th and 31st and the enemy kept up a fearful fire upon us. Notwithstanding the damage done to their fort and works upon the wall, their vigilance and determination to resist abated not one iota, on the contrary, thus danger appeared to add to their courage."

*Central India, P. 242–44.*

બાજુની તોપ બંધ થઇ, કારણ કે ત્યાં કોઇથી ઉભું રહેવાયું નહિ અને શત્રુપક્ષે તેમનો મોરચો તોડી નાંખ્યો. રાત્રીએ હોશિયાર ગવંડી લોકને બોલાવી સરસામાન અણાવ્યો અને રાતની રાતમાં મોરચો ફરીને તૈયાર કરાવ્યો. ઈંગ્રેજ લોક જાણે નહિ તે પ્રમાણે રાતો રાત મોરચો બંધાવી રાણીએ તેની ઉપરથી તોપ ચાલુ કરી. ઈંગ્રેજ પક્ષના લોક ગાફીલ હતા, તેને લીધે બે પ્રહર સુધી તેમની બે તોપો બંધ પડી અને ઘણું નુકસાન થયું.

આઠમે દિવસે સવારે ઈંગ્રેજી લશ્કરે ' શંકર ' નામના કિલ્લા ઉપરથી તોપ ચાલુ કરી. ઈંગ્રેજોની પાસે કિલ્લા અને દુર્ગના ઘેરાઓ વખતે ઉપયોગમાં આવે એવી ઉત્તમ દૂરબીન હતી. એ એટલી બધી ઉત્તમ હતી કે અતિ દૂરનો દેખાવ પણ તેની દ્વારા અતિ નિકટ જણાતો હતો. એ દૂરબીનથી તપાસ ચલાવી ઈંગ્રેજોએ કિલ્લા ઉપર તોપનો મારો શરૂ કર્યો. સાત આઠ માણસો કાવડો લઈ પાણી ભરવા જતા હતા, તેઓમાંના ચાર માણસો તોપના મારામાં મરણ પામવાથી બીજા નાસી આવ્યા. પાણી ન મળતાં પ્રભાતમાં સ્નાનાદિ કર્મ અટકી ગયાં. પશ્ચિમ અને દક્ષિણ તરફના બુરજો ઉપરથી ઈંગ્રેજોના મોરચાની તોપો ઉપર સામી તોપો ચલાવવામાં આવતાં તે બંધ પડી. એ તોપો બંધ પડતાં પાણીની અને ભોજનની ગોઠવણ કરવામાં આવી. ભોજન થઈ રહેવા આવતાં મોટા અવાજની સાથે ગોળાઓ આવીને પડવા માંડ્યા, અને જ્યાં ત્યાં ધૂળ ઉડવા માંડી. તોપના ધુમાડાથી વાતાવરણ અપારદર્શક થઈ ગયું. ' આ શું થયું ! ' એમ સર્વ કોઇ વિસ્મયમાં પડ્યા અને તપાસ કરાવી તો 'વાગ્યામાં વાગ્યા ' જેવું જણાવ્યું; એટલે કે, રાજવાડાની સામેના મેદાનમાંનું દારૂ બનાવવાનું કારખાનું અકસ્માત દારૂ સળગી ઉઠવાથી ઉડી ગયું અને ત્રીસ આડત્રીસ માણસો મરણ પામ્યાં. ચાલીસ પચાસ માણસોને ઇજા થઇ. આમલીના મેદાનમાં દારૂનું કારખાનું ચાલુ

હતું અને તેમાં બે મણ દારૂ તૈયાર થાય કે, તાબડતોબ તે કિલ્લા ઉપર મોકલી આપવો, એવો ત્યાંના ઉપરીને હુકમ કરવામાં આવેલો હતો. એ કારખાનામાં એક ગોળો આવીને પડ્યો અને દારૂ મિશ્ર ધૂળ પણ સાથે સળગી ઉઠી તેથી શહેરમાં અંધકાર થઈ ગયો. લડાઈને આઠમે દિવસે મોટો કહેર વર્તાઇ ગયો. ભયંકર યુદ્ધ ચાલતું હતું, એક પછી એક વીર પુરૂષો રણભૂમિમાં પડતા હતા, બન્દુકો અને તોપોના કાનના ઢોળ ફાડી નાંખે એવા અનેક અવાજ થતા હતા, શિંગ, તતુડાં, અને બ્યુગલ જ્યાં ત્યાં રણવાઘને રાગે વાગતાં હતાં, અને ધૂળથી, ધુણીથી તથા નાના પ્રકારના શૌર્યોત્તેજક રણવાઘના ધ્વનિથી, દિશાઓ વ્યાપ્ત થઇ ગઈ હતી. ઈંગ્રેજી સેનાએ સખત લડાઇ ચલાવી. રાત્રીએ પણ તેઓ શાંત થયા નહિ. ઈંગ્રેજ સૈન્યમાંથી છુટતી મોટી તોપોએ રાત્રીએ શહેર ઉપર અગ્નિનો વરસાદ વરસાવ્યો. શહેરનાં હજારો માણસ મરણ પામ્યાં અને બીજાં જીવવાની આશાએ પોતપોતાની ઘરમાં સંતાઈ પેઠાં. કોટ ઉપરના ગોલંદાજ અને સિપાઈઓ એક પછી એક મરતા ચાલ્યા, મરણ પામતા વીરસૈનિકની જગ્યા રાણીસાહેબ પોતે બીજા માણસોથી પુર્યા કરતાં હતાં એટલું જ નહિ, પરંતુ ચારે તરફ નજર ફેરવતાં, તપાસ રાખતાં અને જે ઠેકાણે ઉણપ જણાય તે બીજા માણસો મંગાવી પુરાવતાં હતાં. કિલ્લા ઉપરનું દેશી લશ્કર રાણીસાહેબની આવી ખંત અને મહેનતથી ઉત્તેજિત થઈ વધારે હોંશથી ઈંગ્રેજ લશ્કર સામે યુદ્ધ કરતું હતું. ઈંગ્રેજ સિપાઇઓએ પોતાનું શૌર્ય બતાવવામાં બાકી રાખી નહિ, પરંતુ તા. ૩૧ મી. સુધી કિલ્લો સર કરવાના ઉદેશમાં તેમનું કંઇ વળ્યું નહિ.

આ પ્રમાણે બંડવાળાઓ અને ઈંગ્રેજો વચ્ચે ઝાંશી આગળ જંગ મચી રહ્યો હતો, તેમાં વળી એક બીજો બનાવ બની આવ્યો. મહારાણી લક્ષ્મીબાઇને મદદ કરવા શ્રીમન્ત નાના સાહેબ પેશવાનો મુખ્ય સેનાધિપતિ તાત્યાટોપી, કાલ્પીથી વીસ હજાર માણસના સૈન્ય

સાથે દરમજલ કુચ કરતો કરતો ઝાંશીની લગભગ આવી પહોંચ્યો.* ઈંગ્રેજ સેનાધિપતિ સર હ્યુરોજે શત્રુઓની આસપાસની હિલચાલ તપાસવા માટે છાવણી નજીક એક ઉંચી ટેકરી ઉપર દુરબીન અને ટેલિગ્રાફ ઓફીસ રખાવી હતી, એ ઠેકાણેથી આસપાસ બનતા બનાવો સર હ્યુરોજને વિદિત કરવામાં આવતા હતા. 'ઉત્તર તરફથી મોટું અને પ્રચણ્ડ સૈન્ય આવે છે' એવા સમાચાર તેઓએ સર હ્યુરોજને આપ્યા, એટલું જ નહિ, પરંતુ તેઓએ પોતાની ઓફીસ ઉપર ભયસૂચક વાવટો ચઢાવ્યો. શત્રુના આવાગમનની બાતમી મળતાં જ ઈંગ્રેજ સેનાધિપતિને મોટો વિચાર ઉત્પન્ન થયો. ઈંગ્રેજ સેનાધિપતિ પાસે પુરતું લશ્કર નહતું, તેમાં વળી અધુરામાં પુરું ઝાંશીના ઘેરામાં તે સૈન્ય જુદે જુદે ઠેકાણે મોરચા અને નાકાબંદી કરવાથી વિભક્ત થઇ ગયું હતું. નાકેબન્દી ઉઠાવે તો કિલ્લામાંના બંડવાળાઓ પોતા ઉપર તૂટી પડી ઘાણ કાઢી નાંખે એવો પણ સાથે સાથે ભય હતો. એટવા નદીના ઉપકંઠમાં તાત્યાટોપીનું બલાઢ્ય સૈન્ય તંબુ નાંખીને પડયું હતું ને તેમાં ગ્વાલિયરવાળી રણશૂર કંટિજન્ટ ફોજ હતી. કાનપુર મુકામે જનરલ વિંઢામની ટુકડીનો પરાજય કરવાથી તેને ઉત્તેજન અને ઉત્સાહ મળેલાં હતાં. તેઓ એમ કહેતા હતા કે, 'પેશવા સરકારના સૈન્ય આગળ ઈંગ્રેજ સૈન્યની શી બિસાત છે!' તેઓ આવા મિથ્યાભિમાનમાં ગરકાવ થઈ ગયેલા હતા. એ ફોજમાં ચરખારી

---

* મુસેરા મુકામે જ્યારે પાછળથી તાત્યાટોપી ઉપર કામ ચાલ્યું ત્યારે તેણે જુબાની આપતાં જ જણાવ્યું હતું કેઃ—

"I received a note from the queen to the effect that she was waging war with the Europeans and begging me to come to her aid. I reported the news to the Ranee Sahib at Kalpi, The Rao Sahib came to Jaipur, and gave me permission to go to the assistance of the queen."

ઉપર હલ્લો કરી ત્યાંના રાજા પાસેથી ત્રણ લાખ રૂપિયા ખંડણી પેટે અને ચોવીસ તોપો લઈ આવેલા, તાત્યાટોપીના હાથ તળેનું મોટું વિજયોત્તેજિત સૈન્ય હતું. પોતાના અલ્પ વિજયથી ફુલાઇ ગયેલું બંડખોર સૈન્ય અને આણી તરફ રાણીનું સૈન્ય એ બેમાંથી પોતાનો બચાવ કરી લેવાનો સર હ્યુરોજ માટે આ બારીક વખત હતો. યુદ્ધવિશારદ હોઈ તેણે તેનો યથાર્થ વિચાર કર્યો. પોતાની બુદ્ધિની કસોટી થવાની છે એમ જોઇ તેણે એવી ચતુરાઇથી ગોઠવણ કરી કે, બેઉ તરફ ઉચ્છૃંખલ અને ઉન્માદક બંડખોર સૈન્ય હોવા છતાં બેઉને હાથતાળી આપી વિજય વર્તાવ્યો. તેણે આ પ્રસંગ સાચવવાથી મોટી નામના મેળવી.

સર હ્યુરોજે તાત્યાટોપી આવ્યાના સમાચાર સાંભળી કંઇ પણ ધાસ્તી નહિ બતાવતાં, શાંત, અને ધીર અંતઃકરણે તા. ૩૧ મીએ રાતે પહેલી બ્રિગેડના કેટલાક શૂરવીરોને કાલ્પીના માર્ગ તરફ મોકલ્યા. પછી હાથી ઉપર બે તોપો અણાવી વોરછાને રસ્તે ગોઠવાવી, અને ત્યાંથી શહેરમાં જવાનો શત્રુનો માર્ગ બન્ધ કરાવી દીધો. ત્રીજા સૈન્યને ઘટિત હુકમ આપી, ચોથા ભાગને પણ પ્રસંગને માટે ઘટતા હુકમો આપ્યા. ઝાંશીવાળાઓને પોતાનું કમીપણું સમજાય નહિ, તેમ આખી રાત તોપોનો મારો ચાલુ રખાવ્યો. ઈંગ્રેજ સૈન્યની સંખ્યા ૧૨૦૦ માણસની હતી, પરંતુ તેમના શૌર્ય માટે સર હ્યુરોજને ખાતરી હતી. સૈનિકો પોતાના નાયકને તેવી જ રીતે ચહાતા હતા અને તેની સાથે રણમાં પ્રાણત્યાગ કરવા કિંવા બ્રિટિશ રાજ્યને ભૂષણ આપવા તૈયાર હતા. અદ્વિતીય વિજય સંપાદન કરવા તેઓ તત્પર થઈ રહ્યા હતા.

તાત્યાટોપી મોટો ધીર વીર પુરૂષ હતો. સને ૧૮૫૭ ના બળવા વખતે ઇંગ્લંડમાં પ્રગટ થતા 'ડેલી ન્યુસ' નામના વર્તમાનપત્રમાં તેનું ચરિત આ પ્રમાણે છપાયેલું છે. "તાત્યો મહારાષ્ટ્ર જાતનો બ્રાહ્મણ છે, પણ ઉત્તમ કુળનો પુરૂષ નથી. તેણે લુંટારૂનાં

લક્ષણ બતાવવાથી તેને વિદ્યા ભણાવી નહતી. તેને લખતાં વાચતાં આવડતું નથી, પરંતુ સિપાઇગિરીના કામમાં તે ખરેખરો શૂરવીર ગણાય છે. તેના અનુયાયીઓ તેને અંતઃકરણથી ચહાય છે. તેના શરીરનો બાંધો મજબુત અને તેની બોલી ચાલી ધમકદાર છે. તે પોતાના સદાચાર કરતાં બળથી સામાને વધારે ઉત્સાહિત બનાવી શકે છે. ઈંગ્રેજ લોકની યુદ્ધવિદ્યાનું તે ઘણું સારૂં જ્ઞાન અને માહીતી ધરાવે છે. સામી છાતીએ ન લડતાં શત્રુને પોતાની પુંઠે દોડાવવામાં તે માન સમજે છે. તે ભર જુવાન ૪૦ વર્ષની વયનો ઉમેદભર્યો શૂરવીર, ધીર, રણધીર અને વગર કાળજાનો પુરૂષ છે. તેની આકૃતિ શૌર્યયુક્ત, તેજદાર છે. તેના ચહેરાનો દેખાવ સુન્દર હોઈ તેની આંખો મોટી, ગોળ, કાળી અને ભવ્ય છે. ભ્રમર કાળી અને ભારે છે, કપાળ ઉંચું સરલ, ગરૂડના જેવું નાક, મસ્તક નાનું, ઓઠ ચીવલા, દાંત ધવલ તથા દેહનો વર્ણ ઘનશ્યામ છે.* તેનો પોષાક સાદો પણ આખું શરીર ઢંકાઈ રહે એવો છે. ખભા ઉપર હમેશાં તે એક સાલ જોટો રાખે છે. સદાસર્વદા પચીસથી ત્રીસ માણસ તેની તહેનાતમાં રહે છે. તે હમેશાં ઘોડા ઉપર સ્વારી કરતો હોવા

---

* બીજે ઠેકાણે વળી એક ઈંગ્રેજે લખ્યું છે કેઃ—

"Tatia Topee was nearly fifty years of age, five feet six inches in height stout and well-made, with an intelligent face and a large head, of great breadth from ear to ear. His piercing black eyes were surmounted by sharply—arched grey eye-brows, and the hair, with which his head was abundantly covered—as well as that of his beard, moustaches and whiskers, was of the same colour. His look and bearing gave promise of prompt action and dogged fixity of purpose."

*Martin's British India, P. 464.*

છતાં ઘાયલ થયો હોય ત્યારે પાલખીમાં બેસે છે. અને 'નાનાસાહેબનો પ્રતિનિધિ' એવો તેણે ખિતાબ ધારણ કર્યો છે." આ વર્ણન ઉપરથી તાત્યા ટોપીના શૌર્યની તુલના થઈ શકે છે. બ્રહ્માવર્તમાં જે માણસ શ્રીમન્ત બાજીરાવ સાહેબની સેવા કરતો હતો, તે માણસ તરવાર લઈ રણમાં બળવાન ઈંગ્રેજોની સામે ઉભો રહ્યો એ કેટલું આશ્ચર્યજનક છે.

શ્રીમન્ત બાજીરાવની પછી આપવું જોઈતું પેનશન નાનાસાહેબ પેશવાને આપવાનું ઈંગ્રેજ સરકારે બંધ કર્યું તેથી જ, તેને ઘણું લાગી આવ્યું અને કાનપુરના બંડમાં સામેલ થઈ તેણે પોતાનું ઉગ્ર સ્વરૂપ બતાવ્યું:*

---

* બાજીરાવે જ્યારે પેનશન લીધું ત્યારે તેમાં એક એવી કલમ રાખવામાં આવી હતી કે,

"Bajee Rao shall on his voluntarily agreeing to this arrangement, receive a liberal pension from the Company's Government, for the support of himself and his family. The amount of this pension will be fixed by the Governor General, but Brigadier General Malcom takes upon himself to engage that it shall not be less than eight lacs of rupees per annum."

બાજીરાવ પેશવા પેનશન લઇ બ્રહ્માવર્તમાં સ્વસ્થ થયા તોપણ અફ્ગાનિસ્તાનની લડાઇમાં તેમણે ઈંગ્રેજ સરકારને છ લાખ રૂપિયાની મદદ કરી હતી. શીખની લડાઇ વખતે ૧૦૦૦ ઘોડેસ્વાર અને હજાર પાયદળ સરકારને આપવાનું કબુલ કર્યુ હતું. તેઓ મરણ પામ્યા ત્યારે ૧૬ લાખ રૂપિયા સરકારની તિજોરીમાં શિલક હતા. ૧૦ લાખનું જવાહીર, ૩ લાખની મોહોરો, ૮૦ હજારનું સોનું, અને ૨૦ હજારનાં ચાંદીના વાસણ હતાં. કાનપુરના કલેક્ટરે જણાવ્યું કે, પેનશન ન આપતાં પણ તેમના કુટુંબનું પોષણ થાય તેમ છે. શ્રીમત નાનાસાહેબે પેનશન ચાલુ રાખવાને અરજ કરી ત્યારે લોર્ડ ડેલહાઉસીએ વિચાર કરીને ઠરાવ કર્યો કે:—

For thirty-three years the Peshwa received an annual

ઉત્તર હિંદુસ્થાનમાં સઘળાં સ્થળે ઉન્માદ ઉપર આવેલા બંડવાળાઓને તે અનુકૂળ થઈ પડ્યું, અને કેટલાક દિવસ સુધી બ્રિટિશ રાજ્ય સત્તાને

---

clear stipend of £80,000 besides the proceeds of the Jaghire. In that time he received the enormous sum of more than two millions and a half sterling. He had no charges to maintain, he has left no sons of his own, and has bequeathed property to the amount of twenty-eight lacs to his family. Those who remain have no claim whatever on the consideration of the Government. Neither have they any claim on its charity, because the income left to them is amply sufficient. Even if it were not ample, the Peshwa, out of his vast resources, ought His Lordship observed, to have made so, and the probability is that the property left is in reality much larger than it is avowed to be—*Letter of the Secretary to Government of India to the Governor of the N. W. P. dated 24th September 1851.*

* લોર્ડ ડેલહાઉસીની કારકિર્દી નામના પુસ્તકને ૧૨૮મે પાને બીજા એક ગ્રન્થકારે લખ્યું છે કે:—

"It need not be discussed now, the parchments are washed out with blood, the well at Caupore with its huddled victims—the shrieks of English wives and maidens suffering worse than death—the volleys of murderous musketary on the river,—the hacking and slashing in the compound of the Residency—the frantic vengence of our English soldiery, who swore to take a life for every hair of the butchered ladies and did much to keep their promise and that one fierce phrase of theirs 'a Cawnpore Dinner'

ધોકો લાગ્યો. નાનાસાહેબ ઈંગ્રેજ સરકારની વિરૂદ્ધ પડ્યા પછી તેમના સ્વામીના સેવક તાત્યાએ તેમને માટે ઘણો શ્રમ લીધો. તાત્યાને લીધે જ બંડવાળાઓનો સમુદાય બળવાન થઈ કેટલાક દિવસ સુધી અજીત ગણાયો. તા. ૧૩ મી. અકટોબર સને ૧૮૫૭ ને દિવસે અલિજા બહાદૂર સિંધિયા સરકારની કંટિજન્ટ ફોજ, કેવળ તાત્યાની ખટપટને પરિણામે જ પેશવાને આવી મળી અને તેના જ યુદ્ધકૌશલ્યને પરિણામે જનરલ વિંઢામ કાનપુરમાં પોતાની તુકડી સાથે બંડવાળાઓથી પરાભવ પામ્યો. આવો શૂરવીર સેનાપતિ* કાલ્પીથી પ્રચણ્ડ સૈન્ય લઈ આપણી મદદે

---

which was long current in our camps for three inches of keen steel driven into the yielding flesh and shivering nerve of flying sepoys, all these make calm examination of the Nana's rights impossible. It is enough to say he was an adopted Hindu son, he claimed the city and pension by right of adoption: the first was prolonged to him for a time, the last was refused him altogether and Canpore told in 1857 how a Hindu prince's heart regarded Lord Dalhousees doctrine of expedient escheats."

* તાત્યાના શૌર્યવિષે બીજો એક ગ્રન્થકાર લખે છે કે:—

"With a little more gallantry, with a few positive exploits added to his negative strategic feats, Tatia Topee would soon have become a Hindu Garibaldi. Indeed, about the time of his capture he was becoming an object of interest in Europe and a few months more of his daring raid through Central India—even though amounting only to a successful evasion of our forces would have raised that interest to a much higher pitch: ofcourse, I would not for a moment compare the deeds or the motives of the Brahmin

આવ્યો છે. એવી ખબર મળતાં જ, ઝાંશીના સૈન્યને આનંદ અને વિપક્ષવાળાઓને મોટો ખેદ થયો. તાત્યાટોપીનું સૈન્ય નજરે પડતાં જ કિલ્લામાંના બંડવાળાઓએ તેને બુરજ ઉપરની તોપો છોડી સલામતી આપી અને આનન્દદર્શક વાદિત્ર વગાડી આકાશને ગજાવી મૂક્યું. રાણીસાહેબે કિલ્લાના સર્વ ભાગ ઉપર જઈ પોતાના સૈન્યને ઉત્તેજન આપ્યું. આખી રાત કિલ્લા ઉપર અને ઈંગ્રેજોની છાવણીમાં મશાલો બળતી રખાવી, યુદ્ધ ચલાવવામાં આવ્યું. તા. ૩૧ મીની રાત્રિ મહાભારતના રાત્રિ યુદ્ધની માફક ઝાંશીના સમરાંગણમાં ઘણી જ ભયંકર નીવડી હતી.*

તા. ૧ લી. એપ્રિલને દિવસે સવારે યુદ્ધનો પ્રારંભ થયો. આગલે

---

rebel, with those of the Italian patriot; thongh I dare say the Pope, the Emperor of Austria the King of Naples and their adherants, do not look upon Garibaldi with much more respect and admiration, than we do upon Tatia Topee."

*Empire in India P. 309.*

* એક ઈંગ્રેજ કવિ એ રાત્રિનું નીચે પ્રમાણે મનોહર પદ્યમાં વર્ણન કરે છે:—

"From camp to camp, through the foul womb of night,
The hum of either army stilly sounds,
That the fixed sentinels almost receive,
The secret whispers of each other's watch:
Fire answers fire; and through their play flames,
Each battle sees the other's umbered face:
Steed threatens steed, in high and boastful neighs,
Piercing the night's dull ear."

દિવસે સર હ્યુરોજ સાહેબે ઝાંશીના ઘેરા ઉપર ઠેકઠેકાણે પુરતું લશ્કર રાખ્યું હતું, જ્યારે બીજું સૈન્ય શત્રુને ખબર પડે નહિ તેવી રીતે જુદે જુદે ઠેકાણે તાત્યાટોપી સામે મોકલ્યું હતું. તાત્યાટોપી પોતાના કરતાં ઈંગ્રેજોની પાસે ઘણું થોડું સૈન્ય છે, એમ જાણવાથી મગરૂરીમાં રહ્યો. યુદ્ધનો પ્રારંભ થતાં જ પેશવાના સૈન્યની પહેલી હાર એકદમ ઝાંશીનો ઘેરો ઉઠાવવા ચાલી. તેઓ આગળ વધતાં જ સર હ્યુરોજે રાખેલા પૂર્વ તરફના લાઇટ ફૂટ સરદારના હાથ નીચેના માણસોએ અને કેપટન પ્રૅટિજૉનની ૧૪ મી. લાઇટ ડ્રાગુન પલટણે બન્દુકનો મારો ચલાવ્યો. ડાબી બાજુ તરફ સર હ્યુરોજ પોતે હતો, તેણે પણ શત્રુ ઉપર તોપ શરૂ કરાવરાવી. બે તરફથી મારો ચાલતાં શત્રુઓમાં ભંગાણ પડયું અને તેઓ ચારે દિશાએ નાસવા લાગ્યા. શત્રુઓના ભંગાણનો લાભ લઇ ઈંગ્રેજોની ઘોડેસ્વાર પલટણે તેમનો ઘાણ કાઢી નાખ્યો. બંડવાળાઓનાં હજારો માણસો ધારાતીર્થમાં પડ્યાં, અને પહેલે જ સપાટે તેઓ હાર ખાઇ ગયા. તાત્યાટોપીએ પણ પોતાની તોપ શરૂ કરાવી ઈંગ્રેજોની ખબર લીધી. હજારો અફગાન લોક ઉંચી ઉંચી ટેકરીઓ ઉપર ચઢી જવાનો યત્ન કરવા લાગ્યા. કેપટન નીડે તેઓ ઉપર હલ્લો કરી તેમને ફાવવા દીધા નહિ. ઘણો યત્ન કરવા છતાં પહેલી લડાઇમાં તેઓ હાર્યા. એક તરફથી ઈંગ્રેજ તોપનો મારો, એક તરફથી ઈંગ્રેજ ઘોડેસ્વારનો જોસદાર હલ્લો અને એક તરફથી પાયદળ પલટણનો માર હોવાને લીધે પેશવાનું સૈન્ય નિરૂપાય થઇ ગયું. આ સૈન્યની પાછળ બે માઇલ ઉપર તાત્યા ટોપીનું પોતાનું ખાસ સૈન્ય હતું. તેઓ બેટવા નદીના જંગલી પ્રદેશમાં એક ઠેકાણે ઉભા હતા, પરંતુ પોતાની આગળના શૂરવીરોની હાર થવાથી તેઓની હિમ્મત જતી રહી. સર હ્યુરોજ સાહેબે 'ઈગલ ટ્રૂપ' ની ચાર તોપ અને કેપટન લાઇટફૂટના હાથ નીચેની ફીલ્ડ બેટરી લઇ તેમની પુંઠ પકડી. શત્રુના સૈન્યે જંગલમાં આગ સળગાવી દઇ ઈંગ્રેજોને પોતાની પાછળ ન આવવા દેવાની યુક્તિ

કરી, છતાં ઈંગ્રેજોએ બેટવા નદી સુધી તેમની પુંઠ લીધી. બેટવા નદીને પેલે પાર જઈ શત્રુઓએ ઈંગ્રેજો ઉપર પોતાની તોપો શરૂ કરી, પરંતુ તેઓ ઉચ્ચ પ્રદેશ ઉપર હોવાથી તોપનો મારો નિષ્ફળ ગયો. જ્યારે ઈંગ્રેજોની તોપોએ નીચાણમાં રહેલા શત્રુઓના ગોલંદાજોને મારી નાંખ્યા. ઈંગ્રેજ ઘોડેસ્વારોએ વળી તેઓના ઉપર જોસદાર હલ્લો કર્યો અને આખરે પેશવાના સૈન્યને છવ્વીસ તોપો પડતી મૂકી નાસી જવું પડયું. તેઓ તોપો મૂકીને જાત નહિ પરંતુ તે ઘણી ભારે હોવાથી બેટવા નદીના ભાઠામાં–રેતીમાં તેનાં પૈડાં એટલાં ઉંડાં ભરાઈ ગયાં કે, ઘોડાઓ ખેંચી શકયા નહિ અને આખરે છોડી દઇ નાસવું પડયું. તોપોની સાથેનો બીજો દારૂગોળો તથા સામાન પણ ઈંગ્રેજોને હાથ આવ્યો. પેશવાના નાસતા અને પતંગિયાની માફક મરણ પામતા સૈન્યની સોળ માઈલ સુધી પુંઠ લઇ ઈંગ્રેજોએ ઘણી યુદ્ધસામગ્રી પડાવી લીધી. ઝાંશીના અવળા ભાગ્યને લીધે કિંવા તાત્યાટોપીના દુર્ભાગ્યને લીધે પેશવાના સૈન્યનો પરાભવ થઇ તાત્યાને અપયશ મળ્યો, એટલું જ નહિ, પરંતુ ૧૫૦૦ માણસ રણભૂમિમાં માર્યાં ગયાં. સર હ્યુરોજના સૈન્યમાં વિજય થવાથી મોટો આનંદ વર્તાઇ રહ્યો. અનાયાસે શત્રુની સઘળી સામગ્રી તેમને હાથ આવવાથી ઝાંશીના ઘેરા માટે તેમનામાં નવી હિમ્મત અને ઉત્સાહ આવ્યાં.

આણી તરફ ઝાંશીવાળાઓ આઠ દશ દિવસ સુધી ઈંગ્રેજો સામે પેશવાનાં લશ્કરની મદદની વાટ જોઇ રહ્યા, પરંતુ તેમની આશા અંતે ઉડી ગઇ અને ઉલટું ઈંગ્રેજોની પાસેથી જે યુદ્ધસામગ્રી ઓછી થઇ હતી તેમાં પેશવાની સામગ્રીએ વધારો કરી આપ્યો. પેશવાની મદદ ઝાંશીકરોને મળી નહિ પરંતુ ઈંગ્રેજોને અણધારી રીતે લાભપ્રદ થઇ ગઈ. ઝાંશીમાં એ સમાચાર આવતાં સર્વત્ર હાહાકાર વર્તાઇ રહ્યો. યુદ્ધને વખતે તાત્યાટોપી પાસે અનેક યુદ્ધમાં જય પામેલા, પરાક્રમી, અને

રણધુરંધર સેનાનીઓ હતા. યુદ્ધનું સાહિત્ય પુષ્કળ હતું એટલું જ નહિ, પરંતુ તે પોતે પણ મોટો યુદ્ધવિશારદ અને પરાક્રમી પુરૂષ હતો. યુદ્ધ કરવામાં તે ઘણો નિપુણ હોવા છતાં આ લડાઇમાં તેનું કંઈ ચાલ્યું નહિ. તેને પોતાની તોપો, યુદ્ધનો સર સામાન અને બીજી બધી સામગ્રી મૂકી મોટા અપયશ સાથે નાસી જવું પડયું. તે કાલ્પી તરફ નાસી ગયો અને ઈંગ્રેજો પાછાં ઝાંશી લેવાના ઉત્સાહથી ઘેરાનું કાર્ય હોંશથી આગળ ચલાવવા પાછા ફર્યા. કુરુક્ષેત્રના વીરનાયક અર્જુનને જેમ ગુજરાતના કાબાઓએ માન ભંગ કરી નસાડી મૂકયો હતો, તેમ તાત્યાને પણ રણ છોડી નાસી જવું પડયું. ખરેખર સમય જ બળવાન છે. કહ્યું છે કેઃ—

त एवामी बाणास्तदपि हरलब्धं धनुरिदं ।
स एवाहं पार्थः प्रमथितसुरारातिनिचयः ॥
इमास्तास्ता गोप्यो हरिचरणचित्तैकशरणाः ।
न्हियन्ते गोपालैर्विधिरपि बलीयान्न तु नरः ॥

---

# પ્રકરણ ૧૧ મું.

## મહા સંગ્રામ.



તા ત્યાટોપીનો પરાભવ થયા પછી સર હ્યુરોજે ઝાંશી ઉપર છેવટનો હલ્લો કરી, તેને સર કરી લેવાનો નિશ્ચય કર્યો. તા. ૨૩ મી. માર્ચથી તા. ૩ જી. એપ્રિલ સુધી એટલે લાગલગટ અગિયાર દિવસ સુધી ઘેરો ઘાલી ઈંગ્રેજ સૈન્યે ખૂબ યત્ન કર્યો, પરંતુ રાણીના દૃઢ નિશ્ચય આગળ તેમનું કંઈ પણ ચાલ્યું નહિ; અને ઝાંશી સામે ટક્કર લઈ એકસરખું યુદ્ધ કરવાથી ઉલટી તેમની યુદ્ધસામગ્રી પુરી થઈ જવા આવી. ઈંગ્રેજોના સુભાગ્યે અને ઝાંશીના દુર્ભાગ્યે તાત્યા ટોપી જેવો વીરનર મોટા લશ્કર સાથે ઝાંશીની મદદે આવેલો હોવા છતાં હાર્યો, અને હાર્યા ઉપરાંત પોતાની યુદ્ધસામગ્રી બ્રિટિશ ફોજને આપતો ગયો, એટલે તે મદદે આવ્યો નહિ તો ખેર, પરંતુ ઉલટો શત્રુની ગરજ સારી ગયો, એમ કહીએ તોપણ ચાલે. તારીખ બીજી એપ્રિલે પોતાના સૈન્યને એકઠું કરી સર હ્યુરોજે સર્વાનુમતે ઝાંશી ઉપર પ્રત્યેક બાજુ તરફથી છેવટનો હલ્લો કરવાનો નિશ્ચય કર્યો અને સૈનિકોને શાબાશી તથા ઉત્તેજન આપ્યાં.

આ હલ્લો છેવટનો અને હારજીતનો હોવાથી સર હ્યુરોજે ઘણાજ બુદ્ધિચાતુર્યથી તેની યોજના કરી. પ્રથમ તેણે પોતાની ફોજના ત્રણ ભાગ પાડ્યા, અને તેમાંના બે ભાગને જુદી જુદી દિશાએ હલ્લો કરવાને મોકલ્યા. ત્રીજા ભાગને ખોટો હલ્લો કરવાનો ભાસ દેખાડવાનું જણાવી, ઝાંશીની અંદરના સૈન્યનો ભંગ કરવાની પેરવી કરી. મેજર ગોલને એ સૈન્યનું આધિપત્ય આપી તેની પશ્ચિમ તરફ યોજના કરી. બંદુકોનો એકવારનો મારો ચલાવી તરત જ

પૂર્વ તરફ ચાલ્યા જવાનું તેને ફરમાવેલું હતું. એ ટુકડીનું આધિપત્ય લેફ્ટેનન્ટ કર્નલ લિડેલ, કેપટન રોબીનસન અને બ્રિગેડીઅર સ્ટુઅર્ટને સોંપ્યું હતું. ડાબી બાજુએ હલ્લો કરવાને જે સૈન્યની યોજના થયેલી હતી તેના ઉપરી તરીકે લેફ્ટેનન્ટ કર્નલ લોથ અને મેજર સ્ટુઅર્ટ હતા. આ સૈન્યના વળી કેટલાક પેટા ભાગ પાડી તેમને મુદ્દામ જુદા રાખી મૂકયા હતા. તારીખ ત્રીજી એપ્રિલે આ સર્વ સેનાએ ગુપ્ત રીતે પોતાની તૈયારી કરી અને ઠરાવેલી દિશા તરફ જવા માંડયું. પહેલા ભાગની સેનાએ કિલ્લા ઉપર નિસરણીઓ માંડી ઉપર ચઢી જવાનો જોગ રાખ્યો હતો, ત્યારે બીજી સેનાએ તરવારો તથા સંગીન લઈ ગાબડું પડતાં કિલ્લામાં પેસી જવાનો બેત કર્યો હતો. ઠરાવ પ્રમાણે હથીઆરો અને સાધનો લઈ ઈંગ્રેજ સૈન્ય જ્યારે પોતપોતાની નિયત દિશા તરફ કુચ કરી જવા લાગ્યું ત્યારે, પ્રભાતની ખુલ્લી ચન્દ્રિકા પડેલી હોવાથી તેમનાં શસ્ત્રોનો ઝળકાટ દૂર સુધી ચમકતો હતો.

કોટના મુખ્ય દરવાજા તરફ ઈંગ્રેજ સેના કૂચ કરી આવે છે, એમ કિલ્લા ઉપરના પહેરેગિરોના જાણવામાં આવતાં જ તેમણે ભય-સૂચક રણશિંગાં અને રણવાદ્ય વગાડી ઝાંશીની અંદરના દેશી લશ્કરને સતેજ કર્યું. ચેતવણીનાં વાદ્ય વાગતાંજ સર્વે સિપાઇઓ પોતપોતાના સ્થાન ઉપર આવી હાજર થયા. બ્રિટિશ સેનાએ લાગલગટ અગિયાર દિવસ સુધી ઝાંશીના કિલ્લા ઉપર તોપનો મારો ચલાવેલો હોવાથી કોટનો ઘણો ખરો ભાગ જર્જર થઇ ગયો હતો. રાણીના ઘણાક શૂરવીર સેના-નીઓ માર્યા ગયા હતા, તથાપિ તેમણે હિમ્મતથી કિલ્લાનો બચાવ કર્યો હતો. પરન્તુ જ્યારે બળવાન પેશવાઇ ફોજનો પરાભવ થયાના સમાચાર આવ્યા ત્યારે સિપાઇઓ અને સરદારો નિરાશ તથા નાહિમ્મત થઈ ગયા. પેશવાનું મોટું સૈન્ય હાર ખાઇ ગયું, તો આપણું શું ચાલનાર છે? એવો વિચાર તેમના મનમાં આવતાં તેઓ બિલકુલ શાંત પડી ગયા

હતા. પોતાના સેનાનીઓ અને સૈન્યની ઔદાસીન્ય સ્થિતિ જોઈ રાણીસાહેબે મોટા મોટા સરદારોને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે, "આજ સુધી આપણે પેશવાની હુંફે લડ્યાં નહોતાં અને હવે પછી પણ આપણે તેમની મદદની જરૂર નથી. આજ સુધી તમે તમારા સ્વાભિમાન, હિમ્મત, ધૈર્ય અને શૌર્યથી લડ્યા છો તથા તેમાં તમે યશ પ્રાપ્ત કર્યો છે, માટે હવે પણ તમે પોતાના શૌર્ય ઉપર લડો અને તમારા ઝાંશીનું સંરક્ષણ કરી આલોકમાં ઉત્તમ નામ મેળવો." રાણીનું આવું પ્રોત્સાહક ભાષણ તથા શૂર જોઈ બુન્દેલ અને મરાઠા સરદારોને શૂર ચઢ્યું. વળી રાણીસાહેબે તેમને સોનાનાં કડાં અને સિરપાવ આપ્યા, તે લઈને તેઓ પ્રફુલ્લ અને શૌર્યભર્યા અન્તઃકરણે ઝાંશીનું રક્ષણ કરવાને સત્વર સજ્જ થયા. પછી ઝાંશીના મુખ્ય ગોલંદાજ ગુલામ ઘોષખાને તોપખાનાનો ઉત્તમ બંદોબસ્ત કરી પૂર્વવત્ ઈંગ્રેજ સૈન્યની ઉપર તોપનો મારો ચલાવવાની તૈયારી કરી. એજ રીતે કુંવર ખુદાબક્ષ વગેરે મોટા મોટા સરદારોએ પણ પોતપોતાના મોરચા સંભાળી લીધા. રાણીસાહેબ પોતે કોટ ઉપર આવી સઘળો બંદોબસ્ત કરાવવા લાગ્યાં. રાતે ઈંગ્રેજ ગોલંદાજોએ કિલ્લા ઉપર ઘનાસારની માફક ગોળાઓનો વરસાદ વરસાવ્યો. કોટમાં કાંણાં પડવાથી કેટલોક ભાગ નબળો પડી ગયો. ગરનાળી તોપના ગોળાની અતોનાત વૃષ્ટિ થવાથી રાજમહેલનો કેટલોક ભાગ ભાગી તૂટી ગયો. રાજમહેલના બીજા મજલા ઉપર ગોળા આવીને પડતાં તેમાંનું ગણેશમન્દિર અને બિલોર કામ ચૂરેચૂરા થઈ ગયું તથા ગોળામાંના છરા વાગવાથી બે ચાર માણસોના પ્રાણ પણ ગયા. આવા વખતમાં કોનું ધૈર્ય જતું ન રહે ને કોની અક્કલ બહેર મારી ન જાય? પણ નહિ, મહારાણી લક્ષ્મીબાઈ હજી જરાએ હિમ્મત હાર્યાં નહોતાં. રાણી તરવાર લઇ કિલ્લા ઉપર આવી હાજર થયાં તેથી સૈનિકોની શકિત તથા હિમ્મતમાં વધારો થઈ તુમુલ યુદ્ધનો પ્રારંભ થયો.

રાણીએ કોટ ઉપર આવી જાતે મહેનત લઈ સૈનિકો અને યોદ્ધાઓને ઉત્તેજન આપ્યું તથા શત્રુની રણસ્વાગતા કરવાને ઉત્તમ પ્રકા-

રનો બંદોબસ્ત કર્યો, એટલે મહા તુમુલ સંગ્રામનો પ્રારંભ થયો. ઝાંશી સર કરવાને બ્રિટિશ સૈન્ય દરવાજાઓ તરફ ધસવા માંડયું ત્યારે કિલ્લા ઉપરથી તેમની સામે તોપનો જબ્બર મારો ચલાવવામાં આવ્યો. બુરજો ઉપરની તોપોને એટલી ઝડપથી ચલાવવામાં આવતી હતી કે, કેટલીક વાર સુધી તો બ્રિટિશ લશ્કર ઉપર જાણે અગ્નિની લાલ સુરેખ ચાદર નાંખી દીધી હોય, તેવો ભાસ થતો હતો. વરસાદની ઝડીઓની માફક પડતી બન્દુકની ગોળીઓ, ન સહન થઈ શકે તેવો જબ્બર તોપના ગોળાઓનો વરસાદ અને ઇતિર પ્રાણઘાતક શસ્ત્રોનો સંતાપ થતાં વાંતજ બ્રિટિશ લશ્કર બાવરૂં બની ગયું. પ્રાણહારક મારો ચાલતો હતો તેમાં પણ કેટલાક ઈંગ્રેજ શૂરવીરોએ જીવની આશા ન રાખતાં દુર્ગ ઉપર ચઢી જવાની સીડીઓ કોટની રાંધે લગાડવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો. કેટલોક વખત ઝાંશીની અન્દરના સિપાઇઓએ ઈંગ્રેજોના યત્નને સફળ થવા દીધો નહિ, પણ છેવટ લેફ્ટેનન્ટ ડિક અને લેફ્ટેનન્ટ મેકલીન્જેન મોટા શૌર્યથી સીડીઓ લગાડી કિલ્લા ઉપર જઈને ઉભા રહ્યા; પરંતુ તેઓ બીજા લશ્કરને કોટ ઉપર ચઢાવે ત્યાર પહેલાં ઝાંશીવાળા શૂરવીર સરદારોએ તેમને કાપી નાંખ્યા. લેફ્ટેનન્ટ બોનસ અને ફ્રોક્ષની પણ એજ વલે થઈ. બ્રિટિશ સેનાએ કિલ્લા ઉપર ચઢી જવા માટે ઘણો યત્ન કર્યો અને ઉભય સેનાઓ વચ્ચે મહા તુમુલ યુદ્ધ થયું. આઠ ઠેકાણે યુરોપિયનોએ સીડીઓ માંડી, પરન્તુ એકકે ઠેકાણે તેઓ ફતેહ મેળવી શકયા નહિ.*

---

* ડો. લો કહે છે:—

" No sooner did we turn into the road leading towards the gate than the enemy's bugles sounded, and a fire of indescribable fierceness opened upon us from the whole line, of the wall, and from the tower of the fort overlooking this site. For a time it appeared like a sheet of fire, out of

એક તરફ આ પ્રમાણે પ્રાણ ઉપરની લડાઈ ચાલતી હતી ત્યારે દક્ષિણ દિશા તરફ લેફ્ટેનન્ટ ડીકના સૈન્યની ફતેહ થતી નથી, એમ જોઈ બ્રાકમેને રાણીસાહેબના લશ્કરનું જોર કમી કરવા માટે મહેનત લેવા માંડી હતી અને ત્રીજી બાજુએ બ્રિગેડીઅર સ્ટુઅર્ટે તથા લોથે પોતાના સૈન્ય સાથે ઝાંશીનો વોરછાનો દરવાજો સર કરવાને લડાઈ ચલાવી હતી. દરવાજા આગળ ઉભય પક્ષના યોદ્ધાઓ હાથો-હાથિયા લડાઈ લડતા હતા, તેમાં હજારો માણસ મરણ પામતા હતા. કેટલાક ઈંગ્રેજો સીડીઓ માંડીને દરવાજા ઉપર ચઢવાનો યત્ન

---

which burst a storm of bullets, round shots, and rockets destined for our annihilation. We had upwards of two hundred yards to march through this fiendish fire, and we did it, and the Sappers planted the ladders against the wall in three places for the stormers to ascend, but the fire of the enemy waxed stronger, and amid the chaos of sounds of vollies of musketry and roaring of cannon, and hissing and brusting of rockets, stink-pots, infernal machines, huge stones, blocks of wood, and trees, all hurled upon their devoted heads,—the men wavered for a moment, and sheltered themselves behind stones. But the ladders were there, and there the Sappers, animated by the heroism of their officers, keeping firm hold until a wound or death struck them down beneath the walls. It seemed as though Pluto and the furies had been loosed upon us; and inside bugles were sounding, and tomtoms beating madly, while the cannon and the musket were booming and rattling, and carrying death among us fast. At this instant on our right three of the ladders broke under the weight of men, and a bugle sounded on our right for the Europeans to retire !!"

*Central India, P. 254.*

કરવા લાગ્યા. બુંદેલ સરદારો અને સૈનિકોએ બહુ શૂરવીરતા દેખાડ્યા છતાં, છેવટ યુરોપિયનો કિલ્લા ઉપર ચઢી ગયા.* તાબડતોબ સર હ્યુરોજ પોતાના માણસો સાથે ત્યાં આવી પહોંચ્યો અને જોતજોતામાં દેશી લશ્કરને નસાડી મૂકી તેઓ શહેરમાં દાખલ થયા. શહેરના મધ્ય ભાગમાં રાજવાડાનું રક્ષણ કરવા માટે કેટલાક માણસો રાખેલા હતા, તેમના ઉપર સત્વર હલ્લો લઈ જઈ તે સર કરવા સર હ્યુરોજે રાજવાડ! તરફ પોતાના સૈન્યને પ્રેર્યું.

રાણી લક્ષ્મીબાઈ, જે બીજી તરફ કિલ્લા ઉપર રહી ઈંગ્રેજોની સામે લડાઇ ચલાવતાં હતાં તેમના જાણવામાં એ વાત આવી અને તેમણે પાછું વાળીને ઝાંશી તરફ જોયું તો હજારો યુરોપિયનોને શહેરમાં દાખલ થયેલા જોયા. લાગલગટ બાર દિવસ સુધી લડાઈ ચલાવ્યા પછી, છેવટ ઈંગ્રેજ લોકોએ ઝાંશી લીધું એમ જણાતાં રાણીસાહેબનું મોં પડી ગયું, તેમની આશાઓ ગળી ગઈ અને નિરુત્સાહ થઇ ગયાં. તેમણે એકવાર ફરીને યુરોપિયનોની સાથે સંગ્રામ કરવાની હિમ્મત ભીડી. રાણીસાહેબની પાસે અઢી હજાર વિલાયતી એટલે આરબ લોક તરવારબંધ હતા. એ આરબોને લઇ ઈંગ્રેજ લોક ઉપર તૂટી પડવાનો તેમણે વિચાર કર્યો અને તેમને લઇ કોટ ઉપરથી તેઓ નીચે ઉતર્યાં. હાથમાં નાગી તરવાર લઇ રાણી આગળ થયાં અને અરબો પૂર્ણ જોશથી તેમની પાછળ ચાલ્યા. ઈંગ્રેજોએ પણ તરવારો ખેંચેલી હતી. રાજવાડા આગળ ઈંગ્રેજો અને આરબોનો જંગ મચ્યો. બેઉ લશ્કર એક બીજામાં સેળભેળ થઈ ગયું અને તરવારો ઉપર તરવારોની એવી કતલ ચાલી કે, લોહીની નીકો વળી ગઈ. અલ્પ કાળની અન્દર ઘણાક યુરોપિયનો કપાઈ ગયા; આરબોની તરવાર ચલાવવાની ચાલાકી આગળ યુરોપિયનોનું ઝાઝું ચાલ્યું નહિ. તેઓ આસપાસનાં ઘરોમાં અથવા અડતલે પેસી ગયા અને ત્યાંથી આરબો ઉપર બંદુકો ફોડવા લાગ્યા. રાણીના માણસો પાસે બન્દુકો ન હોવાથી યુરોપિયનોનો ઘાણ વળી જવા છતાં તેમને પાછા હઠવું પડ્યું.*

ચારે તરફથી ઈંગ્રેજ લોક શહેરમાં દાખલ થવા લાગ્યા અને પાંચ વર્ષની ઉપરના તથા એંશી વર્ષની અન્દરના માણુસને મારતા તથા વિજન કરતા ચાલ્યા.* કતલની સાથે શહેરમાં તેમણે હલવાઈપુરામાં આગ લગાડી. લોકો મરણુના ભયથી ઘરના ખૂણામાં, કાતરીઆંમાં અને બીજી જગોએ ભરાઈ જવા લાગ્યા. કેટલાક પુરૂષો બાઇડીઓનાં કપડાં પહેરી પ્રાણુ રક્ષણુને માટે તજવીજ કરવા લાગ્યા, અને કેટલાક ગભરાણુમાં આગ તરફ, કતલ તરફ, વધભૂમિ તરફ બેબાકળાં થઈ નાશભાગ કરતાં પશુની માફક ભાન વગર ગાંડા ઘેલા જેવા ફટકેલ ચિત્ત ભ્રમણ કરવા લાગ્યા. ગોરા લોકો શહેરમાં પેસી ગયા ને સર્વત્ર વિજન કરતા ચાલ્યા. ઈંગ્રેજો આવે છે એમ સાંભળતાં કેટલાક લોક શહેરના મધ્યભાગમાં આવેલા ભીડેના ભાગમાં ભેગા થયા. બ્રિટિશ સૈન્ય ત્યાં આવતાંજ લાંબા છટ જમીન ઉપર પડી દીન મુખે દંડવત પ્રણામ કરી તેમણે ગોરા લશ્કરના ઉપરિને કહ્યું કે ' સાહેબ! અમે નિરપરાધી રૈયત છીએ. અમે તમારા સામે લડવા આવ્યા નહોતા. અમને દયાળુ થઇ પ્રાણુદાન આપો. " ગોરા લશ્કરના ઉપરિના અંતઃકરણુમાં તેમનાં દીન વચનોએ દયા ઉત્પન્ન કરી. તેણે એ ગરીબ

---

* ડો. લો. કહે છે કેઃ—

" To the west side of the palace about 1500 men collected in a place called the New Pettah and here they determined to stand or die. After some hard fighting a good many endeavoured to escape, but the Cavalry cut up some 300, and the rest then moved beneath the fort in which the Ranee and, as reported about 500 followers, had taken shelter * * * All the day of the 4th there was a good deal of street fighting going on, and we lost great number of men in one way or another. "

*Central India, P. 260.*

લોકને બાગમાં ઘાલી દરવાજો બન્ધ કરાવરાવ્યો અને દરવાજે પોતાનો પહેરો મુકયો.

---

" Death was flying from house to house with mercurial speed; not a man was spared, and the streets began to run with blood. Ere long the house on both sides of the street leeding to the palace were on fire. The heat from the sun and these flames was fearful; and as we passed from beneath the cover of these burning buildings to get into the palace yard, we had to make a rush, for the gate way was immediately commanded by the fort, into which the enemy had fled, and from which they kept uh a constant heavy fire upon this spot. + + +

" The street fighting went on all this time in a terrible way. Those who could not escape threw their women and babes down wells, and then jumped down themselves; they were dragged out, the women and children taken care of and the men then despatched. Every house, almost, had its inmates of rebels, who fought to the death like tigers, so the bayoneting went on till after sunset. "

" The fall of Jhansi was more than successful, for not only did the General capture their strong-hold, but he so completoly hemmed them in that escape to the mass was next to impossible. Death stared them in the face ou every side; no quarter was awarded them as a word of warning to others. I exaggerate not when I say I saw the streets stained with blood, but I also know that the rough and bearded soldier behaved most kindly to the women and children. It was an awful sight to see these poor creatures follow out of their houses some rebel husband, brother or son, who was at once shot, and to see them huddled

બીજી તરફ કેટલાક ગોરા સિપાઈઓ ઘરોમાં પેસી જઇ, લોકોને મારી નાંખી સોનારૂપાની લુંટ ચલાવવા લાગ્યા. ઘરમાંથી જો એકાદ પુરૂષ હાથ આવે તો તેને ગળે ધોતીયું બાંધી ખેંચતાણ કરી, ધન માગે, અને ધન બતાવી છુટેલો તે દીન જન આગળ જતાં ગોળીનો ભોગ થઈ પડે. ઘરમાં ધનની આશાએ સિપાઇઓ ભૂમિ ખોદી નાંખતા, ભીતો કોચી નાંખતા અને પેટી પટારાઓનો હથિયારોથી નાશ કરી નાંખતા હતા. ગોરા સિપાઇઓ ધર્મચુસ્ત અને તોફાની મુસલમાનોની માફક બુદ્ધિપુરઃસર સ્ત્રીઓને મારતા નહોતા, પરન્તુ કુળવાન્ લોકનાં બૈરાં 'ગોરાઓ આવી આપણને ભ્રષ્ટ કરશે' એવા ભયથી આપોઆપ ગળે ફાંસા ખાઈ અથવા બીજી રીતે પોતાના પ્રાણ કાઢી નાંખતા હતાં. કોઇ ઠેકાણે પોતાના સ્વામીને સિપાઇઓ ગોળી વડે મારી નાંખવાની તૈયારી ઉપર હોય એટલામાં તેની પતિવ્રતા અને કુળવાન્ સ્ત્રી આવી તેને ભેટી પડે અને પુરૂષના ઉપર નેમ ટાંગેલી ગોળી પેસી સ્ત્રીને વાગતાં તે પોતાના સ્વામિનાં ભૂજાંતરમાં જ પરલોક પામે. સ્ત્રીને એ પ્રમાણે ગોળી વાગતાં સિપાઈઓ બીજી ગોળીથી તેના સ્વામીને ઠાર મારે. આ પ્રમાણે દૃઢવ્રતવાળી કેટલીક કુળવાન્ વધૂઓ પોતાના સ્વામીને ભેટી ગોરા સિપાઇઓની, સ્વામીના ઉપરની નેમવાળી ગોળીઓથી પોતાનું મરણ માગી લઈ સતી પણ થઇ, પરંતુ ગોરા

---

together, pale and trembling, beneath the walls, helpless and alone in the world! But the soldier was as compassionate to these poor wretches as he was unrelenting to all male inhabitants found in arms. Many I saw dividing the contents of their havresacs among these half-starved women and children, and every women was treated with kindness and respect."

*Central Iadia, P. 262-63.*

સિપાઇઓની નીતિને માટે અત્યંત ધન્યવાદ આપતાં, એટલું જણાવવું અવશ્ય છે કે, તેમણે એક પણ સ્ત્રીને પોતાના શસ્ત્રથી મારી નહોતી, કિંવા અપશબ્દથી અપમાન આપ્યું નહોતું. શત્રુમાં જે વખાણવા જોગ ગુણ હોય છે તેજ નીતિ, ગોરા સિપાઇઓમાં સ્તુતિપાત્ર જોવામાં આવે છે. પશ્ચિમ તરફના લોકોમાં સ્ત્રીઓને માટે જે માન છે તે તેમને ખરેખરૂં ભૂષણાસ્પદ છે. નામદાર બ્રિટિશ સરકારના રાજ્યમાં સર્વત્ર સ્ત્રીઓનું માન અને રક્ષણ થાય છે, અને તેથી જ તેમની ચડતી થઇ છે, એમ કહીએ તોપણ ચાલે. મહાત્મા મનુએ કહેલું છે કે, **'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः'** સુધરેલા નહિ અને સહજ રીતે ક્રૂર અન્તઃકરણના છતાં લડાઇના જેવા હિંગામમાં વળી દ્વિગુણિત કોપને પામેલા છતાં પણ સોલજરો કોઇ ઠેકાણે સ્ત્રીઓને અપમાન આપતા નથી. ઝાંશીમાં તેમણે સ્ત્રીઓની આબરૂને સાચવી એ તેમને તેમ જ તેમના ઉપરીઓને શોભા આપનારૂં કહેવાયું. આખો દિવસ ગોરા સિપાઇઓએ નગરમાં કતલ, આગ અને મારામારીથી રમખાણ મચાવી દઇ છેવટ રાત્રિનો બન્દોબસ્ત કર્યો. તે પછી સઉ પોતપોતાના ડેરા તંબુમાં ગયા.

રાજવાડો હાથમાં આવ્યા પછી ઈંગ્રેજ સિપાઇઓએ તેમાંના સર્વ માણસોને યમસદનમાં મોકલાવ્યા, પરન્તુ મહેલની નીચે ઘોડારમાં રાણીના કેટલાક શૂરવીર માણસો હતા. બે કલાક સુધી તેમનો પત્તો લાગ્યો નહિ અને જ્યારે ૮૬ તથા ૩ જી પલટણના સિપાઇઓએ આખરે તેમના ઉપર હલ્લો કર્યો ત્યારે તેઓએ પોતાની તરવારો ખેંચી તેમનું આતિથ્ય કર્યું. તેઓ વચ્ચેની ઝપાઝપીમાં ઈંગ્રેજોના ઘણા માણસો માર્યા ગયા અને ઘાયલ થયા. તેઓનું કંઈ ચાલ્યું નહિ અને "ઝાઝી કીડીઓ સાપને તાણે" એ કહેવત પ્રમાણે તેમનો નાશ થઇ ગયો તોપણ તેમાંનો એક માણસ નાસી છુટ્યો નહિ. સામી છાતીએ તેઓ દુશ્મનોને વાહવાહ બોલતાં વીરગતિ પામ્યા. ઈંગ્રેજોએ તે પાગા સર

કરી. ઝાંશીનો મૂલ્યવાન રાજમહેલ આ પ્રમાણે સમસ્ત કબજે થતાં ઈંગ્રેજ સિપાઈઓએ તેમાં લૂંટ ચલાવી. ભર જરીનાં નિશાન અને મરાઠી લોકના ભગવા ઝંડા તેમાંથી હાથ લાગ્યા. લોર્ડ વિલીઅમ ઍટિકે ઝાંશીના સુબેદાર રામચન્દ્રરાવને આપેલો ' યુનિયન જેક ' નામનો વાવટો મળી આવ્યો ને મોટા આનન્દથી તે કિલ્લા ઉપર ચઢાવી ઈંગ્રેજોએ ઝાંશીમાં પુનઃ રાજ્યસત્તાનું સ્થાપન કર્યું.

આણી તરફ કિલ્લામાં વળી બીજો જ બનાવ બન્યો. પોતાના સૈન્યને વિજય મળતો નથી એવી ખાત્રી થયા પછી રાણી રાજવાડામાં આવી અત્યન્ત શોકસાગરમાં પડી ગયાં. દિવાનખાનામાં બેઠાં, અને મોટાં મોટાં પરાક્રમ કર્યાં પછી આવો દુઃખદ પરિણામ આવ્યો તેને લીધે નિઃશબ્દ અશ્રુ ઢાળવા લાગ્યાં. દિવાનસાહેબ, મામાસાહેબ તાંબે અને બીજાઓ તેમની શોકાકુલ સ્થિતિ જોઈ દિલગીર અને ગમગીન થઈ ગયા. રાજમહેલમાં આમ તેમ ભેગા થઇ તેઓ ' હવે શું કરવું ' તેની ઉપર ધીરે ધીરે વિચાર કરવા લાગ્યા. એક પહોર સુધી રાણી લક્ષ્મીબાઇ ઉદાસ રહ્યાં. પછી અગાસીમાં જઈ તેમણે નગરનું નિરીક્ષણ કર્યું, તેમની આંખે ઝાંશીમાં ત્રાસ અને હાહાકાર વર્તાઈ ગયેલો દીઠો. નગરમાં થઈ રહેલો અકરાકેર જોતાં તેમની આંખોમાંથી ચોધાર અશ્રુ રેલવા લાગ્યાં. શહેરના ભૂષણરૂપ ' હલવાઇપુરી ' નામનો જીલ્લો તે વખતે ભડભડાટ બળતો હતો અને આખો દિવસ પ્રખર તાપથી તપેલું નગર અગ્નિની ઉષ્ણતાથી ભટ્ટીમાં ધાલ્યું હોય તેમ પ્રદિપ્ત થઈ રહ્યું હતું. જેણી તરફ નજર નાંખે તેણી તરફ રડારડ અને હાયહાય, ત્રાસના પોકાર અને અગ્નિની જ્વાળાઓ, લુંટની અને પ્રાણરક્ષણની દોડાદોડ નજરે પડતાં હતાં. ઉપરા ઉપરી બન્દુકો છુંટતી હતી અને નિરપરાધી લોક ટપોટપ તેનો ભોગ થઈ પડતા હતા. ઝાંશીનો આલોક આવો ભયંકર જોઇ તેઓ કેટલીક વાર સુધી સ્તબ્ધ થઇ રહ્યાં. તે શોકથી અભિભૂત થઇ રહ્યાં હતાં એટલામાં દરવાજાના મુખ્ય રક્ષક સરદાર કુંવરબક્ષ અને મોટા ગોલંદાજ ગુલામ ઘોષખાન માર્યા

ગયાના દુઃખના સમાચાર કોઇએ તેમને કાને નાંખ્યા. એ સમાચાર સાંભળતાં રાણીની હિમ્મત ગડી ગઇ. તેમનું મન નિરાશ થયું અને આશાઓ તૂટી ગઈ. કિલ્લામાંના આપ્ત માણસોને તેમણે પોતાની પાસે બોલાવી કહ્યું કે, 'આજ સુધી આપણે ઈંગ્રેજોની સામે બાથ ભીડી ઝાંશીનું રક્ષણ કર્યું, પરંતુ હવે આપણે ટકી શકીએ એમ લાગતું નથી. આપણા શૂરવીરો અને બાહોશ ગોલંદાજો લડાઈમાં કામ આવી ગયા છે, કિલ્લાનો બન્દોબસ્ત કાચો છે અને હવે દરેક પળે તે તેમના કબજામાં જઈ પડવાનો ભય છે. શહેરમાં ઠેકઠેકાણે તેમણે નાકાબન્ધી કરી લીધી છે, એટલે કિલ્લો લેતાં વાર લાગનાર નથી. કિલ્લામાંથી આપણે તેમને હાથ પકડાઇએ, તેઓ આપણને ગમે તેમ કરે માટે કિલ્લામાં દારૂગોળો ભરી તેને સળગાવી હું મારા પ્રાણની તેમાં આહુતિ આપવા માગું છું. હું મારા દેહને ગોરા લોકનો હસ્તસ્પર્શ થવા દેનાર નથી. જેમને મરણ વહાલું હોય તેજ અત્રે રહો ને જીવની આશાવાળાં સર્વ પોતપોતાને અનુકૂળ જણાય તે રીતે અહીંથી જતાં રહો.' રાણીનો છેવટનો નિશ્ચય સાંભળી તેમની મંડળીમાંનો એક વૃદ્ધ માણસ આગળ નીકળી આવ્યો. ધીરી અને ગમગીન પણ ગંભીર વાણીથી તે બોલ્યો કે, "બાઇસાહેબ! લગાર શાંત થાઓ. ઈશ્વરે આ શહેર ઉપર જે દુઃખ નાંખ્યું છે તેમાં આપણો ઇલાજ નથી. પૂર્વસંચિત પ્રમાણે સઉ થઈ આવે છે. આત્મહત્યા કરવી એ મોટું પાપ છે. પેલા ભવનાં કર્મ હજી તો આપણે આ ભવમાં ભોગવી રહ્યાં નથી, એટલામાં બીજું મહા-પાતક ના વહોરી લો. જે દુઃખ આવી પડે તે સહન કરવું, કારણ કે તેમાં આપણો ઉપાય નથી. આપ શૂરવીર છો માટે આત્મહત્યાનો વિચાર ત્યજી દો. હજી વખત છે અને તેમાં બીજો માર્ગ સાધી લો. કિલ્લામાં રહેવું એ સુરક્ષિત ન લાગતું હોય તો બહેતર છે કે, આપ નામદાર રાત્રિને વખતે ઝાંશી ત્યજી બહાર નીકળી જાઓ. આપ પેશવા સરકારને જઈ મળો અને તેમ કરતાં માર્ગમાં કદાપિ મરણ આવ્યું તો આત્મહત્યા કરતાં તે ઉત્તમ છે. રણમાં પડી સ્વર્ગે જવું એ આત્મ-

વાતથી હજાર દરજ્જે સારૂ છે. ” વૃદ્ધ ગુણજ્ઞ સેવકનાં આવાં વચન સાંભળી રાણી લક્ષ્મીબાઇને ઉત્તજન મળ્યું. તેમના મનમાં ધીરજ આવી અને આશ્વાસન મળ્યું. તેમણે રણસંગ્રામમાં મરવાનો નિશ્ચય કર્યો અને **यदृच्छयाचोपपन्नं स्वर्गद्वारमपावृतं धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्यनाविद्यते** ’ એમ બોલી પેશવાને જઈ મળવાની ગોઠવણ કરવા માંડી.

સંધ્યાકાળ થતાંજ રાણીસાહેબે પોતાનાં અંગત માણસોને બોલાવી તેમને મુલાકાત આપી તથા જેમને જેમ ઘટે તેમ પારિતોષિક આપી સંતોષ્યાં. બાઇસાહેબની જુની દાસીઓ અને રાજમહેલના જુના નોકરોને તેમનાથી જુદાં પડવું એ ઘણું વિષમ લાગ્યું. સઉએ આંસુ ભરી આંખે ઉપકાર માનતાં અને બક્ષીસ લઇ જતાં છેવટનું પાદવંદન કર્યું. રાણીના ઘણા જુના અને સ્વામીભક્ત સેવકો તેમની સાથે જવાને તૈયાર થયા અને રાણીએ તેમને ઘણી રીતે સમજાવ્યા તેમ છતાં પણ તેઓએ માન્યું નહિ. પોતાનાં અન્નદાત્રીની સાથે પ્રાણ આપવાની તેમણે ઇચ્છા બતાવી, એટલે રાણીએ તેમને તૈયાર થવા દીધા. રાતના બાર વાગતાં રાણીસાહેબે બહાર નીકળવાની ગોઠવણ કરી. મોરોપંત તાંબે અને બીજા આપ્તમંડળના માણસો હથિયાર બાંધી ઘોડેસ્વાર થયા. વાટખર્ચી માટે ખજાનામાંથી સોનૈયા તથા રૂપૈયાની થેલીઓ અને વાંસળીઓ ભરી તેઓએ પોતાની કમ્મરે બાંધી. જવાહિર વગેરે મૂલ્યવાન્ અલંકારારિક ધન એક હાથીની અંબાડીમાં ખડકાય તેમ ખડકી હાથીને સ્વારીની વચ્ચે રાખવાની ગોઠવણ કરી. પ્રાણ સાટે પ્રાણ આપે એવા બસેં વિલાયતી એટલે અફઘાન સિપાઈઓને સાથે લઈ મુખ્ય સરદારે કિલ્લાની બહાર નીકળવાની તૈયારી કરી. રાણીએ પણ પુરુષવેષ ધારણ કરી કમ્મરે જંજીરો અને ઉમદા તરવાર લટકાવી દીધી. તેઓ અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ પોતાના અઢી હજાર રુપિયાના ઉમદા ઘોડા ઉપર સવાર થયાં. તેમણે પોતાની પાસે કંઈ પણ ધન રાખ્યું નહિ, ફક્ત એક વાંસળીમાં



રાણી લક્ષ્મીબાઇ પુત્ર દામોદરરાવને લઇને ઝાંસી છોડી નાસી જાય છે-પૃષ્ઠ ૧૭૫.

થોડા રૂપિયા લીધા અને રેશમના કપડામાં મજબુતાઇથી પોતાની પીઠે એક બાળકને બાંધી લીધું. એ બાળક તે બીજું કોઇજ નહિ, પરંતુ તેમનો પ્રિય પ્રાણ દત્તક પુત્ર શ્રીમંત દામોદરરાવ હતો.

આ પ્રમાણે સઘળી તૈયારી કરી 'જય શંકર, હર હર મહાદેવ' એમ ગર્જના કરી તેઓ કિલ્લામાંથી નીચે ઉતર્યાં. પ્રથમ નારોશંકરના બલક વાડી કિલ્લામાંથી વાટ કરવાનો યત્ન કર્યો. પરન્તુ મધ્યરાત્રિ સુધી તેમ બન્યું નહિ, એટલે કિલ્લાના બુરજો ઉપરથી ઈંગ્રેજોની હિલચાલ તપાસી શહેરની વચ્ચમાં થઇ ઉત્તર તરફને દરવાજે જઇ ઝાંશીની બહાર નીકળ્યાં. સમસ્ત મંડળીને સહી સલામત બહાર કાઢી દરવાજા-માંથી છેવટનાં પોતે બહાર નીકળ્યાં. રાણીએ ઝાંશીને છેલ્લી સલામ કરી. બાઇસાહેબને છેલ્લી સલામ ભરવાને જેઓ કિલ્લાના બુરજ ઉપર ઉભાં હતાં તેમની આંખોમાંથી ચોધાર આંસુ પડ્યાં. દરવાજામાંથી બહાર નીકળી રાણીએ પોતાના તોખારને આગળ કૈંક્યો. તેઓ જે દરવાજેથી બહાર પડ્યાં તે દરવાજા બહાર તેહેરી સંસ્થાનવાળી ફોજનો મોરચો હતો અને તેઓએ તેમની પડપુછ પણ કરી. હાજર જવાબીથી તેઓને જણાવવામાં આવ્યું કે, 'અમે પેલી બાજુ સર હ્યુરોજની મદદે જઈએ છીએ.' સાચે હ્યુરોજની મદદે આપણા સૈનિકો જાય છે, એમ માની તેઓ કંઈ બોલ્યા નહિ અને સારા શુકનને પ્રતાપે રાણીસાહેબ પોતાની મંડળી સાથે શત્રુની આંખમાં ધૂળ નાંખી ઝાંશી છોડી ચાલી ગયાં.* રાણીસાહેબ પાર નીકળી ગયા પછી પેલા સૈનિકો અને ઝાંશીના

---

* રાણી કેટલા સૈન્ય સાથે અને કેવી યુક્તિથી ઝાંશીમાંથી નીકળી પડયાં હતાં તે વિષે એક ઈંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે:—

"The next day April 4th, the remainder of the city was captured and occupied. In the evening, the Ranee, accompanied by 300 Valaitis and 25 troopers, left the fort and fled towards Kalpi. It was afterwards discovered that her horse had been brought into the fort ditch with

મકરાણીઓ વચ્ચે પ્રથમ ગોળીબાર ચાલ્યો અને પછી સખત ઝપાઝપી થઈ, દરમીઆન રાણીસાહેબ, એક દાસી, એક બારગીર અને દશ પંદર ચુંટી કાઢેલા સ્વાર સાથે કાલ્પીના રસ્તા ઉપર પહોંચી ગયાં. રાણી નાસી ગયાના સમાચાર મળતાં જ સર હ્યુરોજને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે વખત નહિ કાઢતાં તરત જ લેફ્ટેનન્ટ બૌકરને કેટલાક સ્વાર આપી તેમની પુંઠે મોકલ્યો. રાણી અને તેમની સાથેના સ્વારોના ઘોડા એવા તીવ્ર અને પવનવેગી હતા કે, ઈંગ્રેજ ઘોડેસ્વારોને તેઓ એકવાર દૃષ્ટિએ પડતા તો એકવાર દૃષ્ટિ ચુકાવી આગળ નીકળી જતા હતા. ઈંગ્રેજ સ્વારો ઘણી ખંતથી તેમની પુંઠે પડયા હતા, પરંતુ રાત્રીનો વખત હોવાથી તેઓ રાણીના રસાલાને પકડી શકયા નહિ. ઈંગ્રેજોની મોટી અને વિજયી સેનામાંથી નીકળી જવું એ કામ કંઇ જેવું તેવું નહોતું. આવા સખત બંદોબસ્તમાંથી નીકળી જવાને માટે રાણીના બુદ્ધિચાતુર્ય ઉપર ધન્યવાદ દેતા તેઓ આગળ અને આગળ રાણીના રસાલા પાછળ પોતાના ઘોડા ફેંકે ગયા. જનાનખાનામાં રહેનારી એક અબળા સ્ત્રી ઈંગ્રેજ બહાદુરોને હાથતાળી આપી તેમના બંદોબસ્તમાંથી વિજળીની ઝડપે ચાલી ગઈ તેથી સર હ્યુરોજ અને બીજા ઈંગ્રેજ અમલદારો ચકિત થઇ ગયા.*

---

the connivance of a native contingent serving with Sir Hugh Rose, and that after being let down from a window in the turret she was placed in the saddle, with her stepson in her lap and thus escaped."

*Clyde and staithnairn, 123.*

* કર્નલ મેડોજ ટેલર લખે છે કેઃ—

"At last, while yet much of night remained, one of the gates in a secluded fort of the fortifications was opened and a sad procession issued forth. The Ranee and her sister, or companion, dressed like men, with a few of her

ઝાંશી ખાલી કરી આપી રાણીસાહેબે સર હ્યુરોજનો ઘણો પરિશ્રમ ઓછો કર્યો. તા. ૫ મીને દિવસે સંધ્યાકાળે ત્રીજી યુરોપિયન પલટણના અધિકારી લેફ્ટેનન્ટ બ્રેગીએ ઝાંશીના કિલ્લા ઉપર આરોહણ કર્યું. તેને કિલ્લાના બધા દરવાજા ખુલ્લા પડેલા જણાયા. મોટા આનંદથી તે અંદર દાખલ થયો અને ચારે દિશાએ ફરી વળ્યો, પરન્તુ એકકે માણસ દેખાયું નહિ. આપોઆપ કિલ્લો સ્વાધીન થતાં તેણે તેની ઉપર વિજયધ્વજાનું આરોપણ કર્યું.

રાણીસાહેબ ચાલી ગયા પછી ઝાંશીના મકરાણીઓ અને ઈંગ્રેજોને જે લડાઈ થઈ હતી તે તરફ હવે દૃષ્ટિ કરીએ. મકરાણી સ્વારોએ જીવ ઉપર આવી પોતાનું પરાક્રમ દેખાડ્યું; તથાપિ મોરોપંત વગેરે સરદાર લોક ઈંગ્રેજોના મારાથી ત્રાસ ખાઇ ચારે દિશાએ જયાંથી નાસી જવાય ત્યાંથી નાસભાગ કરવા લાગ્યા. ઈંગ્રેજ સૈન્યે તેમની પુંઠ પકડી લગભગ બસેં માણસોને પકડી મારી નાંખ્યાં. કેટલાક પોતાના પ્રાણનું રક્ષણ કરી નાસી ગયા. ઈંગ્રેજોએ સિપાઈઓ પાછળ લક્ષ ન આપતાં મુખ્ય મુખ્ય માણસોની શોધ કરવા માંડી.

. . . . . . . . . . . . . . . . . .

chosen retainers, rode silently from the portal, into the gloom beyond...No one spoke, except in whispers, and the gate was closed and barred as the last man passed out. It was to be a ride for life that night for the English cavalry patrols of the 14th Dragoons, and the Hyderabad contingent, were everywhere vigilant; and to meet any of them was ensure certain death. How these men were evaded. was never ascertained, but the Ranee had perfect guide; she was a fearless rider, and she pressed on at a rapid pace into the rough, jungly country, in which her best safety lay. "

*Taylar's Seeta. Vol. 111. P. 259.*

રાણીના મુખ્ય કારભારી મોરોપંત અથવા મામાસાહેબ, જવાહીરવાળો હાથી લઇને તેમની પાછળ નીકળ્યા, લડાઇના હિંગામમાં દ્રવ્યનો હાથી લઇ બહાર જવું, એ કદી પણ ફળદાયક થતું નથી, પરંતુ **बुद्धि कर्मानुसारिणी** એ વિધિવાક્ય પ્રમાણે તેમની બુદ્ધિમાં ભ્રમ થયો અને હાથી લઇને નીકળ્યા. નાસતાં નાસતાં તેમના મસ્તક ઉપર તરવારનો ઘા થયો. લોહી વહી જતું હતું તેમ છતાં પણ દાંત પીસી ઘોડાની પીઠ ઉપર બેસી રહી તેઓ દડમજલ આગળ કૂચ કરતા હતા. પહો ફાટતાં તેઓ દતિયાની નજીક જઈ પહોંચ્યા. આ શહેર ઈંગ્રેજોના મિત્રના તાબામાં હતુ અને ઝાંશીથી આવનારને અત્રે કેદ કરી લઇ ઈંગ્રેજને સ્વાધીન કરવામાં આવતા હતા. મામાસાહેબ આખી રાતની સવારી અને જખમમાંના લોહીના વહી જવાથી નિરૂપાય થઇ ગયા હતા. તેઓ શહેરના દરવાજા આગળ આવ્યા અને એક તંબોળીની દુકાને જઇ તેનો આશ્રય માગ્યો. તંબોળીએ કેટલીક મહોરો લઈ તેમની દયા ખાઈ પોતાને ત્યાં ઉતાર્યા. દતિયા સંસ્થાનના દિવાનના જાણવામાં તે વાત આવતાં તેણે સિપાઇઓ મોકલી મોરોપંતને કેદ કરાવી લીધા. દિવાનનું. નામ ગણેશીલાલ હતુ. તેણે મોરોપંત સાથેનો માલ-જવાહિર જપત કરી પોતાના સૈન્ય સાથે સઘળું ઝાંશી મોકલાવી આપ્યું. મોરોપંત આવ્યા પછી ત્યાંના મુખ્ય અધિકારીઓ સર રોબર્ટ હેમિલ્ટન અને સર હ્યુરોજે દિવસના બે વાગ્યાને અમલે રાજમહેલ આગળ તેમને ફાંશીને લાકડે લટકાવી દીધા. આ પ્રમાણે ઝાંશીનાં મહારાણી શ્રી લક્ષ્મીબાઇના પિતા મોરોપંતજીનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૮ મું.

## કતલ અને લુંટ.



મહારાણી લક્ષ્મીબાઈ ઝાંશી છોડીને ચાલ્યાં ગયા પછી, સર્વે શહેર અને કિલ્લો ઈંગ્રેજ સરકારના તાબામાં આવ્યાં. ઈંગ્રેજ સૈન્ય વિજયના આનંદમાં નિમગ્ન થઈ ગયું, એટલું જ નહિ પણ, ૧૮૫૭ના જુન માસમાં ઝાંશીમાં ઈંગ્રેજ લોકોની કતલ થઇ હતી તેનો બદલો લેવાને માટે તે એકપગે થઈ રહ્યું હતું. વિજયોત્સાહથી ગોરા સિપાઇઓનાં અંતઃકરણ ભરાઇ ગયાં હતાં. વેર લેવાના ઉત્સાહમાં તેમની દયાશીલતા જતી રહી, તેમના મનમાં મહાઝેર તથા દ્વેષ ઉત્પન્ન થયાં હતાં. તેનું ભયંકર અને અતિ ક્રૂર પરિણામ આવ્યું. તા. ૫ મી. ને દિવસે લેફ્ટેનંટ બેગ્રી સાહેબે ઝાંશીનો કિલ્લો હસ્તગત કર્યો, એટલે ઈંગ્રેજ સિપાઇઓ નિર્ભય થઈ નગરમાં પેઠા. ઝાંશીમાં હથીઆર ઝાલે એવું કોઇ માણસ નહોતું. ઈંગ્રેજ લોકની સામે અને રાણીને પાર્શ્વે રહી લડતાં ઝાંશીકર શૂરવીરોની અનવશેષ આહૂતિ અપાઇ ગઇ હતી, એટલે ઈંગ્રેજ સિપાઈઓને કોની સાથે અથડાઅથડી થાય? ગરીબ પૌરજન માત્ર તે બહાદુરોના દ્વેષને ભોગ થઈ પડ્યાં. ગોરા સિપાઇઓએ ગરીબ બિચારા ગૃહસ્થ અને નાગરિક લોક ઉપર પોતાની દ્વેષોન્માદિત બંદુકોના ઘોડા ઢીલા કર્યા. આ વખતે પોરજનની જે દીનદશા થઈ તેનું કોઈ કલમથી વર્ણન પણ થઇ શકે તેમ નથી. શહેરમાં કોઇ ઠેકાણે અગ્નિદેવ જ્વાળાઓ પ્રસારી રહ્યા હતા અને કોઇ ઠેકાણે ગોરા સિપાઇઓ ગરીબ લોક ઉપર કાળચક્રને ગતિ આપી, મનુષ્ય દેહનું ક્ષણભંગુરત્વ સિદ્ધ કરી બતાવતા હતા. કોઈ ઠેકાણે ગોરા સિપાઈ સાહેબોએ ઝાંશીની લક્ષ્મીથી પોતાનાં ખીસાં ભરવા માંડ્યાં હતાં. આ રીતે ઝાંશી શહેરમાં ઈંગ્રેજ સૈન્યે રમસ્તાન ને કહેર મચાવી મૂકયાં. ઉગ્ર ઉત્પાત અને ભયંકર રમસ્તાનની હકીકત એક નજરે જોનાર વૃદ્ધ માણસ નીચે પ્રમાણે આપે છે:

"રાણીસાહેબ શહેર છોડી જતાંજ સર્વત્ર શ્મશાન જેવું થઇ રહ્યું. પૌરજન ગોરા લોકોની ગોળીઓથી પ્રાણ રક્ષા કરવા વાસ્તે ઘરની ભિંતોનાં છુપાં હાટડાંમાં લપાઇ ગયાં અને રસ્તાઓ ઉપર મડદાંના ઢગલે ઢગલા થઇ ગયા. સગાં સાગવાંની કતલથી લોક હબક ખાઇ ગયા. નિર્બળ માણસ આ દુઃખથી કલ્પાંત કરી રહ્યા, ગરીબ લોક અન્ન માટે અને ઉંટ ઘોડા વગેરે જનાવર ઘાસ માટે નગરમાં બેબાકળાં જેવાં થઈ જ્યાં ત્યાં આથડવા લાગ્યાં. હલવાઇ પુરાના ધનવાનોની હવેલીઓમાં આગ થવાથી ત્યાં અનલપ્રલય થઈ રહ્યો. મોટી મોટી હવેલીઓમાં લગાડેલી આગના ભડકા આકાશને અજવાળવા લાગ્યા. લોક ઘરબાર વગરના થઇ ગાંડાની માફક રસ્તે રસ્તે રખડવા માંડ્યા. પહેલે દિવસે આ પ્રમાણે રમખાણ કરી, રાતે જ્યારે ગોરા સિપાઈઓ પોતાની છાવણી ઉપર ગયા ત્યારે લોકના જીવમાં જીવ આવ્યો.

બીજે દિવસે પો' ફાટતાંજ નગરમાં પાછો ત્રાસ વર્તાઇ રહ્યો. અજવાળું થતાંજ ફરી બન્દુકોના બહાર કાને પડવા માંડ્યા અને પુનઃ કતલ થતાં દીન માણસોની હૃદયદ્રાવક મરણ ચીચીઆરીઓ સંભળાવા માંડી. લોકના જીવ પડીકે બંધાઈ ગયા, કોઇને કહિં લેશ પણ અન્નપાણી મળવાની આશા રહી નહિ. સૂર્યનારાયણનો ઉદય થતાં જ પાછા રસ્તાઓ મનુષ્યોનાં શબોથી ભરાઈ જવા માંડ્યા. સગાં સાગવાં પોતપોતાનાં સગાંને ઉચકી લાવી ઘરને આંગણે તુળસી ક્યારા આગળ તેની દહનવિધિ કરવા લાગ્યાં. આ પ્રમાણે કરતાં ગોરાઓની નજરે પડનારના બુરા હાલ થવા લાગ્યા. દહનવિધિ કરનારાઓ ઈંગ્રેજોના દ્વેષને ભોગ પડી તેજ વિધિને યોગ્ય થઇ જતા હતા. ભયંકર અને ત્રાસજનક દિવસોમાં સ્ત્રિઓની સ્થિતિ તો છાતી ફાટી જાય એવી ખરાબ થઇ પડેલી હતી. તેમના કલ્પાંતથી ભીંતરિયાંમાં લપાઇ ગયેલા લોકનાં હૃદય શોકથી દ્રવી જતાં હતાં, જેનું વર્ણન શબ્દોથી થઈ શકે તેમ નથી.

જ્યારે લોકો ઘાસની ગંજીઓમાં જઈ સંતાઈ પેસતા ત્યારે ગોરા સિપાઇઓ ગંજીઓને સળગાવી મૂકી ત્યાં જ તેમનો છેવટનો અગ્નિસંસ્કાર કરી દેતા હતા. કેટલાક લોક પાણીમાં સંતાઇ જતા તો મચ્છ ઉપર બગની માફક ગોરા સાહેબો બંદુકના ઘોડા ચઢાવીને નવાણને કિનારે બેસી રહેતા અને પાણીની બહાર માથું દેખાતાં જ શ્વાસની સાથે તેમના પ્રાણ લઈ લેતા હતા, અર્થાત ઝાંશીમાં કોઇ પણ એવું સ્થાન તે વખતે નહોતું રહ્યું કે, જ્યાં આગળ સંતાઈ રહેતાં માણસ પોતાના પ્રાણની રક્ષા કરી શકે.

આ રીતે ત્રણ દિવસ સુધી ઝાંશીમાં ભયંકર અને લોહીની નીકો વહેવરાવતી કતલ થઇ ત્યાર પછી, સિપાઇઓની બહાદૂરી માટે અધિકારીઓએ તેમને લુંટ ચલાવવાની પરવાનગી આપી. ગોરા સિપાઇઓએ ખૂબ ખંતથી લૂંટ ચલાવી સોનું, રૂપુ, હીરા, મોતી તથા જવાહિર જે કંઇ મળ્યુ તે લૂંટી લીધું. લુંટમાં ગોરા સિપાઇઓને ઝાંશીમાંથી અઢળક ધન મળ્યું. *ત્રીજે દિવસે ઈંગ્રેજ સિપાઇઓ રાજમહેલમાં પેંઠા અને ત્યાં લુંટ ચલાવી.

---

* આ લુંટનું વર્ણન ઈંગ્રેજોએ લખેલા ઇતિહાસમાં મળતું નથી. છતાં સર હુરોજના સૈન્યમાંના એક ડા. લોએ થોડુંક લખ્યું છે. વળી તે વેળાએ ઝાંશીમાં હાજર રહેલા એક બીજા આસી. સર્જન જોન હેનરીએ કેટલોક હેવાલ આપ્યો છે તે ઉપરથી જણાય છે કે, ઈંગ્રેજોએ ઝાંશીમાં લૂંટ ચલાવી નહોતી, પરંતુ પોતાની શોધક બુદ્ધિથી દરેક વસ્તુ શોધી શોધીને લઇ લીધી હતી એટલુંજ નહિ, પરન્તુ તેમણે દેવળો શોધવામાં પણ બાકી રાખી નહોતી. હિન્દુઓનાં પવિત્ર મન્દિરોમાં દાખલ થઇ તેમણે ધનની આશાએ અને પોતાની જીજ્ઞાસા પુરી કરવાને માટે મૂર્તિઓને ખંડિત કરી નાંખી હતી, કારણ કે હિન્દુ દેવતાઓની મુર્તિઓમાં ધન હોય છે એવો તેમને મહમદના સોમનાથવાળા બનાવનો ખ્યાલ હતો. મિ. જોન હેનરી લખે છે કેઃ--

**"So soon as the fighting had ceased officers and men began to look about them with that spirit of curiosity which pervades one when visiting the shops in Wardour street**

ઝાંશીનો રાજમહેલ ઘણોજ જુનો અને પેશ્વા સરકારના વખતનો હોવાથી તેમાં પુષ્કળ હીરા અને જવેરાત હતું. બુન્દેલખંડના રાજા રજવાડાઓ તરફથી વખતો વખત મળેલી કિમ્મતી ભેટનો તે મોટો અને અપરિમિત ભંડાર હતો. પન્નાની ખાણના ઘણા અમૂલ્ય હીરા તેમાં હતા. સોનું, ચાંદી અને ટુંકામાં સર્વ વસ્તુ ઈંગ્રેજ સિપાઇઓ લુંટી છાવણીમાં લઇ ગયા. રાજમહેલમાંથી સર્વ લુંટી ગયા*

---

Leicester Square: they dived into every house and searched its dark corners, they pulled down walls, or parts of walls, which looked of recent build, all in this selfsame spirit of curiosity–not to *loot*, of coursa, because that was forbidden under the strictest punishment. One class of articles, however, seemed to me to be looked on as fair loot by even the most scrupulous–these were the gods found in the temples. They were collected in great numbers, and were strangely sought after by every officer and soldier. There were Gunputties and Vishnoos innumerable, and of every metal. Some were really pretty ornaments, silver, with gold bangles on their grotesque limbs, and small enough to be worn on the watch chain; others were of brass and stone, of rare workmanship. + '

—*Recollections of the Campaign in Malwa and Centrdl India. P. 108.*

* ડા. લો રાજમહેલની લુંટના સંબંધમાં નીચે પ્રમાણે વર્ણન આપે છેઃ—

" In the first moments of excitement our troops smashed and destroyed everything before them. Doors inlaid with plate–glass, mirrors, chandeliers, chairs, and other native furniture, went to a thousand pieces in a moment; every room ransacked and covered with heaps of things

પછી બિલોરી સામાન, કિમ્મતી જરીઆનના ચક, મશરૂની ગાદીઓ અને તકીઆ, ચાંદીના પલંગ અને ખુરસીઓ, સોનારૂપાની કિમ્મતી જણુશો, જવાહીર, ખચિત મુંડવાળી તરવારો અને ભાલાઓ, ચાંદીની સુવર્ણ રસિત છડીઓ, હાથીદાંતનો સામાન, પાઘડીઓ, ઉંચી જાતનાં કિમ્મતી રેશમી અને કસબી વસ્ત્ર, દુપટ્ટા, શેલાં, ચંદેરીની જરીઆનની કિમ્મતી સાડીઓ, ઉંચી જાતના સાલજોટા, અને ખુદ ઝાંશીના રાજ્યનું જુનું નકશીદાર સિંહાસન વગેરે હજારો વસ્તુઓ તેઓએ લુંટી લીધી તથા ભાંગીને ભુકો કરી નાંખી. ઝાંશીના સુબેદારો વિદ્યાવિલાસી હોવાથી તેઓએ એક મોટી પુસ્તકશાળા રાખી હતી, ઝાંશીના પહેલા રઘુનાથરાવથી માંડીને મહારાજા ગંગાધરરાવ સુધીના સઘળા રાજાઓએ તેમાં પુસ્તકોનો વધારો કર્યો હતો. એમાં ચારે વેદ, તેનાં ભાષ્યો,

---

broken and torn to atoms; carpets, mats, velvet and satin beds, bedsteads with silver feet, velvet cushioned chairs, a brazen throne of excellent old workmanship, golden and silver handled tulwars, spears. silver mounted sticks, silver birdcages, ivory footstools, lamp shades, marble slabs, dozens of pagrees and shawls, silver candlesticks, crockery ware, and a thousand other things such as a luxurious woman would have, lay here and there in chaotic confusion in every part of the building. "

" The soldiery went to and fro tramping over and threw these things, and kicking them about as they would, any heap of rubbish, until order was somewhat restored. "

" A good many of jewels had found their way into their pockets, but considering the temptation, one must say that they were more than obedient to the order to keep their hands from picking and stealing under the trying and exciting circumstances. "

*Central India, P. 264.*

શાસ્ત્રનાં સૂત્રો અને તેનાં ભાષ્ય, ટીકાવાળી સ્મૃતિઓ, વેદના શ્રૌત, સ્માર્ત ગ્રન્થો, આર્યોના પ્રાચીન વિદ્યાનગર કાશીના તથા ચારસેં પાંચસેં ગાઉ ઉપરના દુર્લભ્ય ગ્રન્થોને ખાસ લહિયા મોકલી લખાવી મંગાવી તેને પાટિયાં અને કિમ્મતી રૂમાલમાં બાંધી રાખવામાં આવ્યા હતા એટલું જ નહિ, કિંતુ તેમાં વળી સર્વ ધર્મવિષયક ગ્રન્થો, જ્યોતિષ્ય, વૈદક, નાટક, કાવ્ય, પુરાણો, કથાઓ અને વિદ્યાની બીજી શાખાઓના દુર્મિલ ગ્રન્થો તથા પરચુરણ અનેક જાતનાં પુસ્તકો રાખવામાં આવેલાં હતાં. ઈંગ્રેજ સિપાઇઓએ તે સઉ રસ્તામાં નાંખી દઈ રાજમહેલને વેરાન બનાવી મૂકયો. કોઇ પણ ઠેકાણે તેમણે કોઇ વસ્તુને અખોવન રહેવા દીધી નહિ. લંકામાં પણ જેવું રમખાણ નહિ થયું હોય, તેવું રમખાણ ઝાંશીમાં ઈંગ્રેજ સિપાઇઓએ કરી મૂકયું. નગારખાનામાં જઇ નોબતો ફોડી નાંખી અને ફરાસખાનાં તથા દેશદેશથી મંગાવી ભિન્નભિન્ન દુર્મિલ વસ્તુઓથી ભરેલું ઝાંશીના રાજાઓનું અતિ ઉત્તમ અજબખાનું પણ તેમણે ધૂળધાણી કરી નાંખ્યું.

ઝાંશીમાંનાં સઘળાં સરકારી સ્થાન લુંટાઇ રહ્યા પછી, ગોરા સિપાઇ-ઓએ ઝાંશીકરોની કુળદેવી મહાલક્ષ્મીના મન્દિર ઉપર દરોડો ચલાવ્યો, અને ત્યાંથી અલંકાર વગેરે મૂલ્યવાન વસ્તુઓ લૂંટી લીધી. મહાલક્ષ્મીને વૈભવનો કંટાળો આવ્યો હશે ત્યારે જ આવી લુંટ અને ઝોટિંગ બાદશાહીનો વખત આવ્યો, એમ કહેવું જોઇએ, બીજું શું? ઝાંશીમાંથી જેમ ઈંગ્રેજ લોકને અપાર ધન મળ્યું તેમ હાથી અને ઘોડા પણ કંઇ થોડા મળ્યા નહિ. કિલ્લામાંથી પુષ્કળ દારુગોળો અને મોટી મોટી ચાલીશ તોપો તેમના હાથમાં આવી, તો પછી બન્દુકો અને તરવારો કેટલી મળી હશે તેનો વાંચક જ વિચાર કરી લેવો.

પહેલા ત્રણ દિવસ સુધી ગોરા સિપાઇઓને લુંટની છૂટ મળી હતી તે પૂરી થઇ એટલે, ચોથે દિવસે મદ્રાસી પલટણને તાંબા પિત્તળના વાસણની લુંટ ચલાવવાની પરવાનગી મળી. પૌરજનોએ તાંબા

પિત્તળનાં વાસણ લુંટથી બચાવવાને ખાતર તળાવ, ટાંકાં અને કુવામાં નાંખી દીધાં હતાં; પરંતુ લુંટનાર સિપાઈઓ તેમની સાથે બિલાડીઓ લઇ આવ્યા હતા. તેમણે ઘર, પેટીઓ અને કોઠીઓમાંથી શોધી શોધીને વાસણ લીધાં, એટલું જ નહિ, પરંતુ કુવા તળાવમાંથી પણ કાઢી લીધાં. લોકના ઘરમાં જે ધાતુપાત્ર તેમના જોવામાં આવ્યું તે તેઓ ઉપાડી ગયા. પહેલા ત્રણ દિવસ કતલ ચાલ્યા પછીની લુંટમાં જે જવાહીર તથા સોનું રૂપુ હતું, તે ગોરા સિપાઇઓને આપવામાં આવ્યું અને તે પછી દેશી રાજાઓ તરફથી મદદે આવેલા સૈનિકોને વારા ફરતી લુંટ ચલાવવાની પરવાનગી મળી અને સઘળો માલ દેશી કાળા સિપાઇઓમાં વહેંચી આપવામાં આવ્યો. આ રીતે ધાતુ પાત્ર લુંટવાનું મદ્રાસી પલટણનું કામ પુરૂં થયા પછી, હૈદરાબાદ-વાળા કાળા સિપાઇઓને વસ્ત્ર માત્ર લુંટી લેવાની પરવાનગી મળી. એ લોકે સૂર્ય ઉગતાં જ શહેરમાં પેંસી ફાટયાં તૂટયાં જે કંઇ વસ્ત્ર હાથ આવ્યાં તે હરી લીધાં. ચિર કે ચિંથરૂં કંઇ પણ તેમણે છોડયું નહિ. શેરીઓમાં હાથી ઉભા રાખી તેની પીઠ ઉપર વસ્ત્ર, જાજમો સેતરંજીઓ વગેરે જે હાથ આવ્યું તે લાદીને તેઓ લઇ ગયા. આ લોકને મોટા મોટા વેપારીઓની દુકાનમાંથી લાખો રૂપિયાની કિમ્મતનું કાપડ હાથ આવ્યું. છઠ્ઠે દિવસે સર્વે સિપાઇઓ ઝાંશીમાંથી ધાન્ય લુંટી લેવા માટે શહેરમાં પેંઠા અને પોઠીઓ ઉપર અનાજની ગુણો ભરી ભરીને તેઓ ધાન્ય લઇ ગયા. સાતમે દિવસે સર્વ પ્રકારની લુંટ ચલાવવામાં આવી અને ઈંગ્રેજ લોકની કાળી ગોરી પલટણો ઝાંશીમાંથી જે કંઇ તેમને હાથ આવ્યું તે સઘળું લુંટી ગઇ. ઝાંશીને ઈંગ્રેજ લોકોએ ધન, ધાન્ય, ધાતુ અને માણસ રહિત કર્યું. ઝાંશીનાં પૂર્વ કર્મનાં ફળ ફળ્યાં એમ કહીએ તો ખોટું નથી. સાત દિવસની લુંટથી ઝાંશીમાં કંઇજ રહ્યું નહિ. લોકસ્થિતિ દયાજનક થઇ પડી અને શહેર શ્મશાનવત્ ભાસવા લાગ્યું.

સાત દિવસની લુંટ પુરી થયા પછી આઠમે દિવસે ઈંગ્રેજ સરકારે– ' ખુલ્ક ખુદાકા, મુલ્ક પાદશાહકા, ઔર અમલ ઈંગ્રેજ સરકારકા ' એવી આખા શહેરમાં દાંડી પીટાવી. હાલ હવાલ અને કતલ કર્યા પછી લોકને માફી આપવામાં આવી તથા જાહેરનામાં ચોઢી નિર્ભયત્વ આપવામાં આવ્યું; પરંતુ ખરૂં કહીએ તો ઝાંશીના લોકને હવે કશાનો ભય રહેલો ન હતો. રસ્તામાં પડેલાં શબને અવલમંજલ પહોચાડવાનો હુકમ નીકળ્યો. હલવાઇપુરાથી માંડી વણકરપુરા સુધી, જે ભયંકર આગ લાગી ઠેકઠેકાણે હોળીઓ બળતી તે હવે છંટાવા માંડી, રસ્તાઓ સાફ થવા માંડયા અને મડદાંના ઢગ ઉપર લાકડાં નાંખી મહા શ્મશાનની માફક એક ચિતામાં અનેક હતભાગ્ય માણસોનાં શબને અગ્નિદાહ દેવામાં આવ્યો. ચકલા ઉપરની સાર્વજનિક ચિતામાં ઘણાંક મડદાં ઠામઠામ બાળી મૂકવામાં આવ્યાં. મનુષ્યનાં શબ આ રીતે ઠેકાણે પાડયા પછી, માર્ગમાં હાથી, ઉંટ અને ઘોડાની જે અસંખ્ય લોથો પડી હતી તે ઉચકાવી શહેર બહાર એક મોટા ખાડામાં નંખાવી તે ઉપર ધૂળ વળાવી. ઈંગ્રેજ સૈન્યે આઠ દિવસ સુધી રોળ વર્તાવી છેવટ ઝાંશીનું સંમાર્જન કર્યું.

બીજે દિવસે સરકારવાડાની પાછળ સર્વ પ્રકારની દુકાનો મંડાઈ અને ત્યાં હજારો લોક ભેગા થઇ પોતપોતાના કામની વસ્તુઓ લેવા લાગ્યા. આ બજારમાંથી તેમણે પુનઃ પોતાના જીવની વસ્તુઓ ખરીદ કરી લીધી, કારણ કે બીજાું કશું તેમની પાસે શેષ રહ્યું નહોતું. લુંટનારાઓએ લોકની પાસે કંઇ પણ રાખ્યું નહોતું તેમ છતાં, વ્યવસ્થા થતાં લોકો બિચારા જે કંઇ લુંટમાંથી બચ્યું હતું તેવડે પુનઃ ઘર સંસાર ચલાવવાને યોગ્ય સામાન ખરીદ કરવા લાગ્યા. શહેરમાં બજાર ભરાયું ત્યારે, શહેર બહાર ઈંગ્રેજ લોકની છાવણી આગળ

પણ રાજમહેલમાંથી મળેલી વસ્તુઓની હરાજી ચાલવા માંડી.* હાથી, ઉંટ, ઘોડા અને લડાઈનો બીજો સરંજામ સિંધિયા સરકારે વેચાતો લીધો તથા જવાહીર અને મૂલ્યવાન સામાન રાજા રજવાડાઓએ ખરીદ કર્યો. રાણીસાહેબથી અને રાજાની મૂલ્યવાન વસ્તુઓ બીજા ઠાકોરોએ લીધી. ઝાંશી સંસ્થાનના રાજાઓનું પરંપરાનું એક અપૂર્વ કારિગીરીવાળું પિત્તળનું પારણું હતું તે પણ સિંધિયા સરકારે વેચાતું લીધું. મહારાજ ગંગાધરરાવવાળો કાશીની કારિગીરીનો સોનાનો તામજામ–અંબાડી અને રાણીની રોજની બેસવાની ચાંદીની સુન્દર કારિગરીવાળી પાલખી પણ સિંધિયાએ ખરીદી લીધી. આ પ્રમાણે ઝાંશી નગર હસ્તગત થતાં ઈંગ્રેજ સરકારને તથા બ્રિટિશ લશ્કરને સારો લાભ થયો.

યુદ્ધની પૂર્ણાહૂતિ થઇ, ઝાંશીનો ફરીને બન્દોબસ્ત થયો એટલે સર હ્યુરોજે પોતાના વિજયી સૈન્યને વિશ્રાંતિ આપી ન્યાય માર્ગે લોકની તપાસ ચાલવા માંડી. સર રૉબર્ટ હેમિલટને બંડમાં સામેલ થનાર લોકને ન્યાયાસન ઉપરથી ન્યાય આપી દેહાંત દંડની શિક્ષાઓ કરવા માંડી. તા. ૫ મીને દિવસે રાણીસાહેબના પિતા વડીલ મોરોપંત તાંબે અને ઝાંશીના બક્ષી લાલાભાઉને ફાંશી દેવામાં આવ્યા. બંડમાં સામેલ થનાર જે કોઇ હાથ આવ્યા તેમને એ ન્યાયાનુક્રમે રાજમહેલની પાછળ ફાંશીને લાકડે લટકાવી દેવામાં આવ્યા. થોડા દિવસમાં ઝાંશીમાંના મુત્સદ્દી અને બંડમાં સામેલ થનારનો પાર આવ્યો અને સઘળું શાંત

* એ લીલામનું ડૉ. લોએ નીચે પ્રમાણે ટુંકામાં વર્ણન કર્યું છે.

"The prize agents were busily engaged daily in taking stock of the money, iewels, and other valuables found in the palace and town, and sales were going on daily in camp for the disposal of prize goods and the property that once belonged to officers who had died in action."

*Central India P. 256.*

પડી ગયુ. નામદાર ઈંગ્રેજ સરકારના તાબામાં આવ્યા પછી ઝાંશીનો રાજ્ય કાર્યભાર હવે પૂર્ણ શાંતિ અને સુલેહથી પૂર્વવત્ ચાલુ થયો.

૨૫ મી. પલટણના અધિકારી મેજર રૉબર્ટસનને ઝાંશીના કિલ્લાની વ્યવસ્થા સોંપી, સર હ્યુરોજે સંસ્થાનનો ઉત્તમ પ્રકારે બન્દોબસ્ત કર્યો. એજ રીતે વળી તેણે લડાઇમાં મરણ પામેલા તથા ઘાયલ થયેલા પોતાના સૈનિકોની ઉત્તમ વ્યવસ્થા કરી. રાજમહેલમાં ઔષધાલય સ્થાપી ત્યાંજ જખમી થયેલા સૈનિકોની સારવાર કરાવવા માંડી. લડાઈમાં તથા બળવામાં મરણ પામેલા ઈંગ્રેજ અધિકારીઓને તેમના ખ્રિસ્તિ ધર્મ પ્રમાણે ભૂમિદાહ દેવરાવ્યા. સને ૧૮૫૭ ના બળવામાં જોગનબાગમાં જે યુરોપિયનોની બંડવાળાઓએ કતલ કરી હતી, તેમને પણ ખ્રિસ્તિ ધર્મની છેવટની ક્રિયા કરાવી. તેમની કબરો ઉપર સ્તંભ ચણાવ્યા અને તેમના આત્માઓને શાંતિ અપાવી. આ સંગ્રામમાં સર હ્યુરોજે ઉત્તમ પ્રકારે શૌર્ય બતાવ્યું, તે બદલ ડયુક ઓફ કૅમ્બ્રિજે અને સર કોલિન કેંબેલે તેની ઘણી સ્તુતિ કરી છે.[1]

ઝાંશી કબજે કર્યા પછી, સર હ્યુરોજે વિજયાનંદનો અનુભવ લેતાં લાગલીજ કાલ્પી ઉપર નજર દોડાવી. કર્નલ લિડેલને એક સારૂં સૈન્ય આપી કાલ્પી ઉપર મોકલ્યો અને તેની પાછળ ઘણી ચતુરાઇથી યોગ્ય વ્યવસ્થા કરી. ઝાંશીના ઘેરામાં ઉભય પક્ષનાં મળીને

---

૧ ડયુક ઓફ કેંબ્રિજે અને સર કોલીને લખ્યું છે કે:—

"This operation is highly satisfactory, and it only proves how much can be done with a small force, such as the one under your command, if it is but ably handled. I had always the greatest confidence in your talent and judgement.

"Your operation have been conducted with much skill and have reason to thank you for the manner in which you have executed the difficult tasks assigned to you by the Government of India."

કેટલાં બુદ્ધિવાન્ પ્રાણીઓ–માણસો માર્યાં ગયાં, તેની વિશ્વસનીય સંખ્યા જો કે જાણવામાં આવી નથી, તથાપિ બ્રિટિશ સરકારના છત્રીસ સેનાધિકારીઓ મરણ પામ્યા અને ૩૦૭ સૈનિકો ઘાયલ થયા હતા. ઝાંશી તરફના ૫૦૦૦ હજાર સૈનિકો વીરગતિને પામ્યા હતા, એમ ઈંગ્રેજ ગ્રન્થકારો લખે છે.* પ્રબળ અને કૃપાળુ ઈંગ્રેજ સરકાર સાથે સ્પર્ધા કરતાં ઝાંશીના સૈનિકોનો આમ ભયંકર સંહાર થઇ જાય, એ સહજ છે.†

* આ સંખ્યા મેજર જનરલ સર ઓવેન બર્ન. કે. સી. એસ. આઇએ આપી છે. પરંતુ તેમાં જણાવ્યું નથી કે, ઝાંશી તરફના એટલાં બધાં માણસ સમરાંગણમાં વીરગતિ પામ્યાં હતાં, કે ઝાંશીમાં ચાલેલી કતલમાં કપાઈ ગયાં હતાં. ડો. લો. ઝાંશીની કતલના સંબંધમાં લખે છે કે:—

"In Jhansi we burnt and buried upwards of a thousand bodies, and if we take into account the constant fighting carried since investment. and the battle of the Betwa, I fancy I am not far wrong when I say I believe *we must have slain* 3000 of the enemy."

*Central India. P. 261.*

† માર્ટીન સાહેબ ઝાંશીની કતલના સંબંધમાં લખે છે કે:—

"On the 4th of April, the fort and remainder of the city were taken possession of by the troops, who, maddened by the recollection of she massacre commited there, and by the determined resistance of the people, *committed fearful slaughter.* No less than 5000 persons are stated to have perished at Jhansi, or to have been cut down by the flying camps + + + + The plnnder obtained in the fort and town is said to have been *very great.*

*Martin's Indian Empire. P. 485.*

બીજા કોઇ પણ ઈંગ્રેજ ઇતિહાસકે કતલના સંબંધી કંઇ પણ ઉદ્ગાર કાઢયો નથી. ઈંગ્રેજોની કતલને મહત્વ આપી દેશીઓની ક્રૂર કતલની તેમણે ઉપેક્ષા કરી જણાય છે.

## પ્રકરણ ૧૩ મું.

### કાલ્પીમાં લડાઈ.



ઝાંશીમાંથી દસ પંદર સ્વારો લઇ મહારાણીએ કલ્પી તરફ ત્વરિત કૂચ કરવા માંડી. બીજે દિવસે સવાર થતાં ઝાંશી સંસ્થાનની સરહદ ઉપર આવેલા ભાંડેર ગામને પાદરે જઈ પહોંચ્યાં, તેમણે ઘોડાના તંગ છોડયા. પોતે ઘોડેથી ઉતરીને પ્રાતઃકર્મ કર્યું અને ગામના મહાલકરીને મળી શ્રીમન્ત દામોદરરાવને ભોજન કરાવ્યું. આણી તરફ ઈંગ્રેજ લોકોને નગરમાં પેસતાંજ, રાણીસાહેબ નાસી જવાની ખબર મળી. તેઓ આવા બંદોબસ્તમાંથી રાણીને નાસી ગયાં સાંભળી આશ્ચર્ય પામ્યા. પુંઠ પકડવાની તેઓએ તૈયારી કરી અને સર હ્યુરોજે તરત જ હૈદરાબાદવાળી ઘોડેસ્વાર પલટણના સ્વારોની સરદારી આપી લેફ્ટેનંટ બૌકરને રાણીની પાછળ મોકલ્યો. બીજા અધિકારીઓને લશ્કરી ઘોડે-સ્વારની ટુકડીઓ આપી જુદી જુદી દિશાઓ તરફ રવાના કર્યા. લેફ્ટેનંટ બૌકર બીજે દિવસે સવારે દડમજલ ધાવન કરતો ભાંડેર નજીક આવી પહોંચ્યો. ભોમીઆ લોકોએ રાણીને ઈંગ્રેજ લોકના આવ્યાના સમાચાર આપ્યા. રાણી આગળ વધવાની તૈયારીમાં હતાં. આ વખતે તેમની સાથે કોઇ નહોતું એમ કહીએ તો પણ ચાલે, તેમણે હિંમત છોડી નહિ, તરત દામોદરરાવને પીઠપર બાંધી લઇ પોતે ઘોડા ઉપર સ્વાર થયાં. હાથમાં નાગી તરવાર રાખી તેમણે આગળ કૂચ કરવા માંડી. લેફ્ટેનંટ બૌકર જે એક ઉત્તમ ઈંગ્રેજ સૈનિક સરદાર હતો, તેણે મોટા યશને ખાતર રાણીની ખરેખરી પુંઠ લીધી. એક બીજાની લગોલગ ધાવન કરતાં આખરે કેટલેક માઇલને છેટે માર્ગમાં તેમનો ભેટો થઇ ગયો. રાણીએ અત્ર વીરનરને પણ લાજ ઉત્પન્ન કરે એવું પરાક્રમ કર્યું. લેફ્ટેનંટ બૌકરથી ડરી ન જતાં તેઓ તેની સામે થયાં અને હિન્દવાણીના કર્મમાં યશ મળવાનો તેથી તે મોટો શૂરવીર બ્રિટન યોદ્ધો તેમની કાળની

જીભ જેવી તીક્ષ્ણ તરવારથી ઘાયલ થઇ ઘોડા ઉપરથી ધરણી ઉપર ઢળી પડયો. પોતાના માર્ગમાં આડે આવતા બીજા ઈંગ્રેજ ઘોડેસ્વારોને પોતાનો હાથ-વિક્રમ બતાવી તેઓ આગળ નીકળ્યાં એટલું જ નહિ, પરન્તુ પોતાને પકડવા આવેલા સવારોને ફાંફાં મરાવી સપાટાબન્ધ દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયાં. સત્ય છે કે:—

**संग्रामे सुभटेन्द्राणां कवीनां कविमंडले ।**
**दीप्तिर्वा दीप्तिहानिर्वा मुहूर्तादेव जायते ॥**

જેમ મહા તેજસ્વી ભભુકાથી જગતને સ્તબ્ધ કરી નાંખી વિજળીનો ચમકારો ચાલ્યો જાય, તેમ લેફ્ટેનન્ટ બૌકરને લોહી લુહાણ કરી રાણીસાહેબ સપાટાબંધ આગળ નીકળી ગયાં અને અનુધાવનમાં અસમર્થ થયેલો ઈંગ્રેજ વીર તેના ઘોડેસ્વારોની સાથે ભગ્નાશ થઈ પાછો ફર્યો. માત્ર ચાર સ્વારની સાથેજ રાણીસાહેબ શૂરવીરતાથી કાલ્પી તરફ પ્રયાણ કરતાં હતાં. ચોવીસ કલાકે અન્નપાણી લીધા વગર છોકરાને પીઠપર રાખી તથા શત્રુને પરાજય પમાડી તેઓ એકસો બે માઈલની મજલ કાપી રાતના બાર વાગતાં કાલ્પી પહોંચી ગયાં. એક અબળા સ્ત્રી ઘોડાની પીઠ ઉપર આટલી લાંબી મુસાફરી કરી શત્રુના પંજામાંથી છટકી જાય, એ કંઇ ઓછું લોકોત્તર પરાક્રમ કહેવાય નહિ !

કાલ્પી, જમુના નદીના તીર ઉપર એક નાના પણ મજબુત કિલ્લાવાળું શહેર છે. ત્યાં આગળ ઇતિહાસખ્યાત 'ચોરાશી ઘુમ્મટનું મેદાન નામે એક રણક્ષેત્ર છે. તેમાં ખાણનો વેપાર અને ધનાઢ્ય લોકની વસ્તી છે. ચોરાશી ઘુમ્મટ ઉપર પાદશાહી કાળમાં મોટી લડાઇઓ થઈ હતી.કાલ્પી પ્રથમ જાલવણવાળાઓના તાલુકામાં હતું. પણ સને ૧૮૦૬ માં તેમની સાથે તહનામું કરીને બ્રિટીશ સરકારે પોતાના તાબામાં લીધું હતું. ૧૮૨૫ માં નાના પંડિતે બંડ કરી તે પોતાના કબજામાં લીધું હતું. પરન્તુ તે વેળાએ ઈંગ્રેજ સરકારે ઝાંશીના સુબેદાર રામચન્દ્રરાવની મદદ લઇ ફરીને હસ્તગત કરી લીધું હતું. ૧૮૫૭ ના બળવામાં કાલ્પી

બળવાખોરોના હાથમાં આવ્યું. ઝાંશી અને કાનપોરના બળવાખોરો સાથે મળી જઇ ત્યાંના માણુસોએ, બ્રિટિશ સરકારના કલેકટરને નસાડી મૂકીને શાહેરને કબજો લીધો હતો. શ્રીમન્ત નાના સાહેબ પેશવાના બંધુ, રાવસાહેબ કાલ્પીનો કિલ્લો મજબુત હોવાથી લશ્કર લઇ ત્યાં આવીને પડ્યા હતા. બળવાખોરોના જમાવે કાલ્પીમાં યુદ્ધસામગ્રીનો ઘણો સારો જમાવ થયેલો હતો. રાણીને અહીં આવી પેશવાને મળવા સિવાય બીજો માર્ગ રહ્યો નહોતો. રાવસાહેબ પેશવાને મળી કંઇ ઉપાય લેવાને જ મોટી કુચ કરી બંડવાળાઓથી ભરાઇ ગયેલા કાલ્પી શહેરમાં આવી દાખલ થયાં હતાં*

રાતે ઘોડા ઉપરથી ઉતરી વિશ્રાંતિ લીધી. સવારે રીત પ્રમાણે રાણીસાહેબે શ્રીમન્ત રાવસાહેબ પેશવાની મુલાકાત લીધી. મુલાકાત દરમિયાન આંખમાં આંસુની સાથે તેમણે રાવસાહેબ પેશવાને પોતાની તરવાર પાછી આપતાં કહ્યું કે, 'તમારા પૂર્વજોએ, આ તરવાર અમને આપી હતી, તેના પુણ્ય પ્રતાપે આજ સુધી અમે તેનો ઉપયોગ કર્યો, હવે તમે તે પાછી લ્યો.' રાણીનાં વચન સાંભળી રાવસાહેબને ઝાંશીના ઝગડામાં, સાહાય ન કરવા માટે ઘણી જ શરમ લાગી; પરન્તુ ગઇ વાતને સારૂ ખેદ બતાવી તેમણે રાણીને કહ્યું કે, 'આજ સુધી તમે જે શૌર્ય દેખાડ્યું તે એક વીરજનને છાજે તેવું છે, માટે હવે હું એ તરવાર તમને અમારા સરદાર તરીકે અમને મદદ કરવાને પાછી આપું છું,

---

* માર્ટિન સાહેબ લખે છે કે:—

She was pursued and nearly overtaken; Lieutenat Bowker with party of cavalry followed her to Bundere and there saw a tent in which was spread an unfinished breakfast. Pressing on, he came in sight of the Ranee, who was escaping on a horse, but at this point he was severely wounded and compelled to rilinquish the pursuit.

*British India.*



રાણી લક્ષ્મીબાઇ પેશવાની મુલાકાતે-પૃષ્ઠ ૧૯૨.

તે લો.' રાવસાહેબ પેશવાની સવિનય વિનંતિ માન્ય રાખી રાણીએ શત્રુના રુધિરથી યશાંકિત થયેલી પોતાની સમશેરનો પુનઃ સ્વીકાર કર્યો; અને **हतो वा प्राप्स्यासि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्** એ ઉક્તિ પ્રમાણે પુનઃ શત્રુઓની સામે લડવાનો નિશ્ચય કર્યો. ઝાંશીવાળી શૂરવીર રાણી, કાલ્પીમાં આવી છે અને તે પેશવાના સૈન્યની વ્યવસ્થા કરે છે, એવું સાંભળવામાં આવતાં જ બાંદેવાળો નવાબ, બાણપૂરવાળા બુંદેલ દેશી રાજાઓ બીજા ઠાકોરો તથા સરદારો પોતપોતાનાં સૈન્યને કાલ્પી તરફ મોકલી આપવા લાગ્યા. ચારે તરફથી આવેલા સૈન્યને એકત્ર કરી પેશવાએ તે સઉની કવાયદ લીધી અને તાત્યાટોપી તથા મહારાણી લક્ષ્મીબાઇને તેમની સરદારી આપી. આ રીતે કાલ્પીમાં ઈંગ્રેજોની સામે લડવા માટેના યુદ્ધની ખરેખરી તૈયારી થઈ. હવે આપણે પેલી તરફ ઈંગ્રેજ લોકોએ શું કર્યું તે જોઈએ.

ઝાંશીમાં બરોબર વ્યવસ્થા અને બન્દોબસ્ત થયા પછી, સર હ્યુરોજે ઉનાળાના મારમારના તડકાથી ઈંગ્રેજ સેનાને હેરાનગતિ ન પહોંચે તેવી રીતે રાત્રે કુચ કરવાની ગોઠવણ કરી કાલ્પી ઉપર સ્વારી મોકલવાની તદબીર કરી. તા. ૨૫ મીએ તેણે પહેલાંની માફક પોતાના સૈન્યના જુદા જુદા ભાગ કરી તેમાંના એકની સરદારી મેજર ગોલને આપી. બીજા ઉપર મેજર ઑરને નીમી જુદે જુદે માર્ગે કાલ્પી તરફ કૂચ કરવાનો હુકમ આપ્યો તેમના સાંભળવામાં આવ્યું હતું કે, મહારાણી લક્ષ્મીબાઇ પેશવાના સૈન્યની મદદથી પુનઃ ઝાંશી ઉપર ઘેરો લાવનાર છે અને તાત્યાટોપી બાણપુરવાળાનું સૈન્ય લઈ છૂપે રસ્તે રવાને થયલો છે એટલું જ નહિ, પણ ઝાંશી સર કરવાને ઇરાદે તેઓ કુંચ ગામ સુધી આગળ વધી આવ્યાં છે. આ વાત સાંભળતાં સર હ્યુરોજને ઘણી ચિંતા ઉત્પન્ન થઇ. તાપ તડકાને લીધે ઈંગ્રેજ સૈન્યની છેક જ ખુવારી થઈ ગઈ હતી, એટલું જ નહિ પરન્તુ તેમનાં ભારબરદ જનાવરોને માટે દાણા પાણીનો પણ જોગ થાય તેમ નહોતું. ચારો તરફ બંડવાળા લોકોથી ભરેલાં ગામડાં હતાં અને તેઓ ઈંગ્રેજો ઉપર

તૂટી પડવાને ટમટમી રહેલા હતા. સર હ્યુરોજ આ બધાથી ચિંતાતુર થઈ રહ્યો હતો, છતાં તેણે હિંમતથી શત્રુઓ ઉપર ચોકશી રાખી પાછળથી તેમના ઉપર છાપો મારવાની તજવીજ કરી. કુંચગામ કાલ્પીથી બેતાલીસ માઇલ ઝાંશી તરફ હતું. તેની આસપાસ પુષ્કળ ઝાડી હોવાથી તેના ઉપર હલ્લો કરવો મુશ્કેલીનું કામ હતું, તોપણ ઘણી ચતુરાઇથી તેણે બંડવાળાઓને વિખેરી નાંખવાની યુક્તિઓ યોજી. તા. ૨ જી મેએ તેણે મેજર ગોલને ૨૫ મી. અને ૩ જી પલટણના ચુંટી કાઢેલા સિપાઇઓ આપી તેની પાસે કુંચ ગામ ઉપર હલ્લો કરાવરાવ્યો, પાંચસેં બંડવાળાઓ પાકો બંદોબસ્ત કરી લડવા માટે એકઠા થઈ ત્યાં ભરાઈ બેઠેલા હતા. બંડવાળા ઘણા શૌર્યથી લડ્યા છતાં આખરે તેઓ બ્રિટિશ સમશેરને ભોગ પડ્યા અને કુંચનો કિલ્લો બ્રિટિશ સૈન્યના તાબામાં આવ્યો. બીજી તરફ મેજર ઑર આગળ વધવાની માથાકૂટ કરતો હતો, પરન્તુ બંડવાળાઓની સાથે વિષમ વિગ્રહમાં ગુંચવાઇ જવાયું હતું, એટલામાં બેટવા નદી ઓળંગી મેજર ગોલ તેને આવી મળ્યો. તેઓ બેઉ આગળ વધતા હતા એટલામાં તેમને એવા સમાચાર મળ્યા કે, ‘ બાણપૂર અને શાહગઢના રાજાઓ બંડવાળાઓને મદદ કરવા માટે કુંચ તરફ યુદ્ધસામગ્રી લઇ જાય છે. આ ઉપરથી તેમણે તે રાજાઓ ઉપર કોટા આગળ હલ્લો કર્યો અને તેમની એક તોપ પડાવી લીધી, પરન્તુ બિરગનીના રાજાએ પેલા રાજાઓને સારી સહાયતા આપી તેથી તેઓ ઈંગ્રેજ સૈન્યનો અટકાવ છતાં સહીસલામત કુંચ ગામ જઇ પહોંચ્યા. મેજર ગોલ અને ઑર પણ ઈંગ્રેજ સૈન્યની સાથે તાબડતોબ કુંચ તરફ ગયા.

અહીં તા. ૫ મીને દિવસે ઈંગ્રેજ સૈન્યને ૧૭ મી પલટણના શૂરવીરો અને બીજી બ્રિગેડ આવી મળી તેથી સર હ્યુરોજને વધું હિમ્મત આવી. તેણે મેજર ગોલને કુંચ ગામથી દસ માઇલ દૂર આવેલા લોહારી નામના કિલ્લા ઉપર હલ્લો કરવા મોકલ્યો. કિલ્લો હસ્તગત થતાં કુંચ ગામનું સામર્થ્ય યથાર્થ લક્ષમાં આવવાથી તેના

ઉપર સ્વારી કરતાં વધારે મહેનત પડશે નહિ, એમ તેની સમજ હતી. મેજર ગોલે તે પ્રમાણે શૂરવીર ઈંગ્રેજ સૈનિકોને લઇ લોહારી ઉપર હલ્લો કર્યો. એ કિલ્લો મરાઠાશાઈ બાંધણીનો ઘણો જ મજબુત હોઇ વિલાયતી લોક ઘણી ચપળતા અને બંદોબસ્તથી તેનું રક્ષણ કરતા હતા. એ સૈન્ય વચ્ચે ત્યાં સખત લડાઇ થઈ, જેમાં આખરે ઈંગ્રેજોની સરસાઈ થઇ અને કિલ્લો તેમના હાથમાં આવ્યો. આ નાના જેવા વિગ્રહમાં પણ બે અમલદાર અને પુષ્કળ ગોરા લોક માર્યા ગયા.

લોહારીનો કિલ્લો હસ્તગત થયા પછી, સર હ્યુરોજે કુંચ ગામ ઉપર હલ્લો કરવાની પેરવી ચલાવી. બંડવાળા લોકે પોતાનો બંદોબસ્ત આગળથી ઘણો સારો રાખ્યો હતો તેથી મોખરા ઉપર હલ્લો ન લઇ જતાં તેમની પાછળના ભાગ ઉપર સૈન્યની નિરનિરાળી ટુકડીઓ કરી તથા સામા પક્ષની કાચી બાજુને લક્ષમાં લઇ હલ્લો કરવો, એવો તેણે સંકેત કર્યો. બીજે દિવસે સવારે તેમનાથી ચૌદ માઇલને છેટે પોતાનું લશ્કર લઇ જઇને પશ્ચિમની દિશા સાધ્ય કરી લીધી. પહેલી બ્રિગેડના માણસોને પોતાની ડાબી બાજુ ઉપર રાખી તેમની પાછળ નાગપૂર નામના ગામ આગળ બીજા સૈન્યને રાખ્યું. બીજી બ્રિગેડને મધ્ય ભાગે સુમેર આગળ રાખી, અને મેજર ઓરના હાથ તળેની હૈદરાબાદવાળી પલટણને ઉમરી ગામ આગળ મૂકી. આવી રીતે કુંચ ગામથી બે માઇલને અંતરે સઘળી સૈનિક વ્યવસ્થા કરીને યુદ્ધની તૈયારી કરી.

આણી તરફ બાંદેવાળો નવાબ. તાત્યાટોપી આદિ મંડળ ગ્વાલી-અરના સૈન્યની રાહ જોતું સ્વસ્થ બેસી રહ્યું હતું. તેમનું લાલ રિસાલા અને બીજું કેટલુંક પાયદળ લશ્કર કુંચ ગામની પાછળના મેદાન તરફ ઝાડીમાં પડેલુ હતું. ઈંગ્રેજ સૈન્ય આવ્યાના સમાચાર મળતાં જ તેમણે એકદમ પોતાની તોપો ચાલુ કરી. સર હ્યુરોજે પોતાના સૈન્યને જુદી જુદી દિશાઓમાં રાખેલું હોવાથી એ તોપોનો મારો ફક્ત સામે આવતા સૈન્ય ઉપર થવા માંડયો. ઈંગ્રેજ લોકોએ મારો બન્ધ પાડવા વાસ્તે તેમના ઉપર ચારે તરફથી ગરનાળી તોપો અને બંદુકો છોડી શત્રુના

લશ્કરમાં આ રીતે ત્રાસ વર્તાવી દીધો. તેમનું ઘોડેસ્વાર લશ્કર ઈંગ્રેજોના મારાથી ત્રાસ પામી ચારે દિશામાં નાશભાગ કરવા લાગ્યું. બંડવાળાઓએ એક બાજુએ જ માત્ર બન્દોબસ્ત રાખેલો હોવાથી તેમને નાસવું પડ્યું. ઈંગ્રેજ લશ્કરને સૂર્યના તાપથી મહા વિટંબણા પડી, છતાં તેમણે બંડવાળાઓને હરાવી દીધા. ઈંગ્રેજ અધિકારીઓ અને ગોરા લશ્કરે મારમારના સખત તાપમાં મોટી સહનશીલતાથી લડાઈ કરી. શત્રુ સાથે લડવા કરતાં પણ સૂર્યના પ્રચંડ તાપથી તેમને ઘણું શોષવું પડ્યું. સર હ્યુરોજ આ લડાઈનો રિપોર્ટ કરતાં લખે છે કે, 'જો મારા સૈન્યનો તાપથી નાશ થયો ન હોત તો અમે શત્રુનો સદન્તર નાશ કર્યો હોત. અમારા સૈન્યમાંના અગિયાર જણ સખત તાપથી મરણ પામ્યા અને ઘણાક બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર પડ્યા. તાપથી કંટાળી ચારવાર શાંતિ લેવા માટે પણ મારા ઘોડાને સેનાવલિમાંથી બહાર લઇ જવો પડયો હતો. ડાકટર લો એ બધી વખત મારા મસ્તક ઉપર શીતળ પાણી રેડાવી તથા શીતોપચારક ઔષધો આપી મને સાવધ કરતો હતો. છાયામાં પણ જ્યાં ૧૧૦ ડીગ્રી જેટલી ગરમી પડે છે, એવા હિંદુસ્તાનના મહા પ્રખર દેશમાં રહી મારે જે યશ લેવાનો હતો, તે મેં લીધો. હવે મને કશાની ઇચ્છા નથી.' આ ઉપરથી કોઈ પણ વાંચકને સમજાશે કે, ઉત્તર હિંદુસ્તાનમાં ઈંગ્રેજ લોકોને ગરમીથી કેટલો ત્રાસ પડતો હતો.*

---

* ડૉ. લૉ. ઈંગ્રેજ સૈન્યની તાપ પીડિત સ્થિતિનું વર્ણન કરતાં તા. ૧૯ એપ્રિલ ૧૮૫૯ ના પત્રમાં લખે છે કે—

"'Several of these and many other officers will have to go to Europe and others will have to go elsewhere for change of climate. Thus paralysed as the force already is, and with the rest enfeebled and worn out by this long and arduous campaign, I cannot refrain from mentioning my apprehensions that should the operations before *Kalpe*

એક કલાક સુધી ઈંગ્રેજ સૈન્ય અને બંડવાળાઓ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું. બરા મધ્યાન્હે અઠાશી ને પચીસમી પલટણે કુંચ ગામ ઉપર હલ્લો કર્યો. આ વખતે બન્ને લશ્કર વચ્ચે બહુ જ ભયંકર લડાઇ થઈ. રાવસાહેબ પેશવાની પડાણુ પલટણે તે વેળાએ પોતાનું ખરેખરૂં પરાક્રમ દેખાડયું. હૈદરાબાદની ઇન્ફન્ટ્રીના ઉપરિ મેકવોઇડે સામા સૈન્યને પાછું હઠાવી તેમની જગા લીધી, પરન્તુ પઠાણુ પલટણ આગળ તેનું કંઇ ચાલ્યું નહિ. ઈંગ્રેજોના ઘોડેસ્વાર લશ્કરે આ વખતે સારૂં કામ બજાવ્યું. શત્રુની પાછળ પડી તેમનો પુષ્કળ દારુગોળો કબજે કરી લીધો, તાત્યાટોપી અને બાંદેવાળા નવાબે ઈંગ્રેજ સૈન્યને હરાવવાની ઘણી ઘણી તદબીરો કરી, છતાં છેવટ તેમને પાછા હઠવું પડયું. બંડવાળાઓ હાર ખાઇ નાસી ગયા તેમની આઠ તોપો, પુષ્કળ દારુગોળો અને ધાન્ય ઈંગ્રેજ લોકના હાથમાં આવ્યું. આ રીતે માત્ર અવ્યવસ્થાને લીધે જ બંડવાળાનું વીસ હજાર માણસ નાનીશી * ઈંગ્રેજ સેનાથી પરાજિત થઈ નાશી ગયું. સર હ્યુરોઝે પોતાના માણસોને તેમની બહાદુરી માટે બહુ શાબાશી આપી. *કુંચમાં પરાભવ થયા

---

protracted & the exposure the great force will be completely protracted.

ગોરા સિપાઇઓમાંના ૩૧૦ માણસો તાપને લીધે આજારી પડી જઇ હોસ્પિટાલમાં આવી પડયાં હતાં, એટલુંજ નહિ, પરંતુ કવાટર માસ્તર, એડજ્યુટટ જનરલ અને કોમિસેરીએટ ખાતાના અધિકારીઓ પણ તાપથી આજારી થઇ ગયા હતા.

* સર હ્યુરોઝે નીચે પ્રમાણે પોતાના સૈન્યને અભિવંદન આપ્યુ હતુ:—

"These noble soldiers, whose successes were never chequered by a reverse, with a discipline which was as enduring as their courage, never proffered one complaint. They fell in their ranks, struck down by the sun and exhausted by fatigue, but they would not increase tho anxieties of their

પછી તાત્યાટોપી અને રાવસાહેબ પેશવા વગેરે કાલ્પી તરફ પાછા ગયા. તાત્યાટોપી ત્યાંથી જાલવણની પાસે આવેલા ચરખારી ગામમાં પોતાના પિતા તથા સમ્બન્ધીને મળવા ગયો. બાંદેવાળો નવાબ અને બાણુપૂરનો રાજા કાલ્પીમાં રહ્યા. રાણી લક્ષ્મીબાઈ કુંચ ગામના યુદ્ધમાં અગ્રણી ભાગ લેતાં નહોતાં. રાવસાહેબ પેશવા અને બાંદેવાળા નવાબે તેમની ઇચ્છાનુસાર સૈન્યની ગોઠવણ કરી નહોતી. બાંદેવાળા નવાબને પોતાના ડહાપણનો વિશેષ ગર્વ હતો તેથી જ, રાવસાહેબ પેશવા સરકાર તેની ઇચ્છાને અનુસરતા હતા. કુંચ આગળ તેમના સૈન્યની વ્યવસ્થા કાચી રહેવાથી ઈંગ્રેજ સેનાએ તેમનો નાશ કર્યો. રાણીસાહેબનું પોતાનું સૈન્ય બિલકૂલ ન હોવાથી તેમને પેશવાના સૈન્યની સાથે કાલ્પી પાછા ફરવું પડયું.

મહારાણી લક્ષ્મીબાઇએ કાલ્પીમાં પાછાં આવી રાવસાહેબ પેશવાના કાન ઉઘાડ્યા, અને તેમને સ્પષ્ટ કહ્યું કે, 'જે સૈન્યનો બંદોબસ્ત બરોબર હોય છે, તે સૈન્ય કદી પણ હારતું નથી. ઈંગ્રેજ લોકના કંપુમાં કદી ગાફિલપણું રહેતું નથી. તમારા સૈન્યમાં સર્વત્ર અવ્યવસ્થા હોવાથી તમારા ઉપર તૂટી પડવાનો તેમને સારો લાગ મળે છે. આ વખતે મોટા સૈન્યના વિભાગ પાડી ઠેકઠેકાણે મોરચાબન્ધી કરો, કે જેથી શત્રુની

---

General or belie their devotion by complaint. No matter how great their exhaustion or how deep their short sleep, they always sprung to my call to arms with the heartiest good will. To think of yieding or rtreating would have been ignominy. All felt that physical strength might fail, but that the spirit and disbipline never could. They were often too ill to march bnt their devotion made them fight, It is almost superfluous to add that troops animated by so high a sense of duty were sober, orderly and very respectful to their officers."

સામે ટક્કર લઈ શકાય. ’ રાણીસાહેબની સૂચના લક્ષમાં લઈને પેશવાએ કાલ્પીમાં ફરી સૈન્યની વ્યવસ્થા કરવા માંડી. બાંદેવાળા નવાબના બે હજાર સ્વાર તથા કેટલીક તોપો એક બાજુએ ગોઠવી દીધી. અયોધ્યામાંથી આવેલા રોહિલ લોક અને બંગાલ નેટિવ ઇન્ફન્ટ્રીનાં કાળા લશ્કરને કાલ્પીના સંરક્ષણની નાકાબન્ધી સોંપી. આ સિવાય જે મોટી મોટી તોપો હતી તેને કિલ્લા ઉપર ચઢાવી ચારે દિશાએ મોરચા બન્ધાવ્યા અને પ્રત્યેક મોરચા ઉપર હોંશિયાર ગોલંદાજોની નિમણુંક કરી. બુન્દેલના કેટલાક ઠાકોર લોક રણભૂમિમાં પરાક્રમ કરવાને ઉત્સુક હતા, તેમને યથાધ્રિત સ્થાન સોંપી દીધાં. આ રીતે બન્દોબસ્ત કર્યા પછી તે મોટા લશ્કરનું આધિપત્ય પેશવાએ ધારણ કર્યું. તેઓ સારી રીતે જાણતા હતા કે રાણી શૂરવીર સ્ત્રી છે છતાં આવા મોટા સૈન્યનું આધિપત્ય એક અબળાને આપવું, એ તેમને ઠીક લાગ્યું નહિ. લાલવર્દીનાં ૨૦૦–૨૫૦ માણસ તેમને સોંપી તેમને યમુના તરફનો ભાગ સાચવવાની વિનંતિ કરી. શ્રીમન્ત પેશવાએ એકંદર સૈન્યની વ્યવસ્થા સારી કરેલી જોઈ રાણીસાહેબે પોતાને સોંપવામાં આવેલું કાર્ય સ્વીકાર્યું અને એક મોટા યુદ્ધવિશારદ સેનાપતિની માફક હોંશિયારીથી તે સ્થાન ઉપર જઇ પોતાના લશ્કર સાથે ડેરા તાણ્યા.

સર હ્યુરોજે કુંચ આગળ બંડવાળાઓનો પરાભવ કર્યા પછી કાલ્પી સર કરવાને હરદોઇ અને ઉરઇને માર્ગે કૂચ કરવા માંડી. ગરમીને લીધે તેના લશ્કરના ઘણા સિપાઈઓ માંદા પડવા લાગ્યા, છતાં સર હ્યુરોજે મજલ દરમજલ કૂચ કરી કાલ્પી ઉપર સ્વારી ચલાવી. અઢારમી ડ્રાગુન્સનો અધિકારી બ્રિગેડિયર મેજર સ્ટુઅર્ટ કુંચ ગામની લઢાઈ પછી આજારી થઈ ગયેલો હોવાથી તેની જગા ઉપર લેફ્ટેનન્ટ કેંબલની નિમણુંક કરવાની યોજના કરી.

આ વખતે પ્રવાસના અને યુદ્ધના સતત શ્રમથી ઈંગ્રેજ સૈન્યની ધમક અને હિમ્મત કમી થઈ ગઇ હતી, તેથી સર હ્યુરોજે યમુના નદીની ઉત્તરે પાકો બન્દોબસ્ત રાખવા સારૂ પહેલેથી કર્નલ મેથીવેલને

કાલ્પી મોકલી આપવાનું કમાન્ડર ઈન ચિફને લખી મોકલ્યું અને તેમની તરફથી ૮૮ મી પલટણ, બે શીખ ટુકડીઓ અને ઉંટ ઉપરનો રિસાલો મદદે આવી પહોંચ્યો. સર હ્યુરોજે ફરીને લશ્કરી તૈયારી કરી કાલ્પી ઉપર સ્વારી ચલાવી, તથાપિ બંડવાળાઓ ટક્કર લેવાને સાવધ હતા અને લઢાઇને લાયક પ્રદેશ નહોતો, કારણ કે ચારે બાજુએ ઉત્ખાતિની ઉંચી નીચી જમીન હતી તેથી કાલ્પી ઉપર હલ્લો કરવાની વાત માંડી વાળી તેની આસપાસનો જે પ્રદેશ ઓછા બન્દોબસ્તવાળો હોય તે સર કરી લેવાની પ્રથમ તજવીજ કરી. બંડવાળાઓની કડેકોટ તૈયારી સામે ચાલી જવાનું અભિમાન ન કરવામાં સર હ્યુરોજે અત્ર પ્રશંસનીય રણકૌશલ્ય બતાવ્યું.

તા. ૧૫ મી એ ઈંગ્રેજનું સૈન્ય કાલ્પીથી છ માઇલ દૂર ગલાવલી નામના ગામે આવી પડયું. એ બાતમી કાલ્પીના છબીનાને મળી એટલે તેમણે ધાર્યું કે, તેઓ કાલ્પીની રણભૂમિ ઉપર આવશે તેથી તેની ઉપર છાપો માર્યો. શત્રુઓએ તેમના સામા થઈ લડાઇ કરી અને તેમાં ઈંગ્રેજ સૈન્યનો પરાભવ કર્યો. આ નજીવી જીતથી ગ્વાલીઅરની ૨૫ મી નેટિવ ઇન્ફટ્રીના બંડવાળાઓ ફુલાઇ ગયા અને ઈંગ્રેજપ્રતિ કહેવા લાગ્યા કે 'તમે ઝાંશી લુંટયું છે પણ કાલ્પી લુંટવું સહેલ નથી. આવો તો ખરા.' એટલામાં સર હ્યુરોજે લડાઈને લાયકની જગ્યા શોધી કાઢી ત્યાંથી તેમના ઉપર મારો ચલાવવો શરૂ કર્યો. શત્રુઓને તે મારાથી નાસવું પડયું, એટલે ૭૧ મી હાયલંડર્સ પલટણ તેમનો સંહાર કરવા માંડયો.

ઈંગ્રેજ સૈન્યની જીત થઈ તથાપિ જ્યાં આગળ ઈંગ્રેજોએ છાવણી નાંખી હતી ત્યાં આગળ ઉંચી નીચી જમીન અને પહાડી પ્રદેશ હોવાને લીધે તોપખાનું લઇ જવાયું નહિ. કાલ્પી ઉપર હલ્લો કરવો એ સલામતીભર્યું નહિ લાગવાથી સર હ્યુરોજે તે જ ઠેકાણે પોતાનો પડાવ રાખ્યો. વળી અધુરામાં પુરૂં વરસાદને લીધે યમુના નદીમાં પૂર આવવાથી તે ચારે કાંઠે થઇ હતી. બ્રિટિશ સૈન્યને એક ઠેકાણેપડાવ

નાંખી રહેલું જોઇ બંડવાળાઓને પાછું શૂર ચડ્યું. તેમણે યમુનાજીના સોગન ખાઇ મારવું કે મરવું એવો નિશ્ચય કર્યો. બંડવાળાઓ આવા નિશ્ચય ઉપર આવ્યા અને સામેથી બ્રિગેડિયર જનરલ સ્ટુઅર્ટ, લેફ્ટેનન્ટ કર્નલ રોબર્ટ્સ અને લેફ્ટેનન્ટ ગોર્ડન પોતાના પક્ષે સાવધાન રહેલા હતા. બંડવાળાઓ તેમના આવેશ અને હોંશમાં પોતાની સુરક્ષિત જગાઓ છોડી ઈંગ્રેજ ઉપર છાપો મારવાને બહાર ધશી નીકળ્યા. બેઉ સેનાઓ વચ્ચે લડાઇ ચાલવા માંડી. બંડવાળાઓ કફોડી જગ્યાએ હોવાથી તેમની ગોળીઓ ઈંગ્રેજ સેના ઉપર વ્યર્થ જવા માંડી અને ઈંગ્રેજોનો તોપનો મારો સોળેસોળ આના સચોટ તેમનો સંહાર કરવા લાગ્યો. દીપપતંગ ન્યાય પ્રમાણે બંડવાળાઓ સમરાંગણમાં પડવા માંડ્યા અને જોતજોતામાં તેમની સંખ્યા ઓછી થવા લાગી.

આ રીતે પુનઃ એકવાર કાલ્પીના મોખરા ઉપરના બંડવાળાનો પરાભવ થતાં સઘળે નાઉમેદી પ્રસરી રહી. રાવસાહેબ પેશવા, બાંદેવાળો નવાબ અને મુખ્ય મુખ્ય વીર સેનાનીઓ નિરાશ થયા. તેમણે અગિયારા ગણી જવાનો વિચાર કરવા માંડ્યો. રાણીસાહેબે તેમને ધીરજ આપી પોતાના ઘોડાને આગળ ચલાવ્યો અને લાલવર્દીના માણસોને લઇ ઈંગ્રેજ સેના ઉપર જમણી બાજુથી હલ્લો કર્યો. તેમના ઝંઝાવાતના જેવા ઓચિંતા હલ્લાથી ઈંગ્રેજ સૈન્ય છુટું પડી ગયું અને રાણીની બહાદુરી જોઇ 'લાઇટફિલ્ડ' નામની નાની તોપોને ચલાવનારા ગોલંદાજો સ્તબ્ધ થઇ ગયા. તોપનો મારો એ રીતે બંધ પડતાં, રાણીસાહેબ પોતાના સૈન્ય સાથે તેમનાથી વીસ વારને છેટે આવી ગયાં અને તેમનું પરાક્રમ જોઈ કાલ્પીવાળા સૈન્યને શૂર ચઢ્યું. જોતજોતામાં બેઉ સૈન્ય પાસે આવી ગયાં અને હાથોહાથ યુદ્ધ ચાલવા માંડ્યું. દારૂણ યુદ્ધ ચાલતું હતું તેવામાં રાણી સાહેબ કેટલાંક માણસો સાથે પોતાના ઘોડાને આગળ ફેંકતાં અને તરવાર ચલાવતાં તોપખાના ઉપર ચઢી ગયાં. આ વખતનું તેમનું શૌર્ય આવેશ અને વીરશ્રી જોઇ

પેશવાના માણુસોને શૌર્ય ચઢયું અને તેઓ મરણીઆ થઇ ઈંગ્રેજ સેના ઉપર તૂટી પડ્યા. આ વખતે જે લડાઈ ચાલી તે ઉપરથી બંડવાળાઓનો વિજય સમીપ લાગ્યો. ઈંગ્રેજોના તોપખાના ઉપરના ગોલંદાજો હતવીર્ય થઇ રણસંગ્રામમાં પ્રાણત્યાગ કરવા લાગ્યા, ઘોડાઓવાળું તોપખાનું લડાઇની મારામારમાં અસ્તવ્યસ્ત થઈ જવા માંડયું અને મામલો બગડતો જાઇ બ્રિગેડિયર સ્ટુઅર્ટ પ્રાણ નાંખી દઇ તોપખાના પાસે આવી ઉભો રહ્યો અને ગોલંદાજોને ઉત્સાહ આપી ફરી તેણે તોપનો મારો શરૂ કરાવરાવ્યો. ઝાંશીવાળાં રાણીએ રણમાં વીરહાક વગાડી ઈંગ્રેજ લશ્કરને છિન્નભિન્ન કરી નાંખી તેમનું તોપખાનું બન્ધ પાડયું. એક અબળાનું આવું અસામાન્ય પરાક્રમ જોઈ બીજાઓને શૌર્ય ચઢયું છે, તેથી બાજી બગડી જશે, એમ જોતાં જ સર હ્યુરોજ પોતાનું ઉંટવાળું* લશ્કર લઇ કટાકટીને વખતે ભયંકર લડાઈને મધ્યભાગે આવી પહોંચ્યો. તેણે આવતાં વાંત મોટા ઉત્સાહથી કાલ્પીના સૈન્ય ઉપર હલ્લો કર્યો અને સૈનિકોને ઉત્તેજન આપી, એવું ત્વરાથી યુદ્ધ ચલાવ્યું કે, જીત ઉપર આવેલું કાલ્પીનું સૈન્ય વિખરાઇ જવા માંડયું અને સહજમાં તેમનો પરાભવ થયો. કાલ્પીનું લશ્કર કેફમાં હોય તેવા રણોત્સાહથી લઢયું, તથાપિ ૮૬ મી અને ૨૫ મી ઈંગ્રેજ સૈન્યની પલટણોએ દુશ્મનો ઉપર જોશથી ધસારો કરી, સર હ્યુરોજવાળા ઉંટના લશ્કરે આવી મળી તેમના ઉપર એવી અસહ્ય બાણવૃષ્ટિ ચલાવી કે–જેની આગળ તેમનું કંઈ ચાલ્યું નહિ.* રાણીસાહેબે આ લડાઇમાં અત્યન્ત શૌર્ય દેખાડયું, પરંતુ સર

---

* ઉંટના સૈન્યને માટે એક ઈંગ્રેજ ગ્રન્થકાર લખે છે કે:—

"Well do I remember that day. Nearly four hundred of my regiment, the '86' were *hors de combat*, the native regiment was not much better, and thousands of yelling savages were pressing on, a river in our rear. We were well-nigh beaten, when the Camel corps came up, and about one hundred and fiffty fresh troops soon turned the tide, and

હ્યુરોજવાળા સૈન્યના આવવાથી પેશ્વાનું સૈન્ય તેમની મદદે આવી શક્યું નહિ. જીત ઉપર આવેલી બાજી જોતજોતામાં બગડી ગઇ અને તેમને બીજા લોકની માફક રણસંગ્રામમાંથી પાછા ફરવું પડયું. પેશ્વાના લશ્કરની અવ્યવસ્થાને લીધે જ રાણી લક્ષ્મીબાઈને આટલો વિક્રમ બતાવ્યા છતાં પણ નિરાશ થઇ રણભૂમિનો ત્યાગ કરવો પડ્યો. વીર માણસને વીર અને ધીરવાન સૈન્યની અગત્ય છે. રાણીનામાં જે ગુણ હતા તે તેમની આસપાસ એકત્ર થયેલા મિથ્યાભિમાની બંડવાળાઓમાં નહોતા.

આ પ્રમાણે કાલ્પીનું લશ્કર રણમાંથી નાસભાગ કરવા લાગ્યું એટલે સર હ્યુરોજે ઈંગ્રેજ સેનાને શૌર્ય ઉત્પન્ન થાય તેવા શબ્દોથી તેમનો ધાણ કાઢી નાંખવાને ઉત્તેજિત કરી. વિજયના ઉત્સાહમાં આવેલા બ્રિટિશ લશ્કરે નાસભાગ કરતા બંડવાળાઓના ઉપર તૂટી પડી છુટે હાથે તરવાર ચલાવી. હજારો બંડખોર સિપાઇઓ નાસતાં નાસતાં કપાઈ ગયા અને હજારો માણસ બ્રિટિશ સમશેરથી પ્રાણ બચાવવા માટે ભયભીત થઇ યમુના નદીનાં ઉંડા કોતરોમાં ભરાઇ ગયા. યુદ્ધકળા વિશારદ બ્રિટિશ સૈન્યે આ પ્રમાણે અસંખ્ય બંડવાળાઓના પ્રાણ લીધા અને મોટો વિજય મેળવ્યો. કવાયત અને નિયમ વગરના મોટા સૈન્યની દયાજનક સ્થિતિ થઇ પડી. તેઓ ભય પામેલાં પશુની માફક એક બીજાની ઉપર પડી તથા શત્રુની તરવારને ભોગ પડી મરી ગયા અને બાયલાઓ યમુનાનાં બોથાંને શરણે ભરાઇ ગયા.

---

sent the bhang-possessed enemy to the right about again. It was the Camel corps that *literally* saved Sir High Rose's division. The enemy were within twenty yards af our battery and out-post tents, the latter full of men down with sunstroke. Another quarter of an hour and there would have been a massacre. *Ever since that day I have looked epon a camel with eyes of affection.*"

પેશવાના સૈન્યની આ રીતે વાતાહત જેવી દશા કરી, સર હ્યુરોજે કાલ્પી સર કરવા તરફ નજર નાંખી. બ્રિગેડિયર જનરલ સ્ટુઅર્ટને પોતાના સૈન્ય સાથે કાલ્પી આવવાનો હુકમ આપી, બીજું સૈન્ય લઈ પોતે સીધો નગર ઉપર ચઢી ગયો. કાલ્પીના કિલ્લામાં હજી પેશવા સાહેબ પાસે દારૂગોળો, અને માણસો હતાં. તેમણે દરવાજા બન્ધ કરી નગર રક્ષણને માટે યત્ન કરવા માંડયો. સર હ્યુરોજે આવતાં વાંત કિલ્લા ઉપર તોપનો મારો ચલાવરાવ્યો. બંડવાળાઓએ તેમની સામે તોપ માંડી ટક્કર લેવા માંડી, પરન્તુ ગોઠવણ પ્રમાણેનું ત્રણ દિશામાંથી બ્રિટિશ સૈન્ય આવી પહોંચ્યું અને ચારે તરફથી કિલ્લા ઉપર તોપનો મારો ચાલુ થયો. ઈંગ્રેજ સૈન્યના તોપના ભયંકર મારા સામે તેઓનું કંઈ ચાલ્યું નહિ. ધુમાડી ને ધૂળથી આકાશને અન્ધારી નાંખે એવી તોપો ચાલતાં સામાવાળાની હિમ્મત જતી રહી. હલ્લા પર હલ્લા થતાં બંડ-વાળાઓથી ટક્કર લેવાઈ નહિ અને સર હ્યુરોજના કંઠમાં વિજય-શ્રીએ યશની માળા પહેરાવી. બંડવાળા શહેરમાંથી નાઠા તેમની પુંઠ પકડી કર્નલ ગોલ અને કેપટન અંબટે પુષ્કળ હાથી, ઘોડા, ઉંટ અને તોપો પડાવી લીધાં. આ યુદ્ધમાં પણ પુષ્કળ દેશી બંડવાળા સૈનિકો ધારાતીર્થમાં પતન પામ્યા અને તા. ૨૪ મી. મે ને દિવસે ઈંગ્રેજ સેનાએ કાલ્પી શહેર સર કર્યું. તે દિવસે નામદાર મહારાણીનો જન્મ દિવસ હતો તેથી કાલ્પીના મેદાનમાં મોટા આનન્દોત્સાહથી તોપની સલામતી લેવરાવી બ્રિટિશ સૈન્યે વિજયોત્સવ કર્યો.

ઈંગ્રેજો કાલ્પી ઉપર આવે છે, એવા સમાચાર મળતાં જ શ્રીમન્ત રાવસાહેબ પેશવા, મહારાણી લક્ષ્મીબાઈ અને બાંદેવાળો નવાબ વગેરે પ્રમુખમંડળી ત્યાંથી અગિયારા ગણી ગયાં. શહેરમાં અશિક્ષિત અને લુંટારૂ લોક જ માત્ર રહ્યા હતા. ઈંગ્રેજોની જીત થતી જોઇ તે લોકોએ હથિયાર નાંખી દઇ ઈંગ્રેજો આવી શહેરને લુંટે ત્યાર પહેલાં પોતાનાં ખીસાં ભરવાને લુંટ ચલાવવા માંડી. દેશી સૈનિકોજ શહેર લુંટવા લાગ્યા, ત્યાં માણસો કોને શરણે જાય! બ્રિટિશોએ કાલ્પી લીધું

ત્યારે લુંટારૂ લોક પોતાનું કામ કરીને ચાલ્યા ગયા હતા, છતાં એક વર્ષ દિવસના શ્રમે પેશવા સરકાર અને તેમના પ્રધાન તાત્યાટોપીએ સંપાદન કરેલું પુષ્કળ યુદ્ધસાહિત્ય કિલ્લામાં પડી રહ્યું હતું. કિલ્લામાંથી ઈંગ્રેજોને ઘણીક તરવારો, બન્દુકો, નાની મોટી તોપો અને ૬૦,૦૦૦ પૌંડ દારૂ મળ્યો. એ બધી વસ્તુની કિંમત બે લાખ રૂપિયા જેટલી કરતાં પણ વધારે હતી.*

---

* ડો. લૉ. અને બીજા ગ્રન્થકારોએ કાલ્પીમાંની તે વખતની સામગ્રીનું વર્ણન કરેલું છે, તેમાંથી ડો. સીલ્વેસટરનો એક પેરેગ્રાફ અત્ર નમુદ કરીએ:—

"There was an indescribable medley here, just as in the fort of Jhansi, but the articles here all pertained to the art of war. There were guns, large and small, numbering fifteen, besides a large mortar and howitzer: there were conical stocks of English round shot and shell, and several sheds in which the manufacture of cannon, howitzers, shells, and the repair of arms, was being carried on. The tools and appliancs, such as a forges, hammers vices, smiths' braces, &c. were all of Engiish make; Several muskets had been restocked, and very well fitted. There were vast numbers of broken brass shells, which proved they had rather failed in that branch of ordnance manufacture; they had all been cast on clay moulds, and the outside filed smooth. In the arsenal the uniform was knee deep, comprising not only sepoy clothes but coats that had been taken from Winddam's slain, belonging to H. M 's 88th Regiment, some bearing the number 52, with the Prince of Wales' plume; also one ar two ladies bonnets tegether with brass-band instruments parts of cornopeans, French horns, trumpets, and Infantry bug-

કાલ્પી સર થયું, ત્યારે તા. ૨૪ મી. મે ૧૮૫૭ ને દિવસે, ગવર્નર જનરલ લોર્ડ કેનિંગે સર હ્યુરોજને તારથી અભિનંદન આપ્યું. તેણે લખ્યું કે, "તમે પરંપરાથી જે જય કરતા આવ્યા છો, તેમાં કાલ્પીના જયથી વધારો થયો છે, એટલું જ નહિ પરંતુ, તેથી બંડવાળાઓનું જોર સદંતર ભાગી ગયું છે. આ વિજય માટે તમારો અને તમારા સૈનિકોનો હું મોટો ઉપકાર માનું છું. કાલ્પી સર થયા પછી ગ્વાલિયર અને ઝાંશી તરફ બન્દોબસ્તને માટે લશ્કર મોકલવાની ગોઠવણ કરી, ઉત્તર અને મધ્ય હિન્દુસ્તાનમાં બંડવાળાઓનો પરાજય કરવામાં પડેલા શ્રમ પછી વિશ્રાંતિ લેવાને સર હ્યુરોજ મુંબાઇ આવવા તૈયાર થયો ત્યારે તેણે તા. ૧ લી. જુન ૧૮૫૭ દિવસે એક મોટું ભાષણ કરી પોતાના ઈંગ્રેજ સૈન્યનો ઉપકાર માન્યો, અને ઈંગ્રેજી કવાયતને તથા બ્રિટિશ સૈન્યના આજ્ઞાધારકપણાને વખાણ્યાં* ખરેખર કવાયત અને યુદ્ધકળાથી જ બ્રિટિશ સૈન્ય વિજયી થયું. અસંખ્ય માણસો છતાં બંડવાળાઓ માર્યા ગયા તેનું કારણ અવ્યવસ્થા શિવાય બીજું કંઇ જ નહોતું. કાલ્પીના જેવો કુદરતથી સુરક્ષિત કિલ્લો, જોઈએ તેટલી યુદ્ધસામગ્રી અને પેશવા વંશના શૂરવીર પુરૂષો છતાં અવ્યવસ્થાને પરિણામે તેમને નાસી જવું પડ્યું. કાલ્પીમાં બંડવાળાઓની મોટી સંખ્યા એકઠી થઇ હતી, પરન્તુ સઉ પોતપોતાના બળમાં મગરૂર હતા. તાત્યાટોપી જેવો રણચતુર સેનાપતિ

---

les, Military drums flags, standards, Glegarries, stocks &c. &c. underground, and discovered subsequenly, was a vast store of ammunition, including 60,000 pounds of English gunpowder, shot, shell, and fire arms. In fact, this was the greatest central arsenal of the mutineers, and had it been capable of defence *it wauld not have fallen such an easy prey to us,"*

*The Compaign in Central India P. 116, 17.*

અને મહારાણી લક્ષ્મીબાઈ જેવાં ઝાંશીના ઘેરા વખતના અને કુંચ ગામ આગળના સંગ્રામમાં યુદ્ધનો અનુભવ પામેલાં, શૂરવીર અને યુદ્ધવિશારદ રાણી રણોત્સાહ આપનાર છતાં બંડવાળાઓને તેમના પડતા ભાગ્યના પરિબળે અથવા તેમના પોતાના અભિમાન અને અવ્યવસ્થાથી અથવા મિથ્યા મમત્વ અને ખોટી શૂરવીરતા દેખાડવાના આડંબરથી ફરી ફરીને યત્ન કર્યાં છતાં પણ રણ છોડી નાસી જવું પડ્યું—અરે નાસી જવું પડ્યુ એટલુંજ નહિ પરન્તુ બ્રિટિશ તરવારને ભોગ પડવું પડ્યું. ખરૂં છે કે:—

---

* "Soldiers! you have marched more than a thousand miles, and taken more than a hundred guns; you have forced your way through mountain passes and intricate jungles and over rivers; you have captured the strongest forts, and beat the enemy, no matter what the odds, wherever you met him; you have restored extensive districts to the Government, and peace and order now reign where before for twelve months were tyranny and rebellion; you have done all this and you have never had a check."

"I thank you with all my sincerity far your bravery, your devotion, and your discipline."

"When you first marched I told you that you as British soldiers, had more than enough of courage for the work which was before you, but that courage wlthout discipline was of no avail, and I exhorted you to my orders. In hardships, in temptations and in dangers you have obeyed your General, and you never ieft your ranks."

"You have fonght against the rtrong, and you have

विधौ विरुद्धे न पयः पयोनिधौ ।
सुधोगसिंधौ न सुधा सुधाकरे ॥
न वांछितं सिध्यति कल्पपादपे
न हेम हेमप्रभवे गिरावपि ॥ १ ॥

---

protected the rights of the weak and defenceless, of foes as well as of friends; I have seen you in the ardour of the combat preserve and place children out of harm's way."

"This is the discipline of Christian soldiers, and this it is which has brought you triumphant from the shoree of Western India to the waters of the Jumna, aud establishes, without doubt, that yoc will find no place to equal the glory of our arms!"

## પ્રકરણ ૧૪ મું.

### ગ્વાલિયર ઉપર સ્વારી.




લ્પી આગળ પરાભવ થયા પછી શ્રીમંત્ રાવસાહેબ પેશવા ગ્વાલિયરની નૈઋત્ય દિશાએ છેંતાલીસ માઇલ ઉપર ગોપાળપુર કરીને ગામ છે ત્યાં નાસી ગયા. મહારાણી લક્ષ્મીબાઇ તેમની સાથે હતાં. શ્રીમંત્ રાવસાહેબ પેશવાનો સેનાધિપતિ તાત્યા ટોપી કૂચગામ આગળ લઢાઇ થયા પછી જાલવણની પાસેના ચરખારી ગામમાં પોતાનાં વડીલોને મળવા ગયો હતો, તે પણ કલ્પીના પરાજયની વાત સાંભળી તાબડતોબ ગોપાળપુર આવ્યો અને તેની પાછળ બાંદેવાળો નવાબ અહીં તહીં ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. બુંદેલખંડમાંથી હાલ બંડવાળાઓનો દોર તૂટી ગયો હતો. સને ૧૮૫૭ના જુન માસમાં બંડ થયા પછી સાગર, કાલ્પી, બાંદા વગેરે સ્થળમાં બંડવાળાઓ વ્યાપી ગયા હતા, પરંતુ સર હ્યુરોજ અને વ્હિટલૉક જેવા સેનાધિપતિઓએ અલ્પ કાળમાં તેમની સત્તાનો નાશ કરી આખા બુન્દેલખંડમાં પુનઃ બ્રિટિશ રાજ્ય સત્તા સંસ્થાપિત કરી. સર હ્યુરોજની માફક મેજર રોબર્ટ્સ, વ્હિટલોક અને બીજા ઈંગ્રેજ સેનાપતિઓએ દેશમાં શાંતિ પ્રસારી દીધી; તે જોઇને 'હવે આપણે કેમ કરવું' એવો વિચાર કરવાને અર્થે, આપણે ઉપર લખી ગયા તેમ બંડવાળાઓની સાથે પોતાનાં જીવનને જોખમમાં નાંખનાર શ્રીમંત્ રાવસાહેબ પેશવા, બાંદાવાળો નવાબ અને ઝાંશીનાં રાણીલક્ષ્મીબાઈ સાહેબ વગેરે ગોપાળપુરમાં એકઠાં થયાં હતાં.

વખત ઘણો બારીક હતો, અને ખરેજરા બુદ્ધિચાતુર્યથી આવેલા સંકટને તરી જવાનું હતું. ગમે તે કોઈ પ્રકારે પણ હારેલી બાજી ફરી માંડ્યા વગર છુટકો નહોતો. ઈંગ્રેજ લોક પોતાના બળથી અને બુદ્ધિ-

ચાતુર્યથી વિજય મેળવી શત્રુથી યુદ્ધસામગ્રી પ્રાપ્ત કરી પ્રબળ થયા હતા. બંડવાળાઓ પોતાના અનાજ્ઞાધારત્વ અને ઔદ્ધત્યથી સંખ્યામાં ઘણા હોવા છતાં પરાજય પામી નિરાશ થયા હતા. તેમની સ્થિતિ શોચનીય થઇ રહી હતી, તેમના બળકટ કિલ્લાઓ અને લાખો રૂપિયાનો દારૂગોળો નાશ પામ્યો હતો. તેમના મોટા સેનાપતિઓ વીરસ્વયંવરમાં ખપી ગયા હતા અને બાકી જે લોક અવશેષ રહ્યા હતા ને અશિક્ષિત હોઈ તેમની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થઇ પડી હતી. કારણ કે, ઈંગ્રેજો તેમને હવે જંપીને બેસવા દે એમ નહોતું. રાવસાહેબ, તાત્યા ટોપી, અને બાંદેવાળો નવાબ આવી પડેલી આપતિના ભારમાં દબાઇ ગયા હતા. રાતદિવસ નવી યુકિતઓ જન્મ લે અને નાશ પામે પણ એકે નિશ્ચયાત્મક ઠરાવ થાય નહિ. આ પ્રમાણે ચાલતાં રાવસાહેબ પેશવાની મુંજવણ વધી પડી અને તેમનું મન શોકગ્રસ્ત થઈ ગયું.

•

બીજે દિવસે સવારે રાવસાહેબની મુંઝવણ રાણી સાહેબના જાણવામાં આવી. જો રાણી સાહેબ અને પેશવા મળ્યાં હોત અને અન્યોન્યના વિચારો પ્રમાણે કરવામાં આવ્યું હોત તો કાલ્પીમાં તેમનો પરાભવ થાત નહીં. રાણી સાહેબની પાસે મોટું સૈન્ય નહોતું. ઝાંશીમાંથી નાસી આવેલા સો બસો માણસોજ માત્ર તેમની સાથે હતાં. આવાં નાનાં લશ્કરથી ઈંગ્રેજોની સામે મોટી લડાઇ ન લડી શકવાથીજ તે પેશવાની સાથે ગોપાળપુર નાસી આવ્યાં હતાં. ઈંગ્રેજોના પ્રબળ દળ સામે આપણો ટકાવ થનાર નથી, એમ તેમને ખાત્રી હતી, તથાપિ ઈંગ્રેજોની સાથે લડાઈ કરવાને તેમને વારંવાર આવેશ થઇ આવતો હતો. એકાદવાર સમરાંગણમાં પોતાની શકિત બતાવવાની આશા ઉત્પન થઇ હતી. આવા વિચારથી પેશવાના સૈન્યની સારી વ્યવસ્થા કરી, વળી એકવાર ઈંગ્રેજોની સામે થવાનું તેમને શૌર્ય ચઢયું. પેશવાની ચિંતાના સમાચાર મળતાં તે તેમને મળવા ગયાં અને એક મોટા બળવાન ભારતીય વીરની માફક શ્રીમંત રાવસાહેબને તેમણે ઉત્તેજન આપ્યું. પેશવાની પાસેથી

વચન લઇને તેમણુ કહ્યું:—" મરાઠા લોકાએ આજ સુધી જે વિજય મેળવ્યા છે તે તેમના મોટા અને બળવાન કિલ્લાઓનોજ પ્રતાપ છે. ઔરંગઝેબના રાજ્યમાં મરાઠા સામ્રાજ્યનો પાયો નાંખનાર મહારાજાધિરાજ શિવાજી મહારાજ પોતાના પહાડી અને બળવાન સિંહગઢ, રાયગઢ અને તોરણુા જેવા કિલ્લાઓને લીધેજ હિંદુસ્તાનના બળવાન પાદશાહની સામે ટક્કર લેવાને શકિતમાન થયો હતો માટે કિલ્લાના આશ્રય વગર લડાઈ કરવી એ વ્યર્થ છે. ઝાંશી અને કાલ્પી જેવા કિલ્લાઓના આશ્રયથીજ આજ પર્યંત આપણુ ઇંગ્રેજના સૈનિક બળને જવાબ દઈ શકયા છીએ, પરંતુ આપણુા હતભાગ્યના યોગે હાલ તે મજબુત કિલ્લાઓ આપણુા હાથમાં રહ્યા નથી. કિલ્લા વગર રહીશું તો ઘાસની માફક નાશ પામીશું. આપ કોઇ મોટો અને બળવાન કિલ્લો હોય તે સર કરવાનો વિચાર રાખો તો સારૂં. કિલ્લા શિવાય આપણે જે ઠેકાણે જઇશું ત્યાં ઇંગ્રેજોનું સૈન્ય આપણી પુંઠે આવશે. અને છેવટ આપણે તેમનાથી માર્યા જઇશું. એકવાર તેમને હાથે આપણુા નાશ થવાનો છે એમાં તો શક નથી, તથાપિ તે માટે કાંઇ ચિંતાતુર થઇ છેક નિરાશ થવાનું કારણુ નથી. કારણુ કે જે ભવિતવ્ય હશે તે થવાનું તો છેજ. આવી પડેલા ભયથી ગભરાઇ જઇ બેસી રહેવા કરતાં કોઇ મજબુત કિલ્લો શોધી કાઢી તેને આશ્રયે જઈ રહેવું એ ઉચિત છે. હાથ પગ જોડીને બેસી રહેવાથી કંઇ થનાર નથી. ભાવિ હશે તે થશે. ડરવાથી ભય દૂર થવાનો નથી. ઉદ્યોગ કરનારને ઇશ્વર સહાય આપે છે. વિચારમાં બેસી રહેવાથી મન નિરાશ અને ઉદાસીન થઇ જાય છે અને વીરપુરૂષને પણુ વિચારની પરંપરાઓ એવો ભય ઉત્પન્ન કરે છે કે, તે હતાશ, નિરાશ થઇ નિર્વીર્ય બની જાય છે. આપ સઘળા વિચારનો ત્યાગ કરી યુદ્ધને માટે તત્પર થાવ."

રાણી સાહેબનાં વચનો સાંભળી પેશવાના મનનું સમાધાન થયું. તેમની અકળામણુ ઓછી થઇ. નિરાશીના વખતમાં આવા પ્રસંગને યોગ્ય આશ્વાસનથી તેમને સંતોષ થયો. પછી તેમણુ કયો કિલ્લો

હાલ હસ્તગત કરવા જેવો છે, એમ રાણીજીને પૂછ્યુ. મહારાણી લક્ષ્મીબાઈએ પેશવાના પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું કે, ' હાલ ઝાંશી અથવા કાલ્પી તરફ જવાય તેમ નથી, કારણ કે ઇંગ્રેજોએ તેને પદાક્રાંત કરેલા છે. બળવાન્ શત્રુની સામે જવું એ હાલના વખતને યોગ્ય નથી. હાલ તો આપણે સિંધિયા સરકારના રાજ્ય તરફ જવું અને તેમના સૈન્યની અને તેમના પુરાતન પ્રચંડ ગ્વાલિયરના કિલ્લાની મદદથી એકવાર શત્રુઓની સામે લડાઈ કરવાનો ઉદ્યોગ કરવો, એ ઉત્તમ માર્ગ છે. '

શ્રીમંત્ રાવસાહેબ અને તાત્યા ટોપી રાણીની યુક્તિ સાંભળી આનંદ પામ્યા અને તે તેમને પસંદ પડી.* રાવસાહેબે આવી અતિ

---

* કર્નલ મેલિસન લખે છે કે:—

" The situation then seemed desperate to the rebel chieftains. But desperate situations suggest desperate remedies; and a remedy which, on first inspection, might well seem desperate, did occur to the fertile brain of one of the confiderates. To which one it is not certainly known. But judging the leading group of conspirators by their antecedents–Rao Saheb, the Nawab of Banda, Tatia Topi, and the Rani of Jhansi–we may at once dismiss the two first from consideration. They possessed neither the character nor the genius to conceive a plan so vast and so daring. Of the two who remain, we may dismiss Tatia Topi. Not that he was incapable of forming the design, but—we have his memoirs—and in those he takes to himself no credit for the most successful act with which his career is associated. The fourth conspirator possessed the genius, the daring, the despair necessary for the conception of great deeds. She was urged on by hatred, by desire of vengeance, by a

ઉત્તમ યોજના માટે મહારાણી લક્ષ્મીબાઇને ધન્યવાદ આપ્યો. તાત્યા-ટોપીને મહારાણી શ્રી લક્ષ્મીબાઇની સલાહ ઉત્તમ જણાઈ, કારણ કે ગ્વાલિયરથી મદદ મંગાવવા કરતાં ત્યાં જવું, એ તેને યોગ્ય લાગ્યું. ગ્વાલિયરના સૈનિકો તાત્યાટોપીને મળી ગયા હતા એટલે તે કિલ્લો સ્વાધીન કરતાં વાર લાગનાર નથી એમ જણાવી રાણી સાહેબની યોજનાને તેણે અનુમોદન આપ્યું. આપત્તિના કાળમાં યથાર્થ યુક્તિ શોધી કાઢવામાં જ મનુષ્યની બુદ્ધિની ખરી કસોટી છે. રાણીએ આ નાજુક પ્રસંગમાં તેવી જ અનુપમ યુક્તિ શ્રીમંતને બતાવી તે તેમને પસંદ પડી.

તાત્યાટોપી પ્રથમ અનેક વાર ગ્વાલિયર જઈ આવેલો હતો. ત્યાંના દરબારની તથા સૈન્યની તેને પૂર્ણ માહીતી હતી. પેશવાનો વિચાર બર આવશે કે કેમ તે પણ તેના કળવામાં આવ્યું હતું. તેણે પોતાનું સૈન્ય લઈને ગ્વાલિયર જવાનો ઠરાવ પસંદ કર્યો એટલે રાણીસાહેબના વિચાર પ્રમાણે સ્વારી લઈ ઉપડવાનો નિશ્ચય થયો. મહારાણી લક્ષ્મીબાઈની યોજના ઘણી જ ઉત્તમ હતી. હારેલી બાજીમાં એકવાર યશ મળે તેવો તેમાં સંભવ હતો, અને બંડવાળા

---

blood-stained conscience, by a determination to strike hard whilst there was yet; a chance. She could recognise the possibilities before her, she could hope even that if the first blow were successful the fortunes of the campaign might be changed; she possessed and exercised unbounded influence over one at least of her companions—the Rao Sahib. The conjecture, then almost amounts to certainty that the desperate remedy which the confiderates decided to execute at Gopalpur was suggested and prossed upon her comrades by the daring Rani of Jhansi.

*Malleson's History of the India Muting, Vol. V. P. 1413-144.*

લોકો, જે ચારે તરફથી પરાભવ પામી બળહીન થઇ ગયા હતા તેમને આ યોજનાથી બળ અને સત્તા મળે એમ હતું. આ યોજના રાણીસાહેબની છે, એમ જાણવામાં આવતાં લશ્કરમાંના સરદારો અને શૂરવીરો રાણી લક્ષ્મીબાઇની સ્તુતિ કરવા લાગ્યા. ઘરડા માણસોએ તેમની અતિ ઉત્તમ યોજનાપ્રતિ વાહ વાહ કરી ધન્યવાદ આપ્યો. ઉત્તેજક યોજના સર્વાનુમતે પસાર થતાં કુચ કરવાની તૈયારી થઈ. શ્રીમંત રાવસાહેબ પેશવા, બાંદેવાળો નવાબ અને મહારાણી લક્ષ્મીબાઈ સાથે તેમની સેનાએ સંપૂર્ણ ઉત્સાહથી ગ્વાલિયર જઈ કિલ્લો સર કરવાની તત્પરતા તથા મનોભાવ દેખાડ્યાં. પેશવા સરકારનો હુકમ થતાં જ મોટું દળ ગોપાળપુર છોડીને આગળ ચાલ્યું. તા. ૩૦ મી મેની રાતે તેમણે મુરાર ગામની છાવણી પાસે આવી દેરા ઠોક્યા. આ વખતે સિંધિયા સરકારના સૈન્યની કેવી વ્યવસ્થા હતી અને કેવી રીતે તેમનાં મન ફેરવી નાંખવામાં આવ્યાં હતાં તેનું અત્ર થોડુંક દિગ્દર્શન કરી પેશવાના લશ્કરે કેવું પરાક્રમ કર્યું તે પ્રતિ આપણે દૃષ્ટિ કરીશું.

ઉત્તર હિંદુસ્તાનમાંના મોટામાં મોટા મરાઠા સંસ્થાન ગ્વાલિયરની ગાદી ઉપર આ વખતે મહારાજાધિરાજ જયાજીરાવ બહાદુર હતા. તેમની ઉમ્મર આશરે ત્રેવીસ વર્ષની હતી. સને ૧૮૪૪ ની સાલમાં લોર્ડ એલિનબરોના અમલમાં ઈંગ્રેજ સરકાર અને ગ્વાલિયર વચ્ચે અથડાઅથડી થઇ હતી અને તેના પરિણામમાં થયેલા નવા તહનામાથી ગ્વાલિયરના રાજ્યમાં ઈંગ્રેજોનો પગ પેઠો હતો. એ તહનામા પ્રમાણે કિલ્લો ઈંગ્રેજ સરકારના તાબામાં હતો અને ત્યાર પછી સિંધિયા સરકારના લડાયક સરંજામમાં પુષ્કળ ઘટાડો થયો હતો. સને ૧૮૫૩ માં મહારાજ જયાજીરાવને ગાદી આપવામાં આવી તેમ છતાં સઘળો રાજકારભાર રેસિડંટના મત પ્રમાણે ચાલતો હતો. મહારાજ જુવાન હોવાથી દિનકરરાવ રઘુનાથરાવ રાજવાડે નામનો ગૃહસ્થ સઘળો કારભાર કરતો અને મહારાજ પોતે ચેનબાજીમાં નિમગ્ન રહેતા હતા. જુવાન મહારાજ ઘણા ચંચળ અને મોજીલા હતા. રાજકારભાર મહારાજના

હાથમાં સોંપવામાં આવ્યો હોય તો હથિયારનો આશ્રય લેતાં પણ તેઓ વાર લગાડે એવા નહોતા. મહારાજ તથા સરકારનું મન સાચવી ચાલવાની યુક્તિ દિવાન દિનકરરાવમાં હતી. તે અસાધારણ બુદ્ધિમાન્ કારકુની ઉપરથી દિવાનના પદ ઉપર આવ્યો હતો અને અધિકાર ઉપર આવ્યા પછી તેણે પોતાની યોગ્યતાને સિદ્ધ કરી બતાવી હતી. ૧૮૫૫ માં જુનો રેસિડંટ બદલાઇ નવો રેસિડંટ આવ્યો, તેવા સંધિના અવસરમાં દિવાન તથા મહારાજા વચ્ચે ભેદ પાડવાનો કેટલાક વિઘ્નસંતોષીઓએ યત્ન કર્યો અને સહજમાં તેમ થયું હોત; કારણ કે તે વખતે મહારાજ જયાજીરાવ હિતોપદેશમાં વર્ણવેલી સ્થિતિમાં હતા. મહારાજ જુવાનીના, રાજ્યના અને નવા નવા રંગના યૌવન અશ્વ ઉપર આરૂઢ હતા, એટલે કે;

यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥

અર્થાત તારૂણ્ય, ધનસંપત્તિ, રાજ્યાધિકાર અને વિવેકશૂન્યતા એ ચારેવાનાં એ વખતે તેમનામાં સાથે મળ્યાં હતાં, વિઘ્નસંતોષી મંડળી ફાવી ગઇ હોત પરંતુ સદ્ભાગ્યે મહારાજનું મન રેસિડંટના મતને અનુસરવા લાગ્યું એટલે તેણે દિવાનની હોશિયારી વિષે તેમને સારી ભલામણ કરી. રેસિડંટ અને મહારાજને થોડા વખતમાં મૈત્રી થઈ ગઇ. સને ૧૮૫૭ ની શરૂઆતમાં તેઓ ગવર્નર જનરલને મળવા કલકત્તે ગયા. મહારાજ જયાજીરાવ સિંધિયાનો બ્રિટિશ સરકારે કલકત્તામાં સારો સત્કાર કર્યો, તેથી તેમને બ્રિટિશ સરકાર ઉપર સદ્ભાવ ઉત્પન્ન થયો. મહારાજ કલકત્તેથી પાછા આવ્યા તેવામાં બંડની વાત ઉડી રહી હતી, અને મે મહિનામાં મીરત અને દિલ્લીમાં ખુલ્લી રીતે બંડ થયાના સમાચાર ગ્વાલિયરમાં આવ્યા. ગ્વાલિયરમાંની ફોજમાં ફૂટ પડવાનો ભય હતો, કારણ કે તેમના મનમાં સરકાર પોતાના ધર્મનો નાશ કરે છે એવો શક આવ્યો હતો. પ્રતિદિવસ વધતા

જતા ધર્મદ્રોહી ગપાટાઓથી સિપાઇઓનાં મન વ્યગ્ર થયાં હતાં. ગ્વાલિયરમાં નવું અને જુનું એમ બે પ્રધાનમંડળ હતાં, તેમાંના જુનાઓને બ્રિટિશ સરકારની રાજ્યપદ્ધતિ બિલકુલ પસંદ પડતી ન હોતી.*

મીરત અને દિલ્લીમાં બંડવાળાઓએ વિજય વર્તાવ્યાથી ઉત્તર હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે બંડ થયાં. લોર્ડ ડેલહાઉસીની રાજનીતિથી અસંતોષ પામેલા સિંદે રાજાઓએ સિપાઇઓની પીઠ ઠોકવા માંડી અને દિલ્લીની પડતી પાદશાહી જાગ્રત થવાનાં મુસલમાનોને સ્વપ્ન આવવા માંડ્યાં હતાં. બ્રિટિશ રાજ્ય ઉપર આ ઘાતક પ્રસંગ આવી પહોંચ્યો હતો ત્યારે સિંધિયા સરકારે પોતાની એક સેના લેફ્ટેનન્ટ

* "It was the opinion of the more intelligent Chiefs of the Gwalior State, who were but few in number, that the Bengal native army belived our Government to have intended, through the greased cartidges, to striks at the Hindu and Mahomedan religions in favour of Christianity. But they held that the army was predisposed to revolt through the disaffection of the population, and that the chief causes of the popular dissatisfaction with our rule were—the extinction of Native States, and our consequent measures; the depresion of Chiefs and heads of society; the resumption, or the conversion into lifetenures, of hereditary rent free tenures of land, or of hereditary interests connected with land or the land revenue; alienation of zamindary lands for arrears of revenue, or in satisfaction of Civil decrees; the non-conferment of estates or honours for eminent services to the states; the want of conciliatory and confidential personal intercourse between our officers and the Native Chiefs, heads of Society and people; our system of administering Civil justice."

*Memorials Page. 327.*

ગવર્નરના સંરક્ષણ માટે આગ્રે મોકલાવી અને બીજી એક મરાઠી સૈન્યની ટુકડી એટાવા તરફ મોકલી આપી, એટલું જ નહિ, પણ ગ્વાલિયરમાંના યુરોપિયનોના રક્ષણ માટે અનેક પ્રયત્ન કર્યા. તા. ૧૪ મી. જુનને દિવસે ઘણો બંદોબસ્ત અને સાવચેતી રાખેલી હોવા છતાં ગ્વાલિયરવાળી ફોજે ઉઘાડી રીતે બંડ કરી ઈંગ્રેજોની છાવણીમાં આગ લગાડી, અને ચાર ઈંગ્રેજ સેનાપતિઓને મારી નાંખ્યા. રેસિડંટ એ સમાચાર મળતાં વાંત મહારાજની પાસે આવ્યો અને રેસિડન્સીના દરેક યુરોપિયન અને બૈરાં છોકરાંને આગ્રે મોકલી આપવાનો બંદોબસ્ત કરવાની અરજ ગુજારી. તેણે એકલા ગ્વાલિયરમાં રહેવાની ઇચ્છા જણાવી છતાં મહારાજાએ તેને જણાવ્યું કે, 'બંડવાળાઓ તમારો પીછો છોડશે નહિ માટે તમે પણ જાઓ.' સારા બંદોબસ્ત સાથે ગ્વાલિયરમાંના તમામ યુરોપિયનોને આગ્રા તરફ વળાવવામાં આવ્યા. ચંબળા નામની નદીથી ૭ માઇલ પર હિંગોના કરીને ગામ છે ત્યાં પહોંચતાં તેમના ઉપર આફત આવી પડી. જહાંગીરખાન કરીને સિંધિયા સરકારનો એક માણસ મિત્રના રૂપમાં શત્રુ થઇ તેમની સાથે ગયો હતો અને છુપાઇ રહેલા બંડવાળાઓને હાથે યુરોપિયનોનો નાશ કરવાનો તેમણે પ્રપંચ રચ્યો હતો, પરંતુ દિવાન દિનકરરાવે તેના પ્રતિકારરૂપ ગોઠવણ કરી રાખી હતી તેથી યુરોપિયનો સઘળાં વિઘ્ન તરી સહી સલામત આગ્રે પહોંચી ગયા. આ વખતે મહારાજ જયાજીરાવ સિંધિયા, દિવાન દિનકરરાવ, ઠાકોર બળદેવસિંહ અને ધોળપુરના રાણાએ જે ઉપકાર કર્યો હતો તે ઈંગ્રેજો માટે ચિરસ્મરણીય રહેશે એમાં કંઈ શંકા નથી.

ઈંગ્રેજ લોકના ગયા પછી બંડવાળાઓએ પોતાનું આધિપત્ય સ્વીકારવાની સિંધિયા સરકારને વિનંતિ કરી. જયાજીરાવ સિંધિયાને પોતાના સેનાધિપતિ બનાવી આગ્રા ઉપર ચડાઈ કરવાનો તેમને વિચાર હતો. આગ્રામાં આ વખતે ઈંગ્રેજ લોકો પાસે સૈન્ય નહોતું તેમ મદદ મળવાનો બીજો સંભવ કે આશ્રય પણ ન હોતો. મેજર મેકફરસને મહારાજ તથા

દિવાનને લખ્યું કે, 'તમે ગમે તેમ કરીને બંડવાળાઓને આગ્રા તરફ આવવા દેશો નહિ.' જો બંડવાળાઓ આગ્રા તરફ ગયા હોત તો ત્યાં તેમને વિજય મળત અને હિન્દુસ્તાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલો આગ્રાનો કિલ્લો તેમને હાથ આવત પરંતુ સિન્ધિયા સરકાર તથા તેમના દિવાને સમજાવી પટાવી ઉદ્ધત અને વિજયની જ હોંશ ઉપર ચઢેલા બંડખોર સિપાઈઓને ગ્વાલિયરમાં જ રોકી રાખ્યા. દિવાન દિનકરરાવ બહાદુર અને સિન્ધિયા સરકારની યુક્તિથી જ યુરોપિયનો આગ્રામાં સલામત રહી શક્યા.*

કંટિન્જંટ ફોજ કેટલાક દિવસ સુધી ગ્વાલિયરમાં સ્વસ્થ રહી અને પોતાના નેતા તરીકે મહારાજ જયાજીરાવ સિન્ધિયાને સમજાવવાનો ફોગટ પ્રયત્ન કર્યો એટલું જ નહિ, પરંતુ 'અમારી સાથે આગ્રે ચાલો અથવા અમને ખજાનામાંથી ધન આપો' એમ તેમણે વિનંતિ કરી, ધમકી આપી અને તગાદો કર્યો, તથાપિ સિન્ધિયા સરકાર તથા તેમના દિવાન બહાદુર દિનકરરાવે તેમને પેટ ન આપતાં ધવરાવ્યા કર્યા. તેમણે પોતાના ધૈર્ય, નિશ્ચય અને ચાતુર્યથી સારૂ સારૂ બોલી તા. ૧૫ મી. અક્ટોબર સુધી બંડખોર સિપાઈઓને સમજાવી પટાવી તથા આશાના

---

* આગ્રામાંના એક યુરોપિયન ગૃહસ્થે આ પ્રસંગને માટે લખ્યું છે કેઃ—

"Few know how much we, at Agra, are indebted to Major Macpherson for our immunity from attack by the full force of the Gwalior Contingent, with their powerful siege artillery. The real state of the case was this: the Political Agent had full influence over Scindia's Dewan, or Prime Minister, the celebrated Dinkar Rao; the Minister in his turn influenced his master; and thus Major Macpherson, from the interior of the fort at Agra, ruled the course of events at the Court of Gwalior."

*Notes on the Revolt in the N. W. Provinces of* India *by Charles Raikes.*

ચિન્હ દેખાડી દેખાડીને ગ્વાલિયરમાં ખાળી રાખ્યા. વખત ઘણો બારીક હતો. મહારાજ દિનકરરાવ અને બીજા બે માણસો શિવાય સઉ ઈંગ્રેજ સરકારની વિરૂદ્ધ હતું. ઈંગ્રેજોની કંટિન્જંટ ફોજ સ્વેચ્છાચરી થઇ સિન્ધિયા સરકારના આનુકૂલ્યની તથા દ્રવ્યસાહાય્યની અપેક્ષા રાખી બેઠી હતી. જો સિન્ધિયાનો હેતુ ગનેસને પણ તેમના કળવામાં આવ્યો હોત તો રાજવાડા ઉપર તોપનો મારો ચલાવી તેમણે મોટું રમસ્તાન કરી મૂકયું હોત. ગ્વાલિયરને બંડના જોશમાં ઉડાડી મુકયું હોત અને મહારાજ તથા દિવાનનું પણ શુંનું શું થયું હોત. સિંધિયાને તેમના સ્વેચ્છાચરણ ઉપર ક્રોધ આવ્યો હોત તોપણ કામ બગડી જાત, કારણ કે ખુદ સિન્ધિયાની દશ હજાર માણસની ફોજ બંડવાળાઓને મળી ગઇ હતી. શ્રીમન્ત નાના સાહેબ પેશવાના ઉપર સઉ કોઇને સારો પ્રેમ હોવાથી અને દિલ્લી તરફ તેમનો વિજય થવાથી લોકમત તેમની તરફ ઢળ્યું હતું. દિલ્લી અને લખનૌમાં ઈંગ્રેજોની સ્થિતિ બહુ જ શોચનીય થઈ પડી હતી. આવા વખતમાં સિન્ધિયા સરકારની રાજ્યભક્તિનો પાયો જો જરા પણ ડગ્યો હોત તો સત્તાવનના બળવાએ કેવું રૂપ લીધું હોત તે કહેવું કઠિન છે. મહારાજ જયાજીરાવ સિન્ધિયાએ અને દિવાન બહાદૂર દિનકરરાવે અણિને પ્રસંગે પોતે ઈંગ્રેજોના પક્ષમાં હોવા છતાં બંડવાળાના બની જઈ એવી ધીરજ, સમયસૂચકતા અને ગંભીર પ્રકૃતિથી કામ લીધું કે, જેને માટે તેમની બુદ્ધિ ઉપર હજારો હજાર ધન્યવાદ દઇ શકાય. તેમની દૃઢતા અને ધૈર્ય ખરેખર રાજ્ય નૈપુણ્યને શોભા આપે એવાં જ મનાયાં. બુંદેલખંડ, ભોપાળ, અને માળવાની કંટિન્જંટ ફોજો અને હોલકરનું સૈન્ય બંડવાળાઓને અનુકૂલ થયું હતું. તેઓ ઈંગ્રેજોની જડ ઉખાડી નાંખવા ટમટમી રહ્યા હતા અને ખરેખર સિન્ધિયાએ જો તેમને આંગળી આપી હોત તો તેઓ ટમટમી રહેલા મેઘની માફક ઈંગ્રેજો ઉપર તૂટી પડી મોટો ઉત્પાત કરી પ્રલય સમુદ્ર જેવા તોફાની બંડખોર દરિયામાં બ્રિટિશ રાજ્યનૌકાને ડુબાવી દેત; પરંતુ તેમના સુભાગ્યે સિન્ધિયા પોતે અને તેમનો

દિવાન દિનકરરાવ છેવટ સૂધી રાજ્યભક્તિથી વિમુખ થયા નહિ, અને ભરમમાં ને ભરમમાં સઘળું શાંત ચાલ્યું ગયું. ઉત્તર હિન્દુસ્તાનમાં જ નહિ પણ દક્ષિણમાં અને ટુંકામાં કહીએ તો આખા હિન્દુસ્તાનમાં બળવો પ્રસરી જઇ બંડવાળાઓએ મોટો અનર્થ કર્યો હોત.*

સપટેમ્બર મહિના સુધી મહારાજ જયાજીરાવ સિંધિયા તથા દિવાન દિનકરરાવે પોતાનો અંતસ્થ હેતુ બંડવાળાઓને જાણવા દીધો નહિ, પરંતુ પછી વધારે વખત તે ગુપ્ત રહી શકયો નહિ. શ્રીમંત નાના સાહેબના પ્રતિનિધિઓ ગુપ્ત રીતે સેનાઓને ફોડતા હોવાથી મહુ અને ઈંદુરના સૈન્ય ફૂટી ગયાં. તા. ૭ મી. સપટેમ્બરે કંટિજન્ટ ફોજનાં ત્રણસેં

* આ વખતની સ્થિતિનું એક ઈંગ્રેજ ગ્રંથકાર આ પ્રમાણે વર્ણન કરે છેઃ—

"Gwalior, while it thus continued in his hands, might have beeu rogarded as in one sense the key of India, or rather, perhaps, as one link of a chain, which could not have given way in any part without ruining our power in India. If the ruler of Gwalior had either played us false, or succumbed to the strong adverse elements with which he had to contend, the Revolt would almost certainly have been national and general instead of being local and mainly military; and instead of its fate being decided by those operations in the easily traversable Gangetic valley, upon which public attention was concentrated, we should have had to face the warlike races of Upper India combined against us, in a most difficult country; and, in all probability, those of the South also." + + + + +
"Had Scindia then struck against us—nay, had he even done his best in our behalf, but failed—the character of the rebellion might have been changed almost beyond the scope of speculation."

*Memorials of Service in India.*

માણસો સિન્ધિયાની પાસે ગયાં અને ' અમારે આગ્રે જવું છે માટે મદદ આપો ' એવી માગણી કરી. આ વખતે સરકારે પોતાનો વિચાર તેમને જણાવી દીધો અને એમ કહ્યું કે, ' હું તમને આ કામમાં કંઇ પણ મદદ આપનાર નથી એટલું જ નહિ, પણ તમે જે કાર્ય કરવાને ઉદ્યત થયેલા છો તે મારા મતથી વિરુદ્ધ છે. તમારા પગાર હું આપવાનો નથી.' બંડવાળાઓ આ ઉત્તરથી સિન્ધિયાનો ખરો હેતુ પામી ગયા. ઘણા ક્રોધ સાથે દરબારમાંથી તેઓ પાછા ફર્યા. સિન્ધિયાએ પોતાની ઉપર આવી પડનાર આફતની સામે થવાને બન્દોબસ્ત કર્યા પછી જ તેમને શ્રીફળ આપ્યું હતું એમ કહેવાની જરૂર નથી. તેમણે મરાઠી ફોજને સમજાવી પોતા ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવ્યો અને ઠાકોર લોકોને બોલાવી મદદે ઉભાં રહેવાને ઉત્તેજન આપ્યું. કન્ટિજન્ટ ફોજે સરકારની સામે તોપનો મારો ચલાવવાને મોરચા બાંધ્યા પરન્તુ છેવટ તેનો ઉપયોગ ન કરતાં તાત્યાટોપી આવી મળ્યો તેની સાથે તેમણે, કાનપુરનો માર્ગ લીધો, છતાં ' ખોડી બિલાડી અપશુકનમાંથી ન જાય એ કહેવત પ્રમાણે સિન્ધિયા સરકાર બંડવાળાઓની વિરૂદ્ધ છે એમ જાણીને તેમણે કેટલાંક પરગણાંમાં લુંટફાટ ચલાવી દેશને ઉજડ કરી નાંખ્યો તથા એક જમીનદારના છોકરાની આંખો ખોતરી કાઢી તેની પાસેથી પુષ્કળ ધન કઢાવ્યું. તા. ૧ લી. ડિસેમ્બરે સઘળા બંડવાળાઓ કાનપુર આવ્યા એટલે આગ્રામાં રહેલા યુરોપિયનો અનાયાસે ભયંકર સંકટમાં આવતાં બચી ગયા.

કન્ટિજન્ટ ફોજ આ પ્રમાણે ગ્વાલિયરમાંથી વગર ખરાબી કરવે ચાલી ગઈ તેથી સિન્ધિયાનો ભય કંઈ ઓછો થયો નહિ, કારણ કે રાજ્યના બીજા સરદારો અને લોકો બ્રિટિશ સરકારની વિરૂદ્ધ સખ્ત લાગણી ધરાવતા હતા. રજપૂત, મરાઠા, ઠાકોર, બુંદેલા અને પુરબિયા પોતાના જાતભાઈઓના બંડમાં ભળી જવાની ઇચ્છા રાખતા હતા, તથાપિ તેમના અધિકારી બળવંતરાવ અને માહુરકરે તેમને સમજાવી સમજાવીને કેટલીક મુશીબતે શાંત રાખ્યા હતા. મેજર મેકફરસનના

વિચાર પ્રમાણે દિવાન દિનકરરાવે આ સ્થિતિ મોટી યુક્તિથી સંભાળી રાખી હતી; કારણ કે જેમના હાથમાં ગ્વાલિયરની રાજ્યસત્તા હતી. તે સઘળા અધિકારિઓ મહા ધૂર્ત રાજખટપટી, પ્રપંચચતુર અને રાજ્યકાર્યકુશળ હતા. દરબારના સઘળા સરદારો બ્રિટિશ રાજ્યસત્તાની વિરૂદ્ધ હતા એટલે સૈનિકો માત્ર તેમના હુકમની જ રાહ જોઈ રહેલા હતા. આખા દેશમાં જ્યારે રુધિર રેડાતું હતું, ગામેગામ જ્યારે ઈંગ્રેજ લોકની વિરૂદ્ધ પ્રજામતનો પડઘો પડી રહ્યો હતો ત્યારે ગ્વાલિયરમાં આ પ્રમાણે વિરૂદ્ધતા છતાં સઘળું સમાધાની સાથે સ્વસ્ત રહ્યું હતું, તે દિવાન દિનકરરાવની ચતુરાઇ અને અત્યન્ત બુદ્ધિપ્રભાવની રાજનીતિને લીધેજ હતું.

૧૮૫૭ ના સપટેમ્બરથી ૧૮૫૮ ના એપ્રિલ સુધી આ પ્રમાણે આમન્યા અને મર્યાદા રહી પરંતુ પછી જેમ જેમ ઝાંશી અને કાલ્પીના યુદ્ધની વાતો આવતી ગઈ તેમ તેમ અવ્યવસ્થા વધતી ગઇ. સિન્ધિયાના રાજ્યમાં ગ્વાલિયરના પ્રચંડ કિલ્લામાં તથા શહેરમાં આજ સુધી દિવાન દિનકરરાવની પરવાનગી વગર પાન પણ હાલતું નહિ તે અવિચલ આજ્ઞા, વ્યવસ્થા અને બન્દોબસ્ત શિથિલ થવા માંડ્યાં. આ વખતે વળી તાત્યાટોપી છુપી રીતે સિન્ધિયા સરકારના લશ્કરમાં ફીતૂર કરાવવા ગ્વાલિયર આવ્યો. તેણે સરદારો અને ફોજની મુલાકાત લઈ નાના સાહેબને મદદ કરવાનાં વચનો મેળવ્યાં, એટલે વખત આવતાં બંડ થવાને વાર લાગે તેમ ન હોતું. માત્ર સિન્ધિયા સરકાર અને તેમનો દિવાન બે જ માણસો તેમની હિલચાલની વિરૂદ્ધ હતા.*

---

* આના સંબંધે મેજર મેકફરસને લખ્યું છે કેઃ—

" Already, in September r857, when he went there to gain the contingent to the Nana, and move it upon Cawnpore, Topeh had become thoroughly acquained with the ground. He saw that the Maharajah, influenced by the Dewan, was the only serious obstacle to the acquisition of

ગ્વાલિયરમાં આ પ્રમાણે ભારેભારમાં સઘળું ચાલતું હતું તેવામાં બીજી તરફ સર હ્યુરોઝે કાલ્પી લીધું અને બંડવાળાઓને યમુનાની પેલીપાર હાંકી કાઢવાનો યત્ન કર્યો, તથાપિ સર્વ પ્રાંતોમાં હજી અરાજ્યનિષ્ઠાનો પ્રબળ દ્રેષાગ્નિ ધુંધવાતો હતો. અયોધ્યાના રોહિલ અને રાવસાહેબનાં સૈન્ય એક થાય તથા સિન્ધિયા સરકારની ફોજ તેમને મળી જાય તો તેઓ પુનઃ રાજ્યસત્તા જમાવી શકે, એમ હતું. ઈંગ્રેજ લોક આ બાબતથી અજાણ્યા ન હોતા. તેઓ સારી રીતે જાણતા હતા કે, જો ઉપર પ્રમાણે બનશે તો બ્રિટિશ સત્તાનો નાશ થશે. બ્રિટિશોના વિજયનો આધાર આ વખતે માત્ર સિન્ધિયા ઉપર હતો.*

Gwalior to the revolt; and that the sole hope of mastering thae obstacle lay in gaining over the Mahratta and Gwalior Divisions of Scindia's troope which still looked to him for guidance, in addition to those who already sympathised with the rebels."

*Memorials p. 331.*

* સિંધિયા જો આ વખતે બ્રિટિશ રાજ્યભક્તિથી ચલિત થયા હોત તો ઈંગ્રેજોને ભરતખંડમાંથી ઉચાળા ભરવા પડયા હોત. એક ગ્રંથકાર લખે છે કે:—

"It needs but a glance at the map to show what the result might have been, had Gwalior sided with the rebels. The Nizam's territories, already sufficently inflammable, would assuredly have caught fire; and it is questionable, whether in that case any part of southern India could have been seved." *P. 326.*

ગવર્નર જનરલ લોર્ડ કેનિંગે ઈંગ્લંડ તરફ એવો પણ તાર કર્યો હતો કે:—

"If the Scindia joins the mutiny. I shall have to pack off to-morrow."

ગ્વાલિયરમાં ગોરૂ લશ્કર મોકલી પાકો બન્દોબસ્ત કરાવવાને આગ્રાથી ગ્વાલિયરના રેસિડન્ટ મેજર મેકફરસને લૉર્ડ કનિંગને લખ્યું હતું, પરન્તુ ગોરું લશ્કર આવે તે પહેલાં પેશવાનું સૈન્ય ગ્વાલિયર ઉપર આવ્યું એટલે વચમાં થઇ માર્ગ કરવાનો તેમને અવકાશ મળ્યો નહિ.

તાત્યાટોપીએ ગ્વાલીયર જઇ સરદારોને મળી વાત કરેલી હતી તેથી શ્રીમંત પેશવાના લશ્કરને પોતાની હદમાં આવતાં કોઈની સાથે અથડાઅથડી થવાનો સંભવ નહોતો અને શ્રીમંત રાવસાહેબે પોતે સિંધિયા સરકાર ઉપર એક પત્ર મોકલાવ્યો હતો. ‘સ્નેહભાવથી હું તમારી તરફ આવું છું અને તમારે આપણા પૂર્વનો સંબંધ યાદ આણી આજ અમને મદદ કરવાની છે. તમારી મદદ આવ્યા પછી હું દક્ષિણ તરફ ઉતરવા ધારૂં છું.’ દિવાન દિનકરરાવે તે પત્રનો ઘટિત ઉત્તર આપ્યો અને રાવસાહેબ સિન્ધિયાની મદદની પૂર્ણ આશાએ આગળ ચાલ્યા. આમેન મહાલ આગળ આવતાં સિન્ધિયાના મહાલકરીએ પેશવાની ફોજને અટકાવવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ શ્રીમન્ત રાવસાહેબે તેને નીચે પ્રમાણે જણાવ્યું. “અમને પ્રતિબન્ધ કરનાર તું કોણ છે? હું સિન્ધિયાને તથા દિવાનને ઓળખતો નથી! શું તેઓ ખ્રિસ્તિ છે, કે અમારી સામે થાય છે? હું ‘રાવ પંત પ્રધાન પેશવા’ છું. સ્વરાજ્ય તથા સ્વધર્મને માટે પરદેશીઓ સામે યુદ્ધ કરૂં છું. સિન્ધિયાના પૂર્વજોએ અમારી હજુરગીરી કરેલી છે અને અમે જ આ રાજ્ય તેમને આપ્યું છે. સિન્ધિયાનું સૈન્ય અમારી સાથે મળેલું છે, સેનાના અધિકારીઓના અમારા ઉપર આશ્વાસનપત્રો આવ્યા છે. તાત્યાટોપીએ ગ્વાલિયર જઇ સર્વ બન્દોબસ્ત કરેલો છે ત્યારે તમારે શું અમારી સાથે લડાઇ કરવાનો વિચાર છે?” શ્રીમન્ત રાવસાહેબ પેશવાનાં બાણ જેવાં તીખાં અને આદેશક વચન સાંભળી મહાલકરી બિચારો ચૂપ થઈ ગયો, અને તેમને અટકાવવાનો વિચાર તેણે માંડી વાળ્યો. તા. ૩૦ મી. મે ૧૮૫૮ ને દિવસે ગ્વાલિયરથી નવ માઇલ ઉપર બરાગાસમાં આવી શ્રીમંત રાવસાહેબ પેશવાના લશ્કરે છાવણી નાંખી.

શ્રીમંત રાવસાહેબે ત્યાંથી સિંધિયાને પોતાના આવ્યાના સમાચાર આપી મદદ માટે વિનંતિ કરી. પેશવાનો પત્ર આવતાં ગ્વાલિયરના દરબારમાં મોટી હોહા થઇ રહી. સિંધિયાના સરદારો અને મુત્સદ્દીઓ પેશવાને મળેલા હતા, તેથી દરબારમાં તેમનો વિચાર વિરુદ્ધ પડયો.* દરબારમાં મોટો સંક્ષોભ થઇ રહ્યો. સરદારોએ પ્રતિપક્ષ બતાવી આવેશજનક વિચાર દર્શાવ્યા અને ઘણી ઉશ્કેરણી થઈ; તથાપિ મહારાજ જયાજીરાવ સિંધિયા પોતાના જ વચનને વળગી રહ્યા. ઈંગ્રેજ સરકારને મદદ કરવા તેમણે સૈનિકો અને બંડવાળાઓની સામે થવાનું બીડું ઉપાડયું. મહારાજ જયાજીરાવ સિંધિયાએ અત્ર ખરેખરૂં શીલ બતાવ્યું કે:—

**जलकी शोभा कमल है, दलकी शोभा पील:**
**धनकी शोभा धरम है, कुलकी शोभा शील.**

આ ઉક્તિ પ્રમાણે સિંધિયાએ પોતાના કુળની શોભા વધારનારૂં શીલ પ્રકટ કરી દરબારમાં બંડવાળાઓને બિલકુલ મદદ નહિ આપવાનો નિશ્ચય જાહેર કર્યો. જુવાનીના જોશમાં આવી મહારાજે બંડવાળાઓની સામે યુદ્ધ કરી તેમનો દોર તોડી નાંખવાનો વિચાર કર્યો, પરન્તુ

* "Scindia's whole force had now been brought to sympathise more or less with the rebels; a large portion was fully with them, and the remainder had no sufficient motive to strike heartily against them for Scindia. Still, the Dewan was confident that, as the small force detached by Sir Hugh Rose was advancing behind them, and as the rebels themselves might be divided by bribery, a selected body of Scindia's Gwalior and Mahratha men if posted in advance, while the mass of his troops was kept back—would check them for a few days, aud give time for our force to come up."

*Memorials. P. 333.*

દિવાન દિનકરરાવ ઘણા અનુભવી અને ગંભીર રાજનીતિજ્ઞ હતો એટલે તેણે બહાર પડી બંડવાળાઓની સાથે લડવાની યોજના સ્વીકારી નહિ. સર હ્યુરોજ ગોરૂં લશ્કર લઈને આવે ત્યાં સુધી ગ્વાલિયરમાં રહીને જ પોતાનું રક્ષણ કર્યા કરવું, એવો દિવાન તથા મેજર મેકફરસન વચ્ચે દૃઢ વિચાર થયેલો હતો. દિવાન સારી રીતે જાણતો હતો કે, સરદારો અને મુત્સદ્દીઓ બંડવાળાઓનું હિત ઇચ્છે છે, એટલે આપણું કંઇ ચાલનાર નથી. સિંધિયાનાં સૈન્યમાં મત્સર અને વૈમનસ્ય વ્યાપ્યું હતું. કારણ કે ‘ બાલેઘાટી ’ નામની એક પલટણના ઉપર સરકારને બહુ જ પ્રીતિ હતી અને તે પલટણ પોતાના બહુ માનથી નવા નવા પોષાક અને સારા ઘોડાઓની સાથે હંમેશાં ઠાઠમાં રહેતી હતી. બીજા સૈનિકોથી તે દેખી ખમાતું નહિ. દિવાન દિનકરરાવે મધ્યરાત્રિ સુધી મહારાજની પાસે બેસી કિલ્લામાં રહી સ્વરક્ષણ કરવાનું સમજાવ્યું, પરન્તુ દિવાનના ગયા પછી એક મળતીઆએ મહારાજનું મન ફેરવી નાંખી, બંડવાળાઓની સામે બહાર લડવા જવાનો હુકમ મેળવ્યો. મહારાજે પોતે તલવાર બાંધી, લશ્કરના સેનાધિપતિ થવાને કબુલ રાખ્યું.*

* મિ. માર્ટિન લખે છે કે:—

“ At this crisis, an unfortunate difference of opinion is said to have arisen between Scindia and his minister. The latter was in favour of an exclusively defensive policy pending the arrival of British reinforcements; the former, deceived by certain ring-leaders in the confidence of Tatia Topce, was led to believe that he might safely attack the rebels ( who were reported to be dispirited and disorganised ) at the head of his own household troops. The councels of the Dewan, however prevailed up to midnight on the 31 st of May: but after he had quitted the palace, the Maharaja was prevailed upon to give orders for an instant march against the advancing enemy. ”

*British India. Vol 11 P. 488.*

શ્રીમંત રાવસાહેબ પેશવાને સિંધિયાની મદદની આશા હતી હતી તે આ પ્રમાણે હવામાં ઉડી ગઈ અને ઉલટો તેમની સાથે ટક્કર લેવાનો પ્રસંગ આવ્યો.

તા. ૧ જુનને દિવસે સવારે મહારાજ જયાજીરાવ સિંધિયા લશ્કરી પોષાક ધારણ કરી, તરવાર બાંધીને ઘોડેસ્વાર થયા, અને લશ્કરને કુચ કરવાનો હુકમ મળ્યો. બે માઇલને છેટે બહાદુરપુર આગળ બંડવાળાઓનો પરાજય કરવાને રણસ્તંભ રોપી ત્યાં પોતાના સૈન્ય સાથે મોટા બંદોબસ્તથી તેઓ ઉભા રહ્યા. આ વખતે તેમની પાસે ૬ હજાર પાયદળ, બારસેં ઘોડેસ્વાર લોકની બાલેઘાટી પલટણ અને મોટી મોટી આઠ તોપો હતી. જયાજીરાવ સિંધિયાએ પોતે આગળ આવી સૈન્યની વ્યવસ્થા કરી અને મોખરા ઉપર તોપો ગોઠવાવી, સૂર્યનારાયણનાં કિરણો ફુટતાંની સાથે જ શત્રુ ઉપર મારો ચલાવવાનો હુકમ આપ્યો. પેશવાના સૈન્યના આગલા ભાગપર મુરાર તરફથી ગોળા આવવા માંડ્યા. તે જોઇ કેટલાક અધિકારીઓએ રાવસાહેબને સિંધિયાની સાથે લડાઈ કરવાનો હુકમ આપવાની વિનંતિ કરી, પરન્તુ તાત્યાટોપી અને રાવસાહેબ પેશવાએ તે માન્યું નહિ. તેમણે ધાર્યું કે, સિંધિયા લડવાને નહિ પણ આપણને સત્કાર આપવાને તોપોની સલામતી આપે છે. શ્રીમંત સલામતી સમજીને બેસી રહ્યા, પણ તોપમાંથી છૂટતા નાશકારક ગોળાઓએ તેમની આંખ ઉઘાડી. પેશવાઇ ફોજમાં દોડાદોડ થઇ રહી અને કેટલાંક માણસ અસાવધતાથી સલામતીની તોપોના ધડાકાથી માર્યાં ગયાં. તાત્યાટોપી અને રાવસાહેબ ઓચિંતા પ્રતિપક્ષથી ગભરાઈ ગયા, પરન્તુ મહારાણી લક્ષ્મીબાઇએ ઉત્સાહથી વખત પ્રમાણે કામ કરવાની યોજના કરી.

રાણી લક્ષ્મીબાઇએ શ્રીમંત પેશવાને ગ્વાલિયર ઉપર ચઢાઈ કરવાની સલાહ આપી હતી અને તે પ્રમાણે તેઓ ચાલી આવ્યા હતા. તેમ સિંધિયાની મદદની આશા હતી પણ આ તો તેથી ઉલટું નીકળ્યું. રાણી લક્ષ્મીબાઈ ઘણાં કુશળ હતાં, છતાં તેમના કહેવા પ્રમાણે થતું

નહોતું. શ્રીમંત રાવસાહેબ પોતાના મનમાં પોતાને માટે ગર્વ રાખત ત્યારે તાત્યાટોપી પોતાને માટે મગરૂર રહેતો અને બીજા બંડવાળાએ પોતાના મત પ્રમાણે વર્તતા હતા, એટલે કે પેશવાના સૈન્યમાં એકમન ન હોતું. સઉ કોઇ પોતપોતાની ઈચ્છામાં આવે તેમ વર્તતા હતા. લડાઈને વખતે અવ્યવસ્થા થઇ જવાનું કારણ એ જ હતું. ઐકય માત્ર એટલું જ હતું કે-સઘળાઓને ઈંગ્રેજો સામે લડવું હતું. બ્રિટિશ રાજની વિરૂદ્ધ લાગણી સર્વેના મનમાં એકસરખી હતી.

સિંધિયા સરકારની તોપો ચાલુ થવા માંડી અને પેશવાનું મોટું સૈન્ય ગભરાવા માંડયું. તે જોઇ રાણી લક્ષ્મીબાઈ પોતાના બસેં ત્રણસે સ્વાર બહાર કાઢી. તોપખાના તરફ હલ્લો કરવા માટે આગળ ધસ્યાં તાત્યાટોપી, સૈન્યની ટૂકડીઓ પાડી, સિંધિયાના સૈન્યની એક તરફ ધસી ગયો. રાણીસાહેબ પોતાના નેક અને શૂરવીર ઘોડેસ્વારોની સાથે સિંધિયાના તોપખાના ઉપર તૂટી પડ્યાં અને તેમના શૂરવીરોએ એવી સમશેર બજાવી કે, ગોલંદાજો તોપોને પડતી મૂકી રણમાંથી નાસી ગયા બીજી તરફના સૈનિકોએ, તાત્યાટોપીના વચનથી બંધાયલા હોવાથી ગોળીઓ છોડવી બંધ કરી. મહારાજ જયાજીરાવ સિંધિયા બાલેઘાટી પલટણની સાથે મોટી બ્રિટિશ રાજભક્તિથી બંડવાળાઓની સામે લડવા લાગ્યા. એક તરફ માનવંત મહારાજા અને બીજી તરફ એક બ્રાહ્મણ અબલા વચ્ચે તુમુલ યુદ્ધ શરુ થયું. સિંધિયા સરકાર ઈંગ્રેજો ઉપરના ભાવને લીધે શૂરથી લડતા હતા ત્યારે રાણી લક્ષ્મીબાઈ તેમના પ્રતિના અભાવથી મહા ક્રોધાંધ થઇ લડાઇ ચલાવતાં હતાં. મહારાણી લક્ષ્મીબાઇ સાહેબે ઉમદા પોષાકવાળા સિંધિયા સરકારના માનિતા સૈન્ય ઉપર પોતાના ગરીબ પોષાકવાળા શૂરવીરોથી એવો સપાટો ચલાવ્યો કે, જવાન મા સિંધિયાના માનિતા સિપાઇઓ ટપોટપ ધરણી ઉપર ઢળી પડવા માંડ્યા અને જોતજોતામાં બંડવાળાઓનો દોર ઉતારવા રણ પડેલા મહારાજ જીયાજીરાવને, પ્રાણ બચાવવાને રાજવાડાનો રસ્તો લઇ, રાણી જેવાં એ

બ્રાહ્મણ અબળાને, મુંઠ બતાવી રણમાંથી અપજશ લઇ નાસી જવું પડ્યું. સિંધિયાને પાછું પડવું પડ્યું તેમ છતાં તેમની એટલી તો અત્રે સ્તુતિ જ કરીશું કે, તેમણે બ્રિટિશ સરકાર પ્રત્યેની મૈત્રિને, એ યુદ્ધથી સફળ કરી બતાવી. મહારાણી લક્ષ્મીબાઇસાહેબને આ વિજયથી અનન્ય કીર્તિ મળી. મહારાજ જયાજીરાવ સિંધિયા કે જેમના શૌર્યને માટે મોટા મોટા લોકોએ વખાણ કરેલાં, જેની લડાયક સામગ્રી જોઈ ને જ શત્રુનો દર્પ ગળી જાય તથા જેની પાસે મોટા મહારથી જેવા શૂરવીરો રણમાં ઘૂમનાર હતા તેવા જયાજીરાવ સિંધિયા આજ એક ગરીબ અબળાથી પરાજય પામી રણમાંથી નાસી ગયા, એ મહારાણી લક્ષ્મીબાઇની તેજસ્વિતા, રણકૌશલ્ય અને પરાક્રમને માટે ઓછું સ્તુતિપાત્ર ન હોતું. ખરૂં છે કેઃ—**क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे** કેવળ સાધન સામગ્રીથી કંઈ થતું નથી. મનુષ્યનામાં સત્ત્વની પણ અપેક્ષા છે, એ આ યુદ્ધથી સિદ્ધ થાય છે.

---

# પ્રકરણ ૨૫ મું.

## છેવટનું યુદ્ધ અને મૃત્યુ.



મહારાણી લક્ષ્મીબાઇથી પરાભવ પામી જુવાન અને રણચતુર જયાજીરાવ સિંધિયા રણાંગણમાંથી નાસી રાજવાડામાં આવ્યા અને ત્યાંથી બંડવાળાઓના અને ખાસ કરીને મહારાણી લક્ષ્મીબાઈના તાપે દિવાન દિનકરરાવને લઈ તાબડતોબ આગ્રા તરફ આગિયારા ગણી ગયા. સિંધિયા જેવો મર્દ અને શૂરવીર હિંદુ રાજા પોતાની રાણીઓ કે આશ્રિતોની પણ દરકાર ન રાખતાં પ્રાણ લઈ જતો રહ્યો. સિંધિયા નાસી જતાં જ રાજવાડામાં હાહાકાર થઇ રહ્યો. પરાજય પામવાથી સરકાર

આગ્રા તરફ નાસી ગયા એવા સમાચાર જનાનખાનાંમાં જઇ પહોંચતાં રાજસ્ત્રીઓ પોતાનાં રક્ષણને માટે નરવર નામના ગામમાં જતી રહીં અને ત્યાં સરકારના એક બે વિશ્વાસુ માણસો હતા, તેમણે તેમનો બંદોબસ્ત કર્યો. આણી તરફ મહારાજના નાસી ગયા પછી બંડવાળાઓએ આનંદથી નગરમાં પેસવા માંડ્યું. ગ્વાલિયર દરબારના જે સરદારો અને મુત્સદ્દીઓ તાત્યાટોપીને આગળથી મળેલા હતા, તે શ્રીમંત રાવસાહેબના આગમનથી આનંદ પામ્યા અને તેમણે શ્રીમંત પેશવાને પોતાનો આનંદ દેખાડવાની તૈયારીઓ કરવા માંડી. શ્રીમંત રાવસાહેબ પેશવા હવે આપણા સ્વામી છે, એમ માની ગ્વાલિયરનાં ફૂટેલાં લશ્કરે તેમને તોપોની સલામતી આપી અને મોટા ઉત્સાહથી બંડવાળાઓને શહેરમાં આવવા દીધા. શ્રીમંત પેશવા સરકારે મોટા ઠાઠમાઠથી નગરમાં પ્રવેશ કરી વાજાંના વિચિત્ર નાદની સાથે રાજમહેલમાં આવી ઉતારો લીધો. મહારાણી લક્ષ્મીબાઇએ નવલખાના બાગમાં પોતાનો પડાવ નાંખ્યો, અને પેશવા સાથે આવેલા બીજા સરદારોએ મોટાં મંદિરમાં મુકામ કર્યાં. ટુંકામાં કહીએ તો શ્રીમંત રાવસાહેબ પેશવાને સિંધિયાની રાજધાની કે જેને જયાજીરાવ પોતાના શૌર્યથી અજય માનતા હતા, તેને હસ્તગત કરતાં જરા પણ શ્રમ પડયો નહિ.

શહેર કબજે કર્યા પછી તાત્યાટોપીએ કિલ્લાનો કબજો લેવા એક સૈન્યને મોકલ્યું. કિલ્લાનો ઉપરિ પહેલેથી જ તાત્યાટોપીને મળેલો હતો એટલે તે સ્વાધીન કરવાને કંઈ શ્રમ પડ્યો નહિ. જેવું તાત્યાનું સૈન્ય આવ્યું કે તરત જ કિલ્લેદારે દરવાજા ઉઘાડી નાંખ્યા. મોટો, મજબૂત અને ડુંગર ઉપર આવેલો અજય્ય કિલ્લો આ રીતે પુષ્કળ યુદ્ધસામગ્રી સાથે બંડવાળાઓને હાથ આવ્યો. ગ્વાલિયરના જેવો કિલ્લો હાથ આવતાં તાત્યાટોપીને બહુ જ આનંદ થયો અને હવે આપણે નિર્ભય છીએ એમ તેના મનમાં સંતોષ ઉત્પન્ન થયો. કિલ્લો અને શહેર હાથ આવ્યા પછી વિજયાનંદમાં ફૂલાઈ ગયેલા સિપાઈઓએ રેસિડન્સી ઉપર દરોડો પાડયો. રેસિડન્સીને લુંટી તથા બાળીને પાયમાલ કર્યું.

પછી તેઓએ ઈંગ્રેજોનું હિત ઇચ્છનારાઓનાં મકાનો નાશ કરવા માંડ્યાં. જુનો રાજમહેલ લુંટી લઈ દિવાન દિનકરરાવનું ઘર અને બીજા સરદારોનાં રહેઠાણ લુંટી તથા બાળી જમીનદોસ્ત કરી નાંખ્યાં, એટલું જ નહિ પરન્તુ દ્રવ્યતૃષ્ણા પૂરી કરવાને તેમણે શહેરમાં લુંટ ચલાવવા માંડી, પરન્તુ શ્રીમંત રાવસાહેબ પેશવાએ રૈયતને લુંટવાની તેમને મનાઈ કરી.

સિંધિયાની રાજધાની ગ્વાલિયર અનાયાસે પ્રાપ્ત થતાં શ્રીમંત રાવસાહેબ પેશવાને પોતાને રાજ્યાભિષેક કરાવવાની ઇચ્છા થઇ આવી, અને વખત પ્રમાણે ગ્વાલિયરના સરદારો તથા મુત્સદ્દીઓ એમના વિચારને અનુકૂલ થયા. પાદશાહી અને સિંધિયાશાહીનો નાશ થઈ પેશવાઇ જામશે એમ સર્વેને ભ્રમમૂલક વિચાર આવ્યો અને જે તે કોઈ એ વાતને અનુમોદન આપવા લાગ્યા. શ્રીમંત રાવસાહેબનો વિચાર દૃઢ થયો. શ્રીમંત સાહેબે રાજમંડળને બોલાવી સિંધિયાના રાજાઓ તથા જાગીરદારોને આમંત્રણ મોકલ્યાં. સિંધિયાના કોશાધિકારીને પોતાની પક્ષમાં લઈ, રાજ્યાભિષેકને માટે જોઇતાં નાણાં મેળવ્યાં. બાણપુર અને શાહગઢના રાજાઓ ઉપર કંકોતરીઓ મોકલાવી. આ પ્રમાણે સઘળી તૈયારી કરાવ્યા પછી સિંહાસનારૂઢ થવાનું શુભ મુહૂર્ત નક્કી કરાવ્યું અને તા. ૩ જુન ૧૮૫૮ ને દિવસે ફુલબાગમાં મોટો ઠાઠદાર રાજ્યાભિષેકનો સમારંભ કર્યો. રાજ્યાભિષેકના દરબારમાં શ્રીમંત પેશવા સાહેબને અનુકૂલ થઇ રહેલા સરદારો, મુત્સદ્દીઓ, મહાલકરીઓ અને બીજા લોકો પોતપોતાની યોગ્યતા પ્રમાણે આવીને બેઠા અને, શ્રીમંત પેશવાસરકારને શોભે એવાં વસ્ત્ર અને અલંકાર ધારણ કરી, શ્રીમંત રાવસાહેબ છડીદારની સાથે દરબારમાં આવ્યા. સરદારોએ ઉભા થઇ, રીત પ્રમાણે મુજરા કર્યા. સર્વેને પોષાક આપ્યા, અને મુખ્ય પ્રધાનપદ ઉપર રામરાવ ગોવિંદ નામના મુત્સદ્દીની નિમણુંક કરી તથા સેનાધિપતિના પદ ઉપર તાત્યાટોપીને કાયમ કરી, રત્નજડિત તરવાર

બંધાવી. દરબારમાં પાનગુલાબ વહેંચાયાં અને શહેરમાં સર્વત્ર આનંદ-ઉત્સવ થઇ રહ્યો.

રાજ્યાભિષેકનો મહોત્સવ થઇ રહ્યા પછી બ્રહ્મભોજનની તૈયારીઓ થઈ. સાતે વાનીનાં પકવાન્ન પડાવવામાં આવ્યાં. બ્રહ્માવર્ત તથા ગ્વાલિયરના બ્રાહ્મણોને નિત્ય નવાં નવાં ભોજન ચાલુ થયાં. શ્રીમંત રાવસાહેબ કસુંબી પીતાંબર અને સાલ જોટો ઓઢી, પંગતમાં આવે, બ્રાહ્મણો તેમને આશીર્વાદ દે અને પોતે આગ્રહ કરી કરીને વિદ્વાન્ બ્રાહ્મણોને પકવાન્ન પિરસાવે, આવો ઠાઠ કેટલાક દિવસ સુધી ચાલ્યો અને સમસ્ત મંડળી મોજ, શોખ, આનંદ તથા બ્રહ્મભોજન અને મિજબાનીઓના રાગતાનમાં તલ્લીન રહેવા લાગી. બ્રાહ્મણોને પ્રીતિભોજન મળે. ઉપર સુવર્ણ દક્ષિણા અપાય એવા જમણના તડાકાઓમાં રાવસાહેબને એમ જ લાગ્યું કે, હવે કોઈ શત્રુ રહ્યો નથી—અર્થાત્ **निर्वीरमुर्वीतलम्**શ્રીમન્ત પેશવાને આવા મોજ શોખમાં પડેલા જોઇ રાણી લક્ષ્મીબાઇને ઘણું લાગી આવ્યું. તેમણે ગ્વાલિયર લીધું અને પેશવાને રાજ્યાભિષેક થયો એટલે 'ખોદે ઉંદર અને ભોગવે ભોરિંગ' એવું થયું તેનો તો એમને રાગદ્વેષ આવ્યો ન હતો, પરંતુ માથે પ્રબળ દુશ્મન ગાજતા હતા અને શ્રીમન્ત આવી તાનબાજીમાં પડ્યા હતા, તે જોઇ એમનો જીવ દુઃખાતો હતો. રાજ્યાભિષેકજન્ય આનંદમૂલક સમારંભમાં એમણે ભાગ લીધો નહિ એટલું જ નહિ, પરંતુ શ્રીમન્તના કાન ઉઘાડવા તેમણે નીચે પ્રમાણે સંદેશો કહાવી મોકલાવ્યો. "તમે આ વખતે આપણા વિજયને શાશ્વત માની આનંદમાં મગ્ન થયા છો, પરંતુ તેમાં સાર નથી. ગ્વાલિયર અને સિંધિયાનું સૈન્ય મળવાથી તમને કોઇનો ભય નથી એમ ધારતા નહિ. ઈંગ્રેજ લોક બડા બાહોશ અને ચતુર છે. તેઓ કેવી રીતે તમારા ઉપર હલ્લો કરશે તે કલ્પનામાં આવે તેમ નથી. તમને આજે શુભ સંધિ પ્રાપ્ત થયો છે, તેને એળે ન જવા દો. મોટા સૈન્યને લીધે તમે ઘણું કરી શકો તેમ છો, દેશમાં ચારે તરફ નાકાબંધી કરાવો અને પલટણના સિપાઇઓને પગાર આપી તેમનાં મન જિતી લો.

બાજીરાવ પેશવાએ બ્રહ્મભોજનમાં પેશવાઇ ગુમાવી હતી તેમ તમે પણ આ શુભ અવસરને ગુમાવશો.” રાણીસાહેબે આ પ્રમાણે કડવાં વચન કહાવ્યાં પણ પેશવાના કાન ઉઘડ્યા નહિ. નઠારું થવાનું હોય ત્યારે માણસને કંઇ ગોઠતું જ નથી, તેમ રાણીનાં હિતકર વચનો શ્રીમંતને ગોઠ્યાં નહિ. જેમ પેશવાની આંખો ઉઘડી નહિ, તેમ તાત્યાટોપી પણ પોતાની મગરૂરીમાં મસ્ત જ રહ્યો. આપણી બલાઢ્ય સેના ઉપર કોણ ચઢી આવનાર છે, એવો તેના મનમાં ગર્વ આવ્યો. બંડવાળા લોકો પણ ચાર દિવસના ચાંદરણા જેવા સુખોપભોગમાં મગ્ન થઈ ગયા અને ગ્વાલિયરમાં સઉ કોઈ ચેનબાજી તથા રંગતાન ઉડાવવા લાગ્યા એટલે ખરેખરી પેશવાઇ તો નહિ પણ ગ્વાલિયરમાં મનસ્વી ઝોટિંગ પાદશાહી ચાલવા માંડી.

આણી તરફ ઈંગ્રેજ લોકોએ કેવી ગોઠવણ કરી, તે તરફ આપણે નજર કરીએ. કાલ્પીની લડાઈમાં હાર ખાઇ બંડવાળાઓ ચારે દિશામાં નાસી ગયા, ત્યારપછી કર્નલ રિડેલ, અને રોબર્ટસન વગેરેએ પોતાની સેનાના ભાગ પાડી, શત્રુની પુંઠે લગાડ્યા, અને ચારે તરફનો બંદોબસ્ત કરી, યુદ્ધથી થયેલા શ્રમની વિશ્રાંતિને માટે સર હ્યુરોજે રજા લીધી. તેણે માગેલી રજા આપી હિંદુસ્તાનની સરકારે તે જગા ઉપર બ્રિગેડીઅર જનરલ નેપિઅરની નિમણુંક કરી. સર હ્યુરોજ પોતાનો અધિકાર સોંપી મુંબાઇ જનાર હતો, એટલામાં બંડવાળાઓ ગ્વાલિયર તરફ ગયાના સમાચાર મળ્યા. એ સમાચાર મળતાં તેણે જનરલ સ્ટુઅર્ટને કાળાગોરા લોકની બે પલટણો આપી, અને કર્નલ રોબર્ટસનની મદદે મોકલ્યો, અને બેઉ સેનાએ મળી બંડવાળાઓનો નાશ કરવો, એમ ઠરાવ્યું. આ યોજનાથી બંડવાળાઓ નાસી જશે એમ સર હ્યુરોજનું માનવું હતું, પરન્તુ તે સૈન્ય ગ્વાલિયર પહોંચે તે પહેલાં તો એવા સમાચાર આવ્યા કે, જયાજીરાવ સિંધિયા આગ્રે નાસી ગયા છે ને ગ્વાલિયર બંડવાળાઓએ કબજે કર્યું છે. તા. ૪ થી જુનને દિવસે વિણાચુટા કરાવે એવી ખબર આવી એટલે સર હ્યુરોજનો રજા લઈ વિશ્રાંતિ લેવા

જવાનો મનોરથ ભાગી પડયો, અને તે ગંભીર વિચારમાં પડી ગયો. અહોરાત્ર શ્રમ લઇ બંડવાળાઓને હરાવ્યા, પરન્તુ તે સર્વ ઉપર પાણી ફરી વળ્યું. ગ્વાલિયર તેમના હાથમાં આવતાં બધી ઉપાધિ અને શ્રમ નવે નામે પુનઃ ખેડવાનાં થયાં, તથાપિ આપી પડેલા ભયની સામે થવાને તેણે પોતાના મનમાં ઉત્સાહ આણી બંડવાળાઓને બિલકુલ દાબી દેવાનો નિશ્ચય કર્યો. સર હ્યુરોઝ જેવો સેનાપતિ ન હોત તો રાવસાહેબ પેશવાએ માંડેલી ગ્વાલિયરની ગાદીને ભય આવી પડત નહિ, અને દક્ષિણસુધી તેનાં ઉંડાં મૂળ રોપાત. સર હ્યુરોઝે તાબડતોબ ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગને તાર કર્યો કે, "ગ્વાલિયર ઉપર સ્વારી કરી શહેર અને કિલ્લો સર કરવાને હું તૈયાર છું." લોર્ડ કેનિંગે તેના ઉત્સાહ ઉપરથી એ માગણી સ્વીકારી તેને સેનાધિકાર આપ્યો. તેણે પોતાની જગાનો અધિકાર લીધો એટલે એ જગા ઉપર આવનાર બ્રિગેડીઅર જનરલ નેપિઅરે મોટા આનંદથી તેના હાથતળે કામ કરવાનું સ્વીકાર્યું. આ ઉપરથી વાંચનારે વિચારી લેવું કે ઈંગ્રેજ લોકો પોતાનું શ્રેય કરવા માટે કેવું જીવ નાંખીને કામ કરે છે. ઉનાળાના દિવસોમાં ઝાંશી અને કાલ્પી વગેરે પહાડી પ્રદેશમાં યુદ્ધ ચલાવી થાકી ગયેલો સરદાર સર હ્યુરોઝ રજા લઈ વિશ્રાંતિ માટે જતો હતો તે સ્વપ્રજાના શ્રેયને માટે રજા નામંજુર કરાવી, ગ્વાલિયર ઉપર આવેલું વાદળ વિખેરી નાંખવાને તત્પર થયો.

સર હ્યુરોઝ અને બ્રિગેડીઅર જનરલ નેપિઅર એ બે ઈંગ્રેજ નરવીર, હવે ગ્વાલિયરની સ્વારીએ ચઢ્યા. તા. ૫ મીને દિવસે તેમણે પોતાના સૈન્યના જૂદા જૂદા ભાગ પાડી, તેમને હરેક પ્રકારે ગ્વાલિયર ઉપર જવાનો હુકમ આપ્યો અને મેજર ઓરને હૈદરાબાદવાળી કંટિજન્ટની રણશૂર ફોજ આપી, દક્ષિણ તરફ ગ્વાલિયરની પૂર્વે કોટાકીસરાઇપર મોકલ્યો અને કર્નલ રિડેલને ભરપૂર તોપખાનું આપી, આગ્રા, ગ્વાલિયરના રસ્તાઉપર રાખ્યો, તથા બ્રિગેડીયર નેપિયર અને પોતે મોટાં સૈન્ય

લઇ, જૂદે જૂદે રસ્તે મુરારની છાવણી ઉપર ચઢી ગયા. આ પ્રમાણે સૈન્યની વ્યવસ્થા કર્યા પછી કુચ કરવા માંડી. એમની સાથે સર રોબર્ટ હેમિલ્ટન અને ગ્વાલિયરનો રેસિડંટ મેજર મેકફરસન હતા. એ બેઉ જણ ગ્વાલિયરના કિલ્લાની અંદરની વ્યવસ્થાથી જ્ઞાત હતા. જુદે જુદે ઠેકાણે મોકલેલા સેનાનીઓ ડુંગરી પ્રદેશમાં મહા વિટંબણા વેઠીને મજલ દરમજલ કુચ કરવા લાગ્યા, તે જોઈ સર હ્યુરોઝને લડવાનું જોર આવ્યું.*

જે ઠેકાણે જયાજીરાવ સિંધિયાનો પરાભવ થયો હતો, તે બહાદરપુર ગામની પાસે તા. ૧૬ મી જુનને દિવસે ઈંગ્રેજોનું સૈન્ય આવી પહોંચ્યું. અહીંથી તેમને ગ્વાલિયરનો પહાડી અને પ્રાચીન કિલ્લો દેખાવા માંડયો. મુરારની છાવણી બંડવાળાઓના હાથમાં હતી. સર હ્યુરોઝે પછી બંડ-

* "The whole affair deserved, and narrowly escaped burning by order of Sir Hugh. The misery of the drowsy pace at which we were compelled to follow our way trammelled as we were with ordnance, and worn out draught animals, was almost the greatest trial, we were called on to endure and then to be obliged to halt about every hundred yards, and battle against sleep, was aggravating in the extreme. The Cavalry constantly slept in their saddles while marching, and by the constant lounging and dragging to one side galled their chargers' backs as they dreamt.

"....................Of battle begun,
Of field-day and foray, and foeman undone;
Of provinces sacked, and warrior store,
Of hurry and havoc, and hampers of ore;
Of captive maidens for joys abundant,
And ransom vast when these grow redundant."

*The Campaign in Central India, P. 174-175.*

વાળાઓના આશ્રયનું સૂક્ષ્મ રીતે અવલોકન કર્યું. મુરારની છાવણીમાં બંડવાળાઓએ બરોબર બંદોબસ્ત કરેલો હતો, તેથી સર હ્યુરોજે ઈંગ્રેજ-ફોજના ભાગ પાડી, તેને જૂદે જૂદે ઠેકાણે મોરચાબંધી કરી ઉભા રહેવાનો હુકમ આપ્યો. તેણે મુરારની છાવણી ઉપર જોરદાર હલ્લા કરી તે એકદમ સર કરવાનો નિશ્ચય કર્યો, કારણ કે, તેના જેવું બીજું સ્થાન નહોતું. પોતાની રણશૂર છ્યાસીમી પલટણને લઈ બંડવાળાઓના ઉપર છાપો મારવા તૈયારી કરી. મુરારની છાવણીમાં સિંધિયાની નામાંકિત બ્રિટિશ સરકારની વિરૂદ્ધ થયેલી પલટણ હતી, એ સિવાય બીજો સઘળો સાજ સિંધિયા સરકારનો હતો અને તે ઠેકઠેકાણે લડવાને તૈયાર થયેલો હતો. આ બળવાન સૈન્ય ઉપર તાત્યાટોપીએ અને રાવસાહેબે હિંદુસ્થાનમાં હિંદુરાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો હતો, પરન્તુ તેમના અંધાધુંધીના કારભારમાં દૂરદર્શીત્વ ન હોતું. સેનાને પોતાને સ્વાધીન લીધી હોત તો સારૂં ફળ થાત; પરન્તુ તેઓ રાજ્યસુખની આશામાં અંધ થયા હતા. અયોધ્યાથી આવેલું રોહિલ લોકનું સૈન્ય અને બંડવાળી બીજી પલટણો પોતપોતાના અધિકારમાં મસ્ત રહેલી હતી. બળવાન્ સેનાના ઉપર કાબુ ધરાવનાર એકકે અધિકારી નહોતો. સેનાની ગોઠવણ અને લડાઈની વ્યવસ્થા કરવામાં આવેલી નહોતી એટલે બંડવાળાઓની પાસે માણસ અને યુદ્ધસામગ્રી ભરચક હોવા છતાં યુદ્ધવિશારદ નેતા વગર બધુ અવ્યવસ્થિત હતું. ‘ ધણીવગર ઢોર સુનાં ’ જેવી સ્થિતિ બંડવાળાઓની હતી.

ઈંગ્રેજોનું સૈન્ય મુરારની છાવણી ઉપર ચઢી આવે છે, એવી ખબર શ્રીમન્ત રાવસાહેબ પેશવાને કરવામાં આવી નહોતી. રાજ્ય મળવાથી હિંદુ રાજ્યની સંસ્થાપનાના ઉત્સાહમાં ઈંગ્રેજોની હિલચાલ તપાસવામાં તે ગાફીલ રહ્યા હતા. મરાઠાઓના શૂરવીરોએ પૂર્વે મરાઠી રાજ્યનો વાવટો અટકમાં રોપ્યો હતો. પરન્તુ હાલ તેવો રણશૂર માણસ પેશવાની પાસે નહોતો અને પોતે પુણ્યશીલ હોવાથી બ્રહ્મભોજન અને દાન કરવામાં તલ્લીન થઈ ગયા હતા. પેશવા આ રીતે પોતાની પ્રવૃત્તિમાં

પડ્યા હતા એટલે ઈંગ્રેજ લોક ગ્વાલિયર ઉપર આવે છે, એવી ખબર તેમને કોણ આપે ? છેવટ જ્યારે સર હ્યુરોજ મુરારની છાવણી ઉપર ચઢી આવ્યો ત્યારે પેશવાના જાણવામાં આવ્યું. તાત્યાટોપીને સૈન્યની વ્યવસ્થા કરવાનો હુકમ આપ્યો, અને પોતે પોતાના નિત્ય ક્રમમાં અંતર ન પડવા દેતાં જેવી ને તેવી રીતે જ બ્રહ્મભોજન કરાવવમાં અને દક્ષિણા વેહેંચવામાં ગુલતાન રહ્યા.

તાત્યાટોપી યુદ્ધવિદ્યામાં કુશળ અને વિકટ વખતે કોઇથી હાર્યો જાય તેવો ન હોતો, પરન્તુ આ વખતે તો તે પણ પેશવાની સાથે વિજયોત્સાહમાં તથા ગર્વમાં પડી ગયો હતો. અને પોતાના લશ્કરની વ્યવસ્થા ન રાખતાં હિંદુનું રાજ્ય કેવી રીતે સ્થાપવું ? અને કેમ ચલાવવું ? તેના વિચારમાં નિમગ્ન થઇ ગયો હતો. તેના મગજમાં એવો વિચાર પેસી ગયો હતો કે, પેશવાની ગાદી સ્થાપન થવાથી સઘળા રાજાઓ તેમને અવશ્ય મદદ કરશે. આવા વિચારમાં તે સ્વસ્થ બેઠો હતો, પણ ઈંગ્રેજ સૈન્ય આવ્યાના સમાચાર મળતાં જ પાછો તૈયાર થયો. લશ્કરી પોષાક ધારણ કરી, તેણે સઘળે ઠેકાણે મોરચા બાંધવાના હુકમ આપ્યા અને પોતે આખી છાવણીની વ્યવસ્થા કરવા લાગ્યો. તેઓ તૈયાર થાય ત્યાર પહેલાં સર હ્યુરોજે તેમના ઉપર જોરદાર છાપો માર્યો અને મોટા સૈન્યને છિન્નભિન્ન કરી નાંખ્યું. સિંધિયા સરકારના સૈન્યે ઈંગ્રેજો ઉપર તોપ માંડી, પરન્તુ સર હ્યુરોજે મારાની જગાઓ હાથ કરી લીધી હતી એટલે તેમનું કંઈ ચાલ્યું નહિ અને ઈંગ્રેજોની સામે થવાને નિરુપાય થઈ રણમાંથી નાસી જવું પડ્યું. બંડવાળાઓમાંના કેટલાક શૂરવીરોએ આ વખતે પરાક્રમ દેખાડવામાં પાછી પાની કાઢી નહિ. ઈંગ્રેજો ઉપર તૂટી પડી, મોટા આવેશથી તેમણે લડાઇ કરી. ૭૧ મી હાઇલેન્ડર્સ પલટણની સાથે તેઓને હાથોહાથ લડાઈ થઇ, તેમાં પણ તેમણે શૂરવીર હાઇલેન્ડર્સને કાપી નાંખવામાં મણા રાખી નહિ. નીલ્હ નામના તેમના સેનાનીને જખમી કરી હતાશ કરી નાંખ્યો. આ વખતે મુંબાઇવાળી ૨૫ મી. નેટીવ ઇન્ફન્ટ્રીના અધિકારી લેયોજે

પોતાનો વિક્રમ વ્યક્ત કર્યો અને બંડવાળાઓના ઉપર ધસારો કરી તેમને પાછા હઠાવ્યા. બંડવાળાઓમાં શૂરવીર કરતાં બાયલા ઘણા હતા અને એ બાયલાઓને લીધે જ શૂરવીરોનો યશ વ્યર્થ ગયો. ' એક બાયલો સો શૂરવીરને ખરાબ કરે ' એમ કહેવાય છે, તે બંડવાળાઓના સંબંધે સિદ્ધ થયું. મુરારની રણભૂમિ ઉપર બે કલાક સુધી જંગી લડાઇ થઇ, તેમાં ઈંગ્રેજોને યશ તથા વિજય મળ્યાં. તેમણે છાવણીને કબજે કરી ત્યાં પોતાનો પડાવ નાંખ્યો.

મુરારની છાવણી ઈંગ્રેજ લોકોએ લીધી એવા સમાચાર ફરી વળતાં બંડવાળાઓમાં હાહાકાર વરતાઇ રહ્યો. શ્રીમન્ત રાવસાહેબની ઉંઘ ઉડી ગઇ. તેમના મનમાં વિણાચુંટા થવા લાગ્યા, અને ગાભરા ગાભરા લશ્કરમાં આવી સિપાઈઓને ઉત્તેજન આપવા લાગ્યા. બાંદેવાળો નવાબ પોતાની મગરૂરી મૂકી શહેરના મોરચાની વ્યવસ્થા કરવા લાગ્યો અને તાત્યાટોપીએ સૈન્યની તૈયારી કરવા માંડી. તેણે ઠેકઠેકાણે તોપના મોરચા બંધાવ્યા, ઘોડેસ્વારના રિસાલા અને પાયદળ પલટણના ભાગ પાડી, મોટા પાયા ઉપર લડાઇની તૈયારી કરી. વળી તેણે મહારાણી લક્ષ્મીબાઈની મુલાકાત લઈ, અત્યન્ત નમ્રપણે પહેલાંની માફક મદદ કરવાને વિનંતિ કરી. સેનાની કેવી રીતે ગોઠવણ કરવી તેના સંબંધી સલાહ પૂછી, પરન્તુ હવે તે કંઇ કામની નહોતી, કારણ કે મળેલો અતિ ઉત્તમ અવસર જતો રહ્યો હતો. શ્રીમન્ત રાવસાહેબના વર્તન ઉપરથી રાણીસાહેબને ખાત્રી થઇ હતી કે, હવે આપણને યશ મળનાર નથી, પરન્તુ તાત્યાટોપીએ જ્યારે નમ્ર થઇ જઈ સૈન્યની વ્યવસ્થા કરવાની માગણી કરી ત્યારે તેમના મનમાં લાગણી થઈ આવી. તેમણે પછી તાત્યાટોપીને આ પ્રમાણે કહ્યું:—" આજ સુધી જીવ નાંખી દઇને કરેલો શ્રમ ફળદ્રૂપ થવાની હવે આશા નથી. ચેનબાજીમાં પડેલા શ્રીમન્ત સાહેબને મારી સલાહ પસંદ આવી નહોતી અને ઈંગ્રેજ લોક છાતી ઉપર આવીને ઉભા રહ્યા ત્યાંસુધી તમારી આંખ ઉઘડી નહિ. હવે તેમની સામા થવામાં યશ મળવાનો નથી; તથાપિ ચાલુ પ્રસંગમાં

ધીરજ મૂકી દેવાનું કારણ નથી. હવે તમારે જે કરવાનું છે તે એ જ કે આપણા લશ્કરને સાવધ કરો અને તેમની ટુકડીઓ પાડી, જુદી જુદી દિશાઓપર રાખો કે જેથી શત્રુઓ આપણી ઉપર હલ્લા આણી શકે નહિ. હું મારૂં કામ બજાવવાને તૈયાર છું અને તમે તમારૂં કામ સંભાળો. જરા ફિકર રાખશો નહિ." રાણીસાહેબના વીર્યોત્સાહપ્રેરક શબ્દો સાંભળી તાત્યાટોપીના પગમાં જોર આવ્યું અને તેણે ગ્વાલિયરની પૂર્વ દિશાનું રક્ષણ કરવાની તેમને વિનંતિ કરી. રાણીસાહેબે છેવટનું યુદ્ધ છે, એમ ધારી અદ્વિતીય રણોત્સાહથી પોતાના સૈન્યની તૈયારી કરવા માંડી. †રાણી પોતાનો લડાયક પોષાક પહેરી, ઘોડા ઉપર સ્વાર થયાં અને રત્નજડિત તરવાર લઈ સૈન્યની કવાયદ લેવા લાગ્યાં. તેમનું તે વેળાનું ભવ્યરૂપ અને ગંભીર શબ્દ સાંભળી સિપાઇઓને શૌર્ય આવ્યું તથા શત્રુ ઉપર હલ્લો કરી તેમનો પરાભવ કરવાને ઉત્સાહ થઇ આવ્યો.

તા. ૧૪ મી. ને દિવસે બ્રિગેડીઅર સ્મિથ પોતાનું સૈન્ય લઈ અંત્રી આગળ આવી પહોંચ્યો. મેજર ઓર અને મી. સ્મિથનાં લશ્કર ભેગાં થયા પછી સર હ્યુરોજના હુકમ પ્રમાણે ગ્વાલિયરના અગ્નિખુણા તરફ

† " * * * But little preparation was made for the defence of the fort; and it is probable that both Tantia Topee and the Ranee concurred in resolving to abide by the old Mahratta tactics, and avoid shutting themselves up within walls. Therefore they disposed their forces so as to observe and the roads leading upon the city from Indookree, Seepree, and the north; the necessary arrangements being effected mainly under the direction and personal supervision of the Ranee, who clad in military attire, and attended by a picked and well-armed escort' was constantly in the saddle, ubiquitous and untiring."

—*Letter from Bombay Correspondent.*

*Times, August 3rd 1858.*

પાંચ મૈલને છેટે કોટાકાસરાઇ નામના ગામ આગળ થઇને હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. સર હ્યુરોઝ અને જનરલ નેપિઅર મુરારની છાવણી કબજે કરી, ત્યાંથી હલ્લો કરવાને તૈયાર બેઠા હતા. બ્રિગેડીઅર સ્મિથ અને મેજર ઓરે કોટાકીસરાઇ જઇ ત્યાંથી શત્રુના સૈન્યનું નિરીક્ષણ કરવા માંડ્યું. એ બાજુ તરફ રાણીસાહેબના તાબાનો મોરચો હતો તેથી ઈંગ્રેજ લોકોએ પણ સારી રીતે એ બાજુની વ્યવસ્થા કરવા માંડી. રાણીએ પોતાના સૈન્યને ઉંચા પ્રદેશમાં રાખી, શત્રુનો ઘાણ નીકળી જાય તેવી જગાએ તોપો ગોઠવી હતી અને એવો બંદોબસ્ત કર્યો હતો કે એ ભાગ ઈંગ્રેજ સૈન્યને દુઃસાધ્ય થઇ પડ્યો હતો.

તા. ૧૭ મી ને દિવસે બ્રિગેડીઅર સ્મિથે રણવાદ્ય વગાડી લડાઇનો પ્રારંભ કર્યો. ઈંગ્રેજ સૈન્ય આગળ વધ્યું એટલે રાણીસાહેબે ગોલંદાજોને સાન કરી તોપ શરુ કરાવરાવી. રાણીની તોપ શરુ થતાં ઈંગ્રેજોના લશ્કરમાં તૂટ પડવા માંડી અને યોદ્ધાઓ પાછો પગ ભરવા લાગ્યા. રાણીસાહેબના તુર્ક લોકોએ ઈંગ્રેજોની સામે ઉતરી પડી યુદ્ધનો આરંભ કર્યો. બ્રિગેડીઅર સ્મિથ તરત ચેતી ગયો અને પોતાના લશ્કરને રાણીની તોપના મારામાંથી બીજી બાજુએ મોટા વિશાળ મેદાન તરફ ચલાવી ગયો. સૈન્યની ટુકડીઓ પાડી નાંખી ઘોડેસ્વાર પલટણને મોખરે આણી, તેણે રાણીના મોરચા ઉપર ચારે તરફથી મારો ચલાવવાની તદબીર કરી. નાની તોપો લઇ ઈંગ્રેજો શત્રુની સામે આવ્યા; પરંતુ રાણીના મકરાણી સ્વારો તેમની સામે થયા અને ઉભય વચ્ચે તુમુલ મારામારી ચાલી. બેઉ તરફના યોદ્ધાઓએ પોતાનાં પરાક્રમ દેખાડ્યાં. રાણીસાહેબના સ્વારોએ તરવાર ચલાવી વિજયશ્રીને પોતાની સોડમાં આકર્ષવા માંડી, પરન્તુ આણી તરફથી કર્નલ રેન્સ અને બીજી તરફથી કરનલ પેલી અને મુંબાઇવાળા ૧૦ મી નેટીવ ઇન્ફન્ટ્રીએ તેમની બાજુએ ચઢી આવી એવો મારો ચલાવ્યો કે રાણીના ઘોડેસ્વારોનો એકે આરો રહ્યો નહિ. તેઓ ચારે તરફથી શત્રુના પંજામાં ફસાઇ પડ્યા. ઈંગ્રેજોની યુદ્ધ ચલાવવાની યુક્તિ આગળ

દુઓનું શૌર્ય આ વખતે હાર ખાઈ ગયું અને રાણીના શૂરવીર ઘોડેસ્વારોને પાછા હઠવું પડયું.

કર્નલ રેન્સ મોટો રણુપટુ યોદ્ધો હતો, તેણે ધૈર્યથી શત્રુ ઉપર મારો ચલાવ્યા કર્યો. તે ચાલુ મારાને આગળ વધારતો હતો અને જો તેને એક ખાઇને લીધે અટકવું પડયું ન હોત તો તે આગળ વધી ગયો હોત. તે આ રીતે પહાડમાં થઈને મહા મુશીબતે પોતાના લશ્કરનો નિભાવ કરતો હતો, ત્યારે બીજી બાજુએ બ્રિગેડીઅર સ્મિથ એક નાની નદી ઉતરી આગળ વધી આવી શત્રુના સૈન્યની હાર તોડવાનો વિચાર કરતો હતો. આણી તરફ ગ્વાલિયરના સૈન્યમાં રાણી સાહેબ ઘોડા ઉપર બેસી નાગી તરવાર હાથમાં લઇ સેનાને મોખરે આવી સૈનિકોને શૌર્ય ઉત્પન્ન કરાવતાં હતાં. તેમનો નિશ્ચય અને શૌર્ય જોઇ યોદ્ધાઓને હોંશ થતી અને તેઓ શત્રુની સામે ટકાવ કરતા હતા, રાણીની પાસે સારા શૂરવીરો થોડા હતા, પરંતુ તેમના ઉત્સાહથી આવેશમાં આવેલા સૈનિકો વધારે કામ કરતા હતાં. આવી રીતે રાણી પોતાના સૈનિકોને ઉત્સાહ આપી મહા ચતુરાઇથી યુદ્ધ ચલાવતાં હતાં, ત્યારે રાવ સાહેબ પેશવા, તાત્યા ટોપી અને બીજા મોટા મોટા સરદારો પોતપોતાના મોરચા સાચવી રહ્યા હતા, પરંતુ જો ખરૂં કહીએ તો તેમની તરફ કંઇજ વ્યવસ્થા નહોતી.

તા. ૧૭ મી. ને દિવસે ગ્વાલીયર સર કરવાના વિચારે ઇંગ્રેજ સેનાપતિએ ચારે તરફથી હલ્લો કરવાનો પ્રયત્ન ચલાવ્યો. કોટાકી સરાઇથી ગ્વાલિયરના ફૂલબાગમાં જવાના રસ્તાને સાધ્ય કરી બંડવાળાઓની હાર તોડી. ફૂલબાગ ઉપર હલ્લો કરવાના ઉદ્દેશે બ્રિગેડીઅર સ્મિથ તેનું જોરદાર મોટું સૈન્ય લઈ આગળ આવ્યો. ઇંગ્રેજોના લશ્કરને સન્મુખ આવતુ જોઇ રાણી સાહેબે તેમના લશ્કરને લડાઇનો હુકમ આપ્યો. રણવાદ્યથી આકાશમાં પ્રતિઘોષ પડવા માંડ્યા, અને પોતાની રાણીની આસપાસ વિંટાઈ દેશી શૂરવીરોએ ઇંગ્રેજોની છાતી સામે ઘોરતર યુદ્ધનો પ્રારંભ કર્યો. આખો દિવસ રાણીએ તેમજ

બ્રિગેડીઅર સ્મિથે પોતાનાં લશ્કરને ઉત્તેજિત રાખી આવેશયુક્ત લડાઈ ચાલુ રાખી. ઉભય પક્ષના પુષ્કળ સિપાઈઓ માર્યા ગયા. જ્યાં ને ત્યાં રણગર્જના સંભળાતી રહી અને આકાશ ધૂળથી ભરાઇ ગયું. મહા તુમુલ સંગ્રામમાં રાણી પોતાના સૈન્યને મોખરે રહી સેનાવલિમાં તૂટ પડવા દેતાં નહિ, તેથી વજ્ર જેવા દુર્ભેદ્ય અને અજીત વ્યૂહને ફોડવાને અસમર્થ થયેલી પોતાની ઇંગ્રેજ સેનાને આંગ્લ સેનાધિપતિએ બીજી બાજુએ લઇ જવા માંડી.

તા. ૧૮ મી. નો સૂર્યોદય થયો અને રાણી સાહેબનું રણશૌર્ય જોઇને આશ્ચર્ય પામેલા ઇંગ્રેજ સેનાપતિને દ્વિગુણિત શૌર્ય આવ્યું. તેણે પુનઃ પોતાના સૈન્યની કવાયત લઇ બીજી બાજુએ લશ્કરને ચલાવ્યું અને તેણી ૧૨૫ કર્નલ રેન્સના સૈન્ય સાથે મળી શત્રુ ઉપર જબરજસ્ત હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. કર્નલ હિક્ષ, અને કેપ્ટન હેનેજની મદદ લઇ, તેઓએ શત્રુપર અસહ્ય મારો શરૂ કરવાની તજવીજ કરી. આ રીતે એકનિષ્ઠ ઇંગ્રેજ લોકો યુદ્ધને માટે તૈયાર થઈ કૃતાંત કાળની પ્રમાણે વિરુદ્ધ પક્ષને સ્વાહા કરવા માટે આગળ ચાલવા માંડ્યા.

રાણી સાહેબ પોતાના સૈન્ય સાથે લડાઇ કરવાને તૈયાર થયાં. તેમણે પુરૂષને છાજતો લશ્કરી પોષાક ધારણ કર્યો. માથે બત્તીની પાઘડી, બદનપર અંગરખું અને પાયજામો તથા કંઠમાં મોટાં મોટાં મોતીની માળા ધારણ કરી. તેમનો ઘોડો બે દિવસના શ્રમથી થાકી ગયેલો હોવાથી સિંધિયાની ઘોડશાળમાંથી એક સુંદર દેખાવનો ઘોડો મંગાવી, તેની ઉપર સ્વારી કરી, તલવાર ખેંચી મોટા ઉત્સાહથી તે લશ્કરની વ્યવસ્થા કરવા માંડ્યાં. ગ્વાલિયર સર કરવાના નિશ્ચયાત્મક વિચારથી ઇંગ્રેજો ચારે તરફથી હલ્લો કરી આવવા લાગ્યા. સર હ્યુરોજે એક તરફથી બંડવાળાઓની ઉપર હલ્લો કર્યો અને બીજી બાજુએ બ્રિગેડીએર સ્મિથે જુદીજુદી ટુકડીઓને ઉશ્કેરી રાણી સાહેબની બાજુ ઉપર ચઢાઇ કરી. રાણી પોતાની ઘોડેસ્વાર પલટણને લઈ ઘણાજ આવેશથી ઈંગ્રેજોની સાથે લડવા લાગ્યાં. તે પોતાના વિશ્વાસુ શૂરવીરોની સાથે લડાઇને મોખરે આવ્યાં અને ઈંગ્રેજોના ઘોડેસ્વારોની

સામે થઇ તેમને પાછા હઠાવ્યા. બીજીવાર બેઉ સેનાઓ સામાસામે આવી અને મોટા આવેશથી લડવા લાગી. તુમુલ સંગ્રામમાં રાણી સાહેબ સ્ફુર્તિથી ફરતાં જણાતાં હતાં. રાણીનાં શૌર્યથી ઉતેજિત થયેલાં માણસોએ એ લડાઇમાં એવા ઉત્સાહથી જંગ મચાવ્યો કે તેમનું શૌર્ય શોભા પામવા લાગ્યું. સામે ઇંગ્રેજ યોદ્ધાઓ પણ હઠી જાય તેવા ન હોતા, તેથી ઉભય સેનાઓને લડવામાં એક બીજાને પરાક્રમ દેખાડવાનો પ્રસંગ મળ્યો. ઇંગ્રેજ લોકો મોટા જોરથી વિદ્યુત્પાતની માફક રાણીના લશ્કર ઉપર તૂટી પડી એવી તલવાર ચલાવવા લાગ્યા કે રાણીના માણસો ટપોટપ મરણ પામે. પરંતુ રાણી સાહેબની હાજરી અને વીરશ્રીના ઉત્તેજનથી તેમની યોદ્ધાવલિમાં ભંગ પડે નહિ ત્યારે ઇંગ્રેજો ક્ષણવાર પાછા પડે, રાણી સાહેબ પોતાના શૂરવીરોના અતઃકરણમાં વીરશ્રી ઉત્પન્ન કરીને જે જગાએ તેઓ હતા ત્યાંથી જરા પણ પશ્ચાત પડવાનું ન કરવા દેતાં યોધ્ધાવલિને કાયમ રાખી રહેવા લાગ્યાં.* આ રીતે

* રાણી સાહેબના આ છેવટના યુદ્ધ માટે એક ઈંગ્રેજ લેખક લખે છે કેઃ—

"She was surprised in her camp near the city of Kotaki-Sarai in Gwalior. When this took place, Ranee Luchmee Bai and her sister, who also was a lady of remarkable valour and beauty, were seated together in the camp in male attire and drinking sharbot. Immediately the beautiful Ranee went over the field and made a firm stand against the array of Sir Hugh Rose. She led her troops to repeated and fierce attacks and though her ranks were pierced through and gradually thinner and thinner, the Ranee was seen in the foremost rank, rallying her shattered troops and performing prodigies of valour. But all was of no avail. The Camel Corps, pushed up by Sir Hugh Rose in person broke her last line. Still the dauntless and heroic Ranee held her own,

*The National Guardian, December 14, 1891.*

ભયંકર અને પ્રખર લડાઈ ચાલતાં યોદ્ધાઓ એક બીજામાં સેળભેળ થઇ ગયા અને એવી કતલ ચાલી કે કાયરનાં કળજાં કંપી જાય, પરંતુ ઉભયમાંથી એકે પક્ષને હજી જય મળ્યો નહિ.

મૂરારની બાજુ તરફથી પેશવાના સૈન્ય ઉપર હલ્લો કરી સર હ્યું રોઝે તેમના બે મોરચા કબજે કર્યા અને લશ્કરને વિખેરી નાંખ્યું. પેશવાના સૈન્યની હારના સમાચાર આવતાં રાણી સાહેબની પાયદળ પલટણના પગ ભાંગી ગયા, કિંવા સિંધિયા સરકારની સામે લડવું એ તેમને ઠીક લાગ્યું નહિ–તેથી તેઓ પાછા પડ્યા. રાણી સાહેબ ઘોડે-સ્વાર પલટણને લઇને શત્રુની સામે લડતાં હતાં, તેમણે પાયદળના ભાગવા છતાં પોતાની વ્યૂહાવલિને ભાગવા દીધી નહિ. સ્વારો એક પછી એક પટકાઇ પડતા હતા તોપણ રાણી હિમ્મતથી બીજા સ્વારો વડે તેમની જગા પૂરાવતાં હતાં. હરકોઇ પ્રકારે પણ તેઓ પોતાના તરફના મોરચાનુ રક્ષણ કરવાના નિશ્ચયથી લડતા હતા. ઘોડેસ્વાર ખુટી જતાં તેમને પાયદળ ઉપર આધાર હતો, પરંતું તે તો દુર્ભાગ્યે નાસી ગયું અને થોડા સ્વારોની સાથેજ તેમને પોતાને ભાગ આવેલું કાર્ય કરવાનું રહ્યું, પાયદળના ભાગવાથી હવે તેમને પોતાની સમશેરનોજ આશ્રય રહ્યો.

રાણી સાહેબના પાયદળ ઉપર હલ્લો કરવાને બ્રિગેડીઅર સ્મિથે બે શૂરવીર બ્રિટન સરદારો મોકલ્યા હતા. તેઓ પોતપોતાની ટુકડીઓ લઇને આવ્યા, પરંતુ તેમને જોતાને વારજ રાણીનું પાયદળ રણસંગ્રામ માંથી પલાયન કરી ગયું અને બે તોપ તથા કેટલીક યુદ્ધ સામગ્રી મળવાથી ઉત્તેજીત થયેલા બ્રિટિશ લશ્કરે પાછળથી પણ રાણીના લશ્કરનો ઘાણ કાઢવા માંડ્યો; ચારે તરફથી ઈંગ્રેજો અને બંડવાળા-ઓની બંદુકો તથા તોપોના બાર થવા માંડ્યા. ચારે દિશામાં ઈંગ્રેજી સૈન્ય ફરી વળેલું છતાં બંડવાળા પિંઢારી લોક તેમને જવાબ દેઈ શકતા હતા, પરંતુ તેમની વ્યવસ્થા બરોબર રહી શકી નહિ. તેમ તેઓ યુદ્ધ

કળામાં ઘણા કાએલ નહોતા તેથી છેવટ તેમને પ્રાણરક્ષણને માટે દશે દિશામાં નાસ ભાગ કરવી પડી. ગુરૂ ગમે તેવો હોય પણ શિષ્યનામાં બુદ્ધિજ ન હોય તો શું કરે ? તેમ રાણીસાહેબ ઘણાં હોંશિયાર અને યુધ્ધકળાવિશારદ હતાં, પરંતુ બંડવાળાઓ જાતે અકત્રાયતી અને અણુ-ઘડ હોવાથી તેમનાથી પોતાનું રક્ષણ થઈ શક્યું નહિ એ તેમના દુર્ભાગ્યનુંજ ફળ હતું. પાયદળ નાસી ગયું અને શૂરવીર પિંઢારીઓ પણ રણમાંથી પગ પાછો કરી નાઠા ત્યારે રાણી સાહેબે નિશ્ચય કર્યો કે હવે સ્વપરાક્રમ વગર છુટકો નથી, અને ચારે તરફ ગાજતા ઈંગ્રેજોની વચ્ચે એક સમશેરનોજ આશ્રય લીધા વગર છુટકો નથી તેથી તેઓએ હિમ્મત ન છોડતાં પોતાના સ્વારોને ઉત્કર્ષક વચન કહ્યાં અને ઈંગ્રેજ વીરોની સાથે જેવું ને તેવું ભયંકર યુદ્ધ ચાલુ રાખ્યું. પરંતુ તેમાં પણ તેઓ વધારે વખત ફાવી શકયાં નહિ. રાણીની સાથે પ્રાણ આપવાના નિશ્ચયવાળા સિપાઈઓ અને ઘોડેસ્વારો; પુરે ચડેલા સાગરના જેવા બ્રિટિશ સૈન્યને ચારે દિશામાં મોટા ઉત્સાહથી પ્રસરી જતું જોઇને હિમ્મત હારી ગયા અને રાણી સાહેબને પણ ખાત્રી થઈ કે હવે આપણી ટેકી લાગનાર નથી. ચારે તરફ મહા ભયંકર અને ઘનઘોર યુધ્ધ ચાલી રહ્યું હતું. બંદુકો અને તોપોના અવિશ્રાંત મારાથી ધુમાડી ને ધૂળ ઉડી રણસંગ્રામ ધુંધળું બની રહ્યું હતું. સૈન્યમાં સર્વત્ર મહા પ્રબળ અને ક્ષણક્ષણ રૂધિરનો વરસાદ વરસાવતો શસ્ત્રસંપાત થઇ રહ્યો હતો અને મોટા સેનોદધિમાં મહારાણી લક્ષ્મીબાઈ પોતાના મુખ્ય સ્વારોની સાથે શત્રુના સૈન્યના મધ્ય ભાગમાં વીરશ્રીને શોભાવતાં હતાં મહારાણીનું આ યુધ્ધ તેમને છેવટનો યશ આપનાર હતું.

તા ૧૮ મી જુન સને ૧૮૫૮—સંવત ૧૯૧૪ ના જ્યેષ્ઠ સુદ ૭ ને દિવસે વીર પુરૂષોને પોતાનું મંડળ ભેદાની પેલી પાર સ્વર્ગ દ્વારમાં પહોંચાડનાર સૂર્ય નારાયણ તપી રહ્યા હતા, ત્યારે સૈન્ય, તરવારે તરવારના હાથોહાથિયા યુધ્ધમાં આપઆપણું પરાક્રમ દેખાડતું હતું. બ્રિગેડીઅર સ્મિથ અને બીજા શૂરવીર બ્રિટનો હજુર પલટણની સામે

ઝઝુમતા હતા, પરંતુ દિવસની ધુસરતાને લીધે તથા રાણી સાહેબે વીર પુરૂષનો પોષાક ધારણ કરેલો હોવાથી તેઓ તેમને પારખી શક્યા નહોતા. રાણી સાહેબ પોતાના સ્વારો અને આપ્ત સેવકોની સાથે બ્રિટિશ યોધ્ધાઓના સાગરમાંથી નીકળી પોતાના પક્ષના મોટા ભાગને મળી જવા માગતા હતા પરંતુ બ્રિટનો તેમાં તેમને સફળ થવા દેતા ન હોતા. રાણી સાહેબે જ્યારે વ્યૂહની બહાર નીકળી જવાને પ્રાણ નાખી દઇને આગળ ધસવા માંડયું ત્યારે એવું તુમુલ યુદ્ધ થયું કે એક ક્ષણમાં અનેક માણસો ધારાતીર્થ ઉપર રામ શરણ થઇ પડ્યાં અને અને ઈંગ્રેજ લોકો તેમને જોત જોતામાં તરવારથી, બંદુકથી અથવા તોપના ગોળાથી દફે કરી નાખવા લાગ્યા, રાણીસાહેબે પણ આ મહા ભયંકર સંગ્રામમાં પોતાનું અદ્વિતીય શૌર્ય દેખાડી આપ્યું. ઈંગ્રેજ યોદ્ધાઓનો પ્રબળ મારો અને અટકાવ હોવા છતાં પોતાની તરવારના જોરે મોટી સેનામાંથી માર્ગ કરી રાણી સાહેબે પોતાના ઘોડાને બહાર કાઢયો. બ્રિગેડીઅર સ્મિથે તુરતજ હજુર્સ પલટણના ઘોડેસ્વારોને તેમની પુંઠે દોડાવ્યા પરંતુ મહારાણીની ચપલતાને તેઓ કેવી રીતે પહોંચી શકે ? આગળ જતાંને વાર તેઓને ભેટો થયો અને તેમ થવાનું કારણ રાણી-સાહેબનો થાક હતો, કારણ કે લાગલાગટ ઘણા દિવસ થયાં તે યુદ્ધ કરતાં હતાં. રાણી સાહેબના શૌર્યથી ઈંગ્રેજો છક થઈ ગયા હતા, તેથી તેમને જીવતાં કેદ કરવાની કદાપિ તેમની ધારણા હશે, પરંતુ રાણી-સાહેબ કંઇ તેવાં અચાલાક નહોતાં. પુનઃ તેઓ તેમના શસ્ત્રસંપાતને જવાબ આપી વિજળીના લિસોટાની માફક આગળ નીકળી ગયાં. બંડ-વાળાઓના મોટા સૈન્યમાં ઈંગ્રેજો રાણીસાહેબ જેવા રણરત્નને શોધી કાઢવા અશકત થઈ પડ્યા. રાણીને પોતાના દેહનું, ધર્મનું અને જાતિનું અભિમાન હતું, તેથી મરણાંતે પણ યવનના સ્પર્શથી પોતાનો દેહ અપવિત્ર ન થાય તેમ કરવાને તેઓ સાવધ રહેતાં હતાં. મુદર અને કાશી નામની બે દાસીઓ તથા રામચંદ્રરાવ દેશમુખ અને રઘુનાથસિંગ વગેરે સેવકો તેમની હજુરમાં હાજર રહ્યા હતા. પોતાના એકનિષ્ઠ

સેવકોને રાણી સાહેબે કહી રાખેલું હતું કે, " જો હું યુદ્ધમાં પડું તો મારા દેહની તમે એવી વ્યવસ્થા કરજો કે યવનનો તેને સ્પર્શ પણ થાય નહિ. મારી આ ઇચ્છાને પુરી કરશો તો જ તમે ખરા સ્વામીનીષ્ઠ કહેવાશો. " આ લોકો અત્યારે યુદ્ધના ભરપૂરમાં ચઢેલા સાગરમાં પણ રાણીની પાસે હતા અને રાણીના ઘોડાની પુઠે તેઓ ઘોડા નાખતા ચાલ્યા જતા હતા, રામચંદ્રરાવની પાછળ બાળક દામોદરરાવને મોટા બંદોબસ્તથી રાખેલો હતો. તેનું સર્વથા તેઓ રક્ષણ કરતાં હતાં.

મહારાણી લક્ષ્મીબાઇએ પોતાના શૌર્યથી ઈંગ્રેજોની સેનાવલિ ફોડી આગળ ચાલવા માંડયું તે જોઇ હુજર્સના સ્વારોએ તેમના ઉપર અસહ્ય મારો ચલાવ્યો.. પોતાના ઉપર ધસી આવતા સ્વારોને મહારાણીએ મોટી ચાલાકીથી જવાબ દીધો પરંતુ એટલામાં એક જણની સમશેરથી સુંદર દાસી કપાઇ ગઈ અને ' બાઇસાહેબ હું મારી ગઇ, ' આવી તેની છેલ્લી ચીસ રાણીજીના કાન ઉપર પડતાં તેમના કોમળ અંતઃકરણમાં વજ્રઘાત જેવું દુઃખ થયું. પોતાની પ્રિય અને નિમકહલાલ દાસીને મારનાર દુષ્ટને રાણીએ ક્રોધથી પાછાં ફરી પૂરો કર્યો, આંખ મીચાઇને ઉઘડે એટલામાં તેનો પ્રાણ લઈ, રાણીનો ઘોડો પાછો વળ્યો અને આગળ માર્ગ કાપવા માંડ્યો. પરંતુ આગળ ચાલતાં એક નાનો જળપ્રવાહ આવ્યો ત્યાં સિંધિયાની પાયગાનો રૂપાળો ઘોડો રાણીને લઇને ઉભો રહ્યો. રાણી સાહેબે પોતાનો ઘોડો બદલ્યો હતો એમ આગળ કહી ગયા છીએ; જો એ ઘોડો હોત તો કદાપિ રાણીસાહેબ નાસી ગયાં હોત, પરંતુ જેમ ખરેખરા પ્રસંગે કુરૂક્ષેત્રમાં ભારતીય યુદ્ધની વખતે પૃથ્વિએ કર્ણના રથચક્રને ગળી તેને નિરૂપાય બનાવી મૂકયો હતો તેમ આ વખતે સિંધિયાની ઘોડારના સુંદર ઘોડાએ નાનું નળું ન કુદતાં રાણીને નિરૂપાય કરી મૂકયાં. તેને પાછો લઈ એડી મારી, થાપડી, ડચકારા વગેરે કરી ઘણી રીતે નાળું કુદાવવાને યત્ન કર્યો, પણ અણસમજું પ્રાણી હઠમાં આવ્યું તે આવ્યું. તેણે એક ડગ પણ આગળ ભર્યું નહિ, ઘોડાની હઠથી રાણીજીએ નિશ્વાસ નાખ્યો અને તેમને લાગ્યું કે હવે

આ ઠેકાણે જ અવસાન કાળ આવી રહ્યો; પાછળ હુજર્સ ઘોડેસ્વારો ધસમસી આવતા હતા અને રાણીસાહેબની સાથે તેમનાં નિમકહલાલ દાસદાસી સિવાય બીજું કોઈ નહોતું. હુજર્સના ઘોડેસ્વારોએ તેમને રાણી-સાહેબ જાણીને આવતા નહોતા. તેઓના મનમાં તો એમજ હતું કે કોઇ વીર પુરૂષ નાસી જાય છે માટે તેને મારી યશ લેવો, વળી કોઈ એમ કહે કે રાણી સાહેબના કંઠમાં પાણીદાર મોતીનો* છડો હતો તે લેવાની આશાએ તેઓ તેમની પુંઠે પડ્યા હતા. ભવતુ, ગમે તે કારણ હો, પરંતુ આ તેમનો અવસાન વખત હતો. નિરૂપાય થયેલાં રાણીની આ વખતે કેવી સ્થિતિ થઇ હશે! તેનો વાંચકોએજ વિચાર કરી લેવો.

રાણી સાહેબ ઉપર તે લોકો તૂટી પડ્યા, પરંતુ પ્રથમ તેમને ગણકાર્યા નહિ. ઈંગ્રેજ લોકે પોતાના ઉપર ધસી આવતાં તેમણે પોતાની પાણીદાર સમશેર ખેંચી અને આવનાર સ્વારોની સાથે ટક્કર લીધી. તેમના અડગ ધૈર્ય આગળ ધસી આવનારાઓનું કંઈ ચાલ્યું નહિ. ખરૂ છે કેઃ—**न पादपोन्मूलनशक्तिरंहः शिलोच्चये मूर्च्छति मारुतस्य**—મોટાં મોટાં વૃક્ષોને ઉન્મૂલન કરવાની શકિતવાળો પવન જેમ પર્વતની આગળ ફાવી શકતો નથી. તેમ હુજર્સના સ્વારો રાણી સાહેબના અદ્વિતીય ધૈર્ય આગળ તેમને સપાટા બંધ રોળી નાખવાના આવેશ યુકત ધસારામાં ફાવ્યા નહિ. રાણી સાહેબની કાળની જીભ જેવી તરવારે તેમની રણસ્વાગતા કરવા માંડી, તેથી ઉપજેલો જોશ નરમ પડી તેઓ પાછા મંદ પડ્યા. રાણીએ તેમને હંફાવવા માંડયા છતાં, એક સ્વારની સામે આપણું કંઇ ચાલતું નથી, એમ મનમાં ગર્વ આવવાથી

---

* એક ગ્રંથકાર લખે છે કેઃ—

**" Flying at length from the field where she had lost what she valued more than Jhansi or the memory of her family, *i. e.* her revenge, an English dragoon, it is said, cut her down, taking her for a sowar and tempted by the necklace over her jacket. "**

*Dalhousie's Administration of British India. P. 133.*

